# અર્પણ પત્રિકા

અનેક વીર, અનેક સજ્જન, ઘણા જ્ઞાનીઓ અને ઘણા કર્મયોગીઓને પેદા કરીને પોષનારી ભારતની ભૂમિ (જેનો કચ્છ એક પ્રશસ્ત ભાગ છે), જેમાં ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ સર્વ ઉચ્ચાશયો શોધાયા અને સાંપડ્યા અને મનુષ્યજાતિની ભવિષ્યની સુવ્યવસ્થામાં જે હજી પણ મહત્ત્વનો ભાગ ભજવશે તે હિંદુસ્થાન અને તેની અવનવી, પચરંગી પણ એક પ્રજાત્વનો અભિલાષ ધરાવનારી પ્રજાને આ પુસ્તક સાદર ભેટ કરું છું.

ડુંગરસી ધરમસી સંપટ



# લેખકની પ્રસ્તાવના

મારા મિત્ર શ્રીયુત દુલેરાય કારાણીપ્રણીત શ્રી'કચ્છના કળાધરો'ની સંક્ષિપ્ત આવૃત્તિ ગુજરાતી પ્રજા સમક્ષ મૂકતાં મને આનંદ થાય છે. શ્રીયુત કારાણીએ 'કચ્છના કળાધરો' એ કચ્છની લોકકથાનું અજોડ પુસ્તક લખી ગુજરાતની મોટી સેવા કરી છે. એમાં પાને પાને શૌર્ય, સાહસ, શક્તિ, ઔદાર્ય, વીરધર્મ અને હૃદયના ઉચ્ચ ગુણોનાં દર્શન થાય છે. એ અનુપમ સુંદર સંગ્રહ છે. શ્રીયુત કારાણીએ ચારણી સાહિત્ય ઘણાં વરસોના પ્રયાસ પછી ભેગું કરી તે ગુજરાતી પ્રજાને ચરણે મૂક્યું છે.

સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલયે આ કામ મને સોંપ્યું હતું. મારી શક્તિ મર્યાદિત છે. મૂળના રસપ્રવાહને હું યોગ્ય રીતે વહેવરાવી શક્યો હોઉં તે માટે મને આશંકા રહે છે. કારણ કે ચારણી કાવ્યો અને કથાઓનો મારો અભ્યાસ સંકુચિત છે. છતાં એના મર્મને સમજીને ટૂંકામાં પીરસવાની મેં યથાશક્તિ કોશિશ કરી છે. ગુજરાત મારી ક્ષતિઓની ક્ષમા કરશે, એવી આશા છે.

અંતમાં મારા મિત્ર શ્રીયુત્ કારાણીનો અને શ્રી સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલયના સંચાલકનો અંતઃકરણપૂર્વક આભાર માનું છું.

કરાંચી
તા. ૨૦-૨-૪૩ — ડુંગરસી ધરમસી સંપટ



# પ્રકાશકનું નિવેદન

'કચ્છના કળાધરો' નામે એક સુંદર પુસ્તક રા. રા. દુલેરાય કારાણીનું લખેલું અમારા હાથમાં આવ્યું છે. આ પુસ્તકની નવી આવૃત્તિ છપાવવાની સૂચનાનો અમે સ્વીકાર ન કરી શક્યા, પણ પુસ્તક અતિ ઉત્તમ પ્રકારનું હોવાથી લોકોની જાણ પર લાવવા માટે લેખકની રજાથી અમે તે પુસ્તકના સૂચક અને ગર્ભિત ભાગો ચૂંટી 'વિવિધ ગ્રંથમાળા'ના ગ્રાહકોને નાની પુસ્તિકારૂપે આપવાનો વિચાર કર્યો. મૂળ લેખકે આપેલી રજા માટે અમે અહીં તેમનો ઉપકાર માનીએ છીએ.

આટલું કામ કરી આપવાની વિજ્ઞપ્તિ અમે સુપ્રસિદ્ધ લેખક રા. રા. ડુંગરસી ધરમસી સંપટને કરી અને તેમણે પૂ. સ્વામી અખંડાનંદજી સાથેનો જૂનો સંબંધ તાજો રાખી, અનેક વ્યવસાયોની વચ્ચે આટલું કામ કરી આપ્યું તે માટે અમે આભારી છીએ.

ડુંગરસીભાઈ પોતે અસલ કચ્છના છે. કચ્છી પ્રજાનાં ગૌરવગાન તેમણે ઘણે સ્થળે કરેલા છે. તેમનું સૌજન્ય અને લોકોપકારની તેમની તીવ્ર વૃત્તિ તેમના સમાગમમાં આવેલા બધાના અનુભવમાં આવી હશે. પુખ્ત વેપારી હોઈને લેખનકળા એ તેમનો ગૌણ વ્યવસાય છે; છતાં નિઃસ્વાર્થપણે અને જનહિતને ખાતર કામ કરતા હોવાથી ગુજરાતી લેખકમંડળમાં આજે તેમણે અમરસ્થાન પ્રાપ્ત કર્યું છે.

'વિવિધ ગ્રંથમાળા'માં વિવિધતા પીરસવાનો અમારો આશય હોઈને તેમના કરતાં આ કાર્ય કોઈ વધુ સારી રીતે કરી શકે તેમ અમને લાગ્યું ન હતું.

પૂર્વસમયે કચ્છ ખેતીમાં આબાદ અને બીજી રીતે સુખી હતો. બીજા મુલકો સાથેનો તેનો વ્યવહાર બહોળો હતો. સિંધુ નદીમાંથી જે પાણી કચ્છમાં ઊતરતું હતું, તે પાણી ધરતીકંપના અને બીજા માનુષી તેમજ કુદરતી કારણોથી બંધ થયું. ઉત્તર–પશ્ચિમનો કચ્છનો પ્રદેશ વેરાન થતાં કચ્છની પ્રજા અનેક મુલકોમાં જઈ મોટી જહેમત અને મોટાં જોખમ ખેડી, વ્યાપારી કુશળતા માટે પ્રસિદ્ધ થઈ. હજી પણ સુવ્યવસ્થિત અને પદ્ધતિસર કામ લેવામાં આવે તો કચ્છનું ભવિષ્ય મોટું જ છે.

ભારતના ઇતિહાસમાં કચ્છ પણ–હિન્દુસ્તાનની માફક–સર્વત્ર નાની પ્રજાઓ, નાનાં શાખાઓ, નાનાં રાજ્યોથી બનેલ હતો. તેમનો આપસઆપસમાં વિરોધ હતો. એ વિરોધની આગમાંથી ઘણું શૌર્ય પેદા થયું, તેમજ આસુરી વૃત્તિને માર્ગ મળવાથી ઘણું ખુસદીપણું અને ઘણી ક્રૂરતા પણ ઊભી થઈ. વ્યક્તિગત અભિમાન, કુટુંબનું અભિમાન, જ્ઞાતિનું અભિમાન એ એમાં ઉપર તરે છે; સામાન્ય પ્રજા તો વ્યક્તિ, કુટુંબ અને જાતિના ઝગડા વચ્ચે ફૂટબોલના દડાની જેમ અથડાયા કરે છે. હિન્દુસ્તાનના બધા ભાગમા ઇતિહાસમાં રહેલી એ મુખ્ય વાતની ઝાખી કચ્છની લોકકથામાં પણ થાય છે. મોટી પ્રજાઓનું ઉત્થાન જે રસ્તેથી થાય એ રસ્તે આજનું હિન્દુસ્થાન જઈ રહ્યું છે. પ્રજાત્વ અને વ્યક્તિત્વ વચ્ચેનું સમતોલપણું નહોતું ત્યારે બધું ગયું અને આવશે ત્યારે બધું મળશે, એમ જગતનો ઇતિહાસ પુરવાર કરે છે. ઇતિહાસ એ એક આરસી છે. લોકકથા એ ઇતિહાસમાથી ચૂંટાયેલા અને યાદ રહેવા જેવા પ્રસંગોનો સમુચ્ચય હોઇને ઇતિહાસના જેટલો નહિ તો જરા ઝાખો ખ્યાલ જરૂર આપે. વ્યક્તિઓની મહત્ત્વાકાંક્ષા ક્યાં ચૂકે છે, કઈ ભૂલોથી ખોટાં પરિણામ આવે છે, બહારથી ઊભી થયેલી વિટંબણાઓનો હોશિયાર માણસો શો ઉપાય કરે છે વગેરે લોકવાર્તામાંથી ચોખ્ખું દેખાય તેમ છે.

ભારતને માટે ભારતનો ઇતિહાસ પરદેશી હાથથી મોટે ભાગે

લખાયેલ છે અને ચૂંથાયેલ છે. સ્વાર્થ અને ક્રૂરતાનાં અનેક પ્રકરણો એ ઇતિહાસમાં શોક કરાવે તેવાં છે. જગતમાં સૌથી વધારે હારી ગયેલી પ્રજા તે હિન્દુસ્તાનની છે એમ કોઇ પણ છૂટાછવાયા પ્રાંતના ઇતિહાસ ઉપરથી જણાશે. પણ 'હજારો નિરાશામાં અમર આશા છુપાઈ છે.'

કાળની ભાવના એ હિન્દુસ્તાનના આધ્યાત્મિક શાસ્ત્રમાં જુદી-જુદી રીતે આલેખાયેલી છે. 'સમય બળવાન છે' એ શબ્દોમાં વધારે સારી તકની રાહ જોવી, વધારે ઉદ્યમ કરવો, વધારે ખંતથી આખી પ્રજાને સબળ અને ઉચ્ચાશયવાળી કરવી વગેરે મંત્રો સમાયેલા છે. ગુજરાતના સાહિત્યમાં ઇતિહાસનો પ્રદેશ તદ્દન વેરાન છે. આ ઇતિહાસ એટલે એક રાજ્યની વંશાવળી, એક રાજ્યધાનીનું વર્ણન અથવા એક વિભાગની ચડતીપડતીનું બ્યાન એ નથી, પણ માણસો માણસોના સમાગમમાં આવી શી નવી વૃત્તિ કે પ્રવૃત્તિ ઊભી કરે છે તે સમજવાનું છે. હિંદના ખૂણેખૂણામાં જૂનાની સાથે નવો જન-સંગ મળ્યો છે, જેમાંથી ન જૂનું રહ્યું, ન નવું રહ્યું પણ કંઈક ત્રીજું જ અને અવનવું જ નીકળ્યું છે, તે વાત ઉપર ધ્યાન અપાવાની જરૂર છે અને એ રીતનો ઇતિહાસ હિન્દુસ્તાનની પ્રજાના ભવિષ્યને ઉજ્જવળ બનાવવાના કાર્યમાં ઘણો મદદકર્તા થાય.

આ પુસ્તક 'વિવિધ ગ્રંથમાળા'ના ચાલુ વરસના ત્રીજા પુસ્તક-રૂપે અને સળંગ ગ્રંથાંક ૩૬૭થી૬૮ તરીકે પ્રસિદ્ધ થાય છે. સંસ્થાના પ્રકાશનો વગેરે બાબતમાં આ અગાઉના 'દત્ત–પરશુરામ'ના પુસ્તક-ના નિવેદનના છેવટના ભાગમાં જે જરૂરી હકીકત આપી હતી, તે અહીં નીચે અવતરણમાં આપી છે, તે તરફ વાચકબંધુઓનું ધ્યાન દોરવામાં આવે છે.

"પુસ્તકપ્રકાશનનું કામ લડાઇને લીધે કેટલું મુશ્કેલ થઈ પડયું છે, તેનો ખ્યાલ વાચકવર્ગને આવી શકશે નહિ. નફો રાખીને તો આ સંસ્થા સાધારણ સમયે પણ કામ નહોતી કરતી; તો હવે

લડાઈના ચોથા વર્ષમાં નુકસાન ખમીને જ આર્યસંસ્કૃતિનો નિર્મળ જ્ઞાનપ્રવાહ વહેતો રાખવાનો રહ્યો. **પૂજ્ય સ્વામી શ્રીઅખંડાનંદની** કૃપાથી આ શુભ કાર્ય ચાલુ રાખવાનો દરેક પ્રયત્ન ટ્રસ્ટીઓ કરશે. પાંત્રીશ વર્ષમા બસોપચાસ સારા પુસ્તકો ગુજરાતને બહુ સસ્તી કિંમતે આ સંસ્થાએ આપ્યાં છે. એટલે આ સંસ્થા તરફ વાચકવર્ગની દિલસોજી અને ભલી લાગણી ખેંચાય છે. પણ હવે પછી એક ખુલાસો કરવાની જરૂર છે. **સૌથી સસ્તું પુસ્તક જોઈતું હોય તેમણે 'વિવિધ ગ્રંથમાળા'ના ગ્રાહક થઈ જવાની જરૂર છે.** જૂના છાપા પણ ન મળે તેટલા ઓછા ભાવે આ સંસ્થા પાકી બાંધણીના ઊંચામાં ઊંચા પુસ્તકો હજી પણ આપે છે. ગુજરાતની પ્રજા તેનો લાભ ભલે મેળવે. જે પુસ્તકો સિલકમાં છે, તે ખલાસ થતા લડાઇ ચાલતા સુધી આ કિંમતે કદી પણ ફરી છાપી વેચી શકાય તેમ નથી. પણ લોકસંસ્થામાંથી લોકોને ભલે ફાયદો થાય, એ નજરથી જ્યાં સુધી ચાલશે ત્યાં સુધી વેચાણ કરવામાં આવશે હાલ નવાં છપાતા પુસ્તકોની છૂટક કિંમત અમાઉના ધોરણ કરતાં થોડીક વધુ રાખવી પડે છે, તેનો ય અમને અફસોસ છે. પણ આમાં કોઈ ઉપાય નથી. જેને સસ્તું મેળવવું હોય, તેણે ગ્રંથમાળાના ઘરાક થઈ જવું એ જ સારું છે. કારણ કે તેના લવાજમમાં વધારો કર્યો નથી, તેમ કરવાનો ઇરાદો પણ નથી. 'વિવિધ ગ્રંથમાળા'ના ગ્રાહકોને અને છૂટક લેનાર બન્નેને જેવો લાભ લડાઇ પહેલાં મળતો હતો, તેવો હવે નવાં પ્રકાશિત થયેલાં પુસ્તકોમાં છૂટક લેનારને મળશે નહિ, માટે જ આવી સૂચના કરવામાં આવી છે."

શુદ્ધિપત્ર પાન ૮–૪ ઉપર અપાયું છે, તે તરફ વાચક બંધુઓનું ધ્યાન દોરવામા આવે છે.

મુંબઈ
તા. ૧૫–૪–૪૩

સસ્તું સાહિત્ય મુદ્રણાલયના ટ્રસ્ટીઓ વતી
મનુ સુબેદાર
પ્રમુખ

છેલ્લાં ૩૨ વર્ષથી શિષ્ટ અને ઉત્તમ સાહિત્ય પૂરું પાડી રહેલી

# વિવિધ ગ્રંથમાળા

( ભિક્ષુ-અખંડાનંદે શરૂ કરેલી )

વાર્ષિક લવાજમ રૂા. ૫)] ❀ [ટપાલખર્ચ માફ

**વરસે દિવસે ૫"×૭॥"ના કદમાં ૧૯૦૦ થી ૨૦૦૦ પૃષ્ઠનું વાચન ત્રણથી ચાર પુસ્તકો દ્વારા ઘેરબેઠાં મળે છે.**

| સંવત ૧૯૯૯નાં પ્રસિદ્ધ થયેલાં પુસ્તકો | પૃષ્ઠ | રૂા. |
|---|---|---|
| શિવાજી છત્રપતિ | ૭૬૦ | ૨ા |
| દત્ત-પરશુરામ | ૩૪૦ | ૨) |
| કચ્છની લોકવાતો ડુંગરશી ધરમશીકૃત | ૩૩૦ | ૨) |
| સંસારમાં સુખ ક્યાં છે | ૧૫૨ | ૧) |

બીજાં નીચેનામાંથી પસંદ થશે

- ઉપનિષદો
- શુદ્ધ કાર્તિકી પંચાંગ
- પ્રખ્યાત સાક્ષરશ્રી જ્યોતીન્દ્ર દવેની વાર્તાનો સંગ્રહ
- કાવ્યસંગ્રહ
- જીવન્મુક્તિ-વિવેક

## આ માળાના નિયમો

(૧) વરસે દિવસે કદ ૫"×૭॥" નાં ૧૯૦૦ થી ૨૦૦૦ પૃષ્ઠનું વાચન ત્રણથી ચાર પુસ્તકોદ્વારા અપાય છે. તેમાંના નીકળ્યાં હોય તે તે પુસ્તક ગ્રાહક થતી વખતે અપાય છે અને બાકીનાં નીકળે તેમ મોકલી અપાય છે. (૨) વાર્ષિક લવાજમ રૂપિયા ૫) અને ચાલુ વર્ષનું ટપાલખર્ચ માફ હોય છે. આફ્રિકા ઇત્યાદિ દેશાવર માટે વાર્ષિક લવાજમ રૂપિયા ૮) અથવા શિલિંગ ૧૨) છે. (૩) પ્રત્યેક વર્ષ કારતકથી આસો સુધીનું ગણાય છે. વચ્ચે ગમે ત્યારે ગ્રાહક થતાં તેનાં કારતકથી પુસ્તકો અપાય છે. (૪) પુસ્તકો સામાન્ય રીતે બોર્ડપટીનાં પૂઠાંમાં બાંધીને અપાય છે. પરંતુ કોઈવાર પુસ્તકોની સંખ્યા ચારથી વધે તો તે

વધારાનું પુસ્તક સારાં પૂંઠાં વાળું જ બંધાશે. (૫) પ્રત્યેક વર્ષનું છેલ્લું પુસ્તક વી. પી. થી મોકલીને તે પછીના વર્ષનું લવાજમ મંગાવી લેવામાં આવે છે. પણ બનતા સુધી તે વિષે અગાઉથી ચેતવણી અપાઈ, જેઓ નવા વર્ષમાં ગ્રાહક રહેવાની ના લખશે તેમને એ છેલ્લું પુસ્તક વી. પી. થી નહિ મોકલતાં સાદી રીતે (બુકપોસ્ટથી) મોકલાશે. (૬) જેઓ પ્રથમથી ના નહિ લખતાં વી. પી. મળેથી તે પાછું વાળશે, તેઓ તે છેલ્લા પુસ્તક ઉપરનો પોતાનો સર્વ હક ગુમાવશે; પરંતુ જેમનું વી. પી. ભૂલથી કે એવા કોઈ કારણથી પાછું વળ્યું હશે, તેઓ પોતાનું વાર્ષિક લવાજમ મોકલી આપીને પોતાનું નામ પાછું ચાલુ કરાવી શકે છે; તથા વી. પી. પાછું વળવાથી ટપાલ આદિ ખર્ચ રદ ગયું હોય તે મોકલીને પાછું વળેલું પુસ્તક પણ તેઓ મેળવી શકે છે. (૭) "વિવિધ ગ્રંથમાળા"નાં પુસ્તકો પૂરતી ચોકસાઈ કરીને ટપાલમાં નંખાય છે; છતાં તે ગ્રાહકને મળે નહિ, તો તેને માટે આ સંસ્થા જવાબદાર નથી. ટપાલખાતા પર અરજી કરવા છતાં, જેઓ તે પુસ્તક ન-મેળવી શકે, તેઓ તે બાબતનો ટપાલખાતા સાથેનો પત્ર-વહેવાર જોવા મોકલી આપશે, તો બનતો વિચાર થશે. (૮) ગેર-વલ્લે જાય નહિ એ રીતે માળાનું દરેક પુસ્તક રજિસ્ટર્ડ પોસ્ટથી મેળવવું હોય તો તેમણે તે માટે વધારાના ખર્ચ બદલ બાર આના વધુ મોકલવા. (૯) વાર્ષિક લવાજમ રૂબરૂમાં ભરનારને તે જ વખતે છાપેલી પાવતી અપાય છે, તથા વી. પી. દ્વારા લવાજમ ભરનારે વી. પી. ઉપર જે સરનામું, ટપાલની છાપ વગેરે હોય છે, તેને જ પાવતી તરીકે જાળવી રાખવાનું છે. (૧૦) મુંબઈના કાર્યાલયમાં વાર્ષિક મૂલ્ય ભરનારે તે લંબો પછીનો સર્વ સંબંધ અમદાવાદના કાર્યાલય સાથે સમજવાનો છે.

## સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય

ઠે. ભદ્ર પાસે અમદાવાદ અને કાલબાદેવી રોડ મુંબઈ

# અનુક્રમણિકા

રણ-કોડીલા કિત્ત વેઆ, જોરાતા જુઆણ,
તરારિયેં જે તેજજા અખિયેં મિંજ એંધાણ,
મિઠેવતનતામરી ફિટણુજી, અખંડ જેંજી આણ,
રમખાણેંજી રમંઝજા, પલપલમેં પરિયાણ,
ધીંગા ધનૂસ-બાણ,
ધબજીવ્યા અજ ધુડમેં ... ... ... ... ૩

ધબજીવ્યા અજ ધુડમેં, રણ-સૂરેંજા સ્વાગ,
સિંધૂડા સોણાઇયું, રણ-ડંકેંજા રાગ,
અખિયેં આંસુડા અચે, અંગ ઝરેતી આગ,
સૂરા સાવજડા જિડાં, મુડેઆ ડિયેં ન માગ,
ઉડાં ઉડામેં કાગ,
કારા ને 'કા-કા' કંધા... ... ... ... ... ૪

કારા ને 'કા-કા' કંધા, કાગ કરીં કરરાટ,
ગજેં બેઆ 'ઘૂ-ઘૂ' કંધા, ઘુવડેંજા ઘૂઘાટ,
ભેરવલું ભેંકાર ને, હોલેંજા હૂંકાટ,
સહૂં કઢંતા સિયાડિયા, વનરાજેંજી વાટ,
અંતરમેં ઊચાટ,
કેક અચેં ને કે વિગેં ... ... ... ... ૫

કેક અચેં ઊચાટ હી, કેંડા થર નિકરેઆ,
કે કે હિન ધરતી મથે, ધારુ ધોંગ થેઆ,
ઝંઝાલું જોરાતિયું, નારીં નાદ કેઆ,
ઘોર ગલોલા રાત-ડીં, ઘોરેં ગજી વેઆ,
ખાંડેં ખેલ કેઆ,
ઝુડિયેં રયા તે ઝાટકા ... ... ... ... ૬

ઝુડિયેં રયા તે ઝાટકા, પણ ઝલ્યા ન રેં ઝૂંઝાર,
ખડકેં તે ખણણાટ જા, રણકેં જિત્ત રણકાર,

કાતિલ ઉરેં કટારિયું, ખ્યા ભાલા ભેંકાર,
કને મિંજારા ય્યા કુછેં, અજ પણ ઊ ભણકાર,
    જામઇતે ઝમકાર,
    રણ–જોગીડેંજી હિડાં … … … … ૭

રણ–જોગીડેંજા હિડાં, જંગી જાગ્યા જંગ,
કેસર–રંગયું કફનિયું, કેસર-રંગેઆ અંગ,
કેસરિયા રણ–કેસરી, કેસર–વરણે રંગ,
રણ–રતડેંજે રંગસેં, રંગજેં જેંજા અંગ,
    અહિયલ’વા અણભંગ,
    ડંક વગાતે દેસમેં … … … … … ૮

ડંકા દેસ–વિદેસમેં, વંકા વગા હંમેસ,
વંકા થનગન ઘોડલા, વંકા જેંજા વેસ,
કનતેં વંકા કાતરા, કંધતેં વંકા કેસ,
કેડ-કટારિયું વંકડયું, વંકા વીર વિસેસ,
    ઉર વંકા આદેસ,
    રણ–ખેલણ જે રંગજા … .. … … ૯

રણ–ખેલણ જે રંગજા, જેંજે તનમેં તાન,
સિંધૂડે જો સડ સુણી, મુડસ થિયેં મસ્તાન,
રત્તજી રેલમછેલમેં, જોગીડા ગુલ્તાન,
મીંઢળ–બંધેં હથ્થડેં, કેક કનૈયા કાન,
    ઝૂંઝયાતે જુવાન,
    મથા મંઢ મેધાનમેં … . . . … ૧૦

મથા મંઢ મેધાનમેં, ચડ તેં ઠેંકયા ધાર,
કોજાણાં ઊ કિત્તવેઆ, જોડેંજા ઝૂંઝાર!
હોથી–હાલા હેંમથુ, પાંડ સમા પઉઆર,
મેંધાનેંજા મોવડી, મુડસ મિયાણાં સાર,

# શુદ્ધિપત્ર

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૧ | ૫ | જગ– | ગજ– |
| ૨૧ | ૧૭ | જગપત | ગજપત |
| ૨૩ | ૨૪ | સોરસીમિયાના | સોરસીપિયાના |
| ૨૭ | ૨૧ | લાગ્યા | લાગ્યો |
| ૯૫ | ૨૩ | વગેપ | શેપ |
| ૧૦૭ | ૩ | હાહાકર | હાહાકાર |
| ૧૬૧ | ૭ | તિલાંજલી | તિલાંજલિ |
| ૧૮૫ | ૧૪ | શાહશાદો - | શાહજાદો |
| ૨૨૧ | ૨ | પ્રબં ધકરી | પ્રબંધ કરી |
| ૨૨૯ | ૩ | મહેરામરણજી | મહેરામણજી |
| ૨૫૮ | ૧૩ | માણસો પણ | 'માણસો |
| ૨૮૯ | ૫ | મહાદેવ' | મહાદેવ', |

# કચ્છની લોકવાર્તા

## ભુજિયો*

### કચ્છી સંગર

કવિ—

ભુજિયા કિલ્લા ભુજજા! કાછજા સણગાર!
ઊભો ઐંયેં આકાસમેં, સૂરેંજા સરદાર!
જોગીડ઼ા! તોં તેં ઊગા, જુગેં-જુગેંજા ઝાડ઼,
કચ્છજો કીર્તિ-થંભ તું, તોં તેં મિડ઼ે મધાર,
અય જોધા જુડ઼ધાર!
અજ ઝાંખો ભાંઇયેં કીં ભલા?... ... ૧

ભુજિયો—

ઝાંખો ભાંઇયાં ન ત ભલા, જોર અથૂકાં કીં?
ખિતડ઼ેમેં ચુણકેં વિઠા, ધીંગાણેંજા ડીં,
ફુડંધા'વા ફિન કોટમેં, સૂરા કેસર-સીં,
અજ રચેતિયું રિહડ઼િયું, ન બકરિયું બુઆડ઼ીં,
ઊભો ન્યારિયાં ઈ,
રણ-કોડીલા કિત વેઆ? ... ... ... ૨

---

* કારાણી કાવ્ય-કુંજમાંની એક કાવ્ય-પ્રસાદી.

રણ-કોડીલા કિત્ત વેઆ, જૉરાતા જુઆણ,
તરારિયેં જે તેજજા અખિયેં મિંજ એંધાણ,
મિઠેવતનતામરી ફિટણજી, અખંડ જેંજી આણ,
રમખાણેંજી રમંઝજા, પલપલમેં પરિયાણ,
    धींगा धनूस-બાણ,
    ધબજીવ્યા અજ ધૂડમેં ... ... ... ... ૩

ધબજીવ્યા અજ ધૂડમેં, રણ-સૂરેંજા સ્વાગ,
સિંધૂડા સૉણાઇયું, રણ-ડંકેંજા રાગ,
અખિયેં આંસુડા અચેં, અંગ ઝલેતી આગ,
સૂરા સાવજડા જિડાં, સુડ્આ હિયેં ન માગ,
ઉડાં ઉડામેં કાગ,
કારા ને 'કા-કા' કંધા... ... ... ... ... ૪

કારા ને 'કા-કા' કંધા, કાગ કરીં કરરાટ,
ગજેં બેઆ 'ઘૂ-ઘૂ' કંધા, ધુવડેંજા ઘૂઘાટ,
ભેરવલું ભેંકાર ને, હોલેંજા હૂંકાટ,
સહૂં કઢેંતા સિયાડ઼િયા, વનરાજેંજી વાટ,
    અંતરમેં ઊચાટ,
    કૈક અચેં ને કૈ વિંગેં ... ... ... ... ૫

કૈક અચેં ઊચાટ હી, કૅડા થર નિકરેઆ,
કૈ કૈ હિન ધરતી મથે, ધારુ ધોંરા થેઆ,
ઝંઝાલું જૉરાતિયું, નારીં નાદ કેઆ,
ઘોર ગલૉલા રાત-ડીં, ઘારેં ગજી વેઆ,
    ખાંડૅ ખેલ કેઆ,·
    ઝુડ઼િયેં પ્યા તે ઝાટકા ... ... ... ... ૬

ઝુડ઼િયેં પ્યા તે ઝાટકા, પણ ઝલ્યા ન રેં ઝૂંઝાર,
ખડ્કેં જે ખણખાટ જા, રણકેં જિત્ત રણકાર,

કાતિલ ઉડે કટારિયું, બ્યા ભાલા ભેંકાર,
કને મિંજારા ચ્યા કુછે, અજ પણ ઊ ભણકાર,
જામધતે ઝમકાર,
રણ-જોગીડ઼ેજી હિડાં ... ... ... ... ૭

રણ-જોગીડ઼ેજા હિડાં, જંગી જાગ્યા જંગ,
કેસર-રંગયું કદ્દુનિયું, કેસર-રંગેલ્યા અંગ,
કેસરિયા રણ-કેસરી, કેસર-વરણે રંગ,
રણ-રતડ઼ેજે રંગસેં, રંગજે જેંજા અંગ,
અડિયલ઼ંવા અણભંગ,
ડંક વગાતે દેસમેં ... ... ... ... ... ૮

ડંકા દેસ-વિદેસમેં, વંકા વગા હંમેસ,
વંકા ઘનગન ઘોડ઼લા, વંકા જેંજા વેસ,
કનતે વંકા કાતરા, કંધતે વંકા કેસ,
કેડ઼ કટારિયું વંકડ઼યું, વંકા વીર વિસેસ,
ઉર વંકા આદેસ,
રણ-ખેલણ જે રંગજા ... . ... ... ૯

રણ-ખેલણ જે રંગજા, જેંજે તનમેં તાન,
સિંધૂડે જો સડ સુણી, મુડ઼સ થિયેં મસ્તાન,
રત્તજી રેલમછેલમેં, જોગીડ઼ા ગુલ્તાન,
મીંઢળ-બંધે હુથડે, કેક કનૈયા કાન,
ઝૂંઝયાતે જુવાન,
મથા મંઢે મેધાનમેં ... ... ... ... ૧૦

મથા મંઢે મેધાનમેં, ધડ઼ તેં ઠેંક્યા ધાર,
કાળજાં ઊ કિત્તવેલ્યા, જારેજા ઝૂંઝાર!
હાથી-હાલા હેંમથુ, પાંડ સમા પડેઆર,
મેંધાનેંજા મેંાવડી, મુડ઼સ મિધાણાં સાર,

તિન ડીંજી તલ્વાર,
તનમેં તી તાજી થિયે ... ... ... ... ૧૧

તનમેં તા તાજા થિયેં, ઊ અસલી અનવર,
ધીંગાણેંજી ધાં સુણી, ઉડંધા અચેં અધર,
ઘોડ઼ી ધીંગંમેં બઝેં, કોડેં કસે કમર,
સંસલા પણ હિત શ્વાનસેં, લડંધે ખણેં ન લર,
સનાંય ભને સબર,
હિન ધીંગી ધરતી મથે... ... ... ... ૧૨

હિન ધીંગી ધરતી સંધો, એંડ઼ો પસી પ્રતાપ,
કોટ કેઆં હી કોડસેં, અજિત આપોઆપ,
અજ ખિરી ખંઢર થ્યો, ડુંગરેં તેં પ્યો કાપ,
હિકડ઼્યું હિયેંમેં હોરિયું, એંડ઼્યું લગ્યું અમાપ,
બઇયું વરારું બાપ,
કૈક પઇયું એં પેટમેં ... ... ... ... ૧૩

કૈક પઇયું એં પેટમેં, કઢણ્યું કિડાં ખણી!
મુડ઼સેંજી મુડ઼સાઈ વઈ, મૂરેં સૉત તણી,
નિકરી વ્યા ઊ નાંગડ઼ા, જેંકે મથ્થે મણી,
અજ સુરેંત્યું સીંધરિયું, વડા વર ખણી,
ધીંગાણેંજા ધણી,
ઉગી ઉલ્લીવ્યા ઑચંધા... ... ... ... ૧૪

ઉગી ઉલ્લીવ્યા ઑચંધા, અભજા નખતર ઇં,
કચ્છમેં કારી રાતડ઼ી અઘાર ઘેરાણી;
રણ-ઝૂંઝાર રમીવેઆ, કચ્છજા કેસર-સીં,
સૂર-ભક્ત-દાતાર પણ, સેંપટ રેઆ 'સુમીં',
કારણ 'કારાણી!'
ઝાંખપ આવઇ જાનમેં ... ... ... ... ૧૫

## ૧ : પૂર્વઇતિહાસ

કચ્છનું રાજ્યસિંહાસન જાણે જાડેજાવંશની જ રાહ જોઈ રહ્યું હોય, તેમ કચ્છપ્રદેશની રાજ્યલગામ એ વંશના હાથમાં આવી તે પહેલાં અહીં અનેકાનેક રાજકીય ઊથલપાથલો અને પરિવર્તનો થતાં રહ્યાં હતાં. અત્યાર સુધી કચ્છપ્રદેશના રાજ્યાસન પર આવી ગયેલા કોઈ પણ રાજવંશીઓ કચ્છના વર્તમાન રાજ્યાધિકારી જાડેજાવંશ જેટલી સ્થિરતા પ્રાપ્ત કરી શકયા નથી. કચ્છપ્રદેશ અને જાડેજાવંશનો જાણે કોઈ પરાપૂર્વનો સંબંધ હોય એવું આ ઉપરથી સ્પષ્ટપણે સિદ્ધ થતું નથી વારુ?

કચ્છ એ શ્રીરામ, કૃષ્ણ, બુદ્ધ, મહાવીર અને પાંડવબંધુઓનાં પુનિત પગલાંથી પાવન બનેલી પુણ્યભૂમિ છે. એ પ્રાચીનબર્હિપના પુત્ર દશ પ્રચેતાઓ, યોગીન્દ્ર મત્સ્યેન્દ્ર, વીર લક્ષ્મણના અવતારરૂપ મનાતા દાદા મેકણ, શાહબુખારી અને બીજા અનેકાનેક સંત-મહંતોની તપશ્ચર્યાના યોગથી પવિત્ર થયેલી તપોભૂમિ છે અને મહાન જગડુ જેવા જગદુદ્ધારક દાનવીરોથી દીપી ઊઠેલી દાનભૂમિ છે. આજ પર્યંત એ અનેક આસમાની-સુલતાની ચક્કરોમાંથી પસાર થઈ ચૂકી છે.

એક વખત ઊભરાઈ જતા પશુધનથી સમૃદ્ધ બની રહેલી આપણી કચ્છધરા માત્ર પશુપાલકો અને તેમના પશુધનથી જ ભરપૂર હતી. ભૌગોલિક દૃષ્ટિએ પણ કચ્છભૂમિ અન્ય પ્રદેશોથી નોખી છે, તેથી પ્રગતિમાન જગતથી તે એકાદ–બે સદી કદાચ પાછળ ચાલતી હોય તો તેમાં નવાઈ નથી. પરંતુ આથી કંઈ જગતના ઐતિહાસિક પટ પરથી તેની મહત્તા લેશ માત્ર પણ ઓછી થાય તેમ નથી.

શ્રી મહાભારત, ભાગવત અને પુરાણોમાં પણ કચ્છધરાનું મહત્ત્વ કંઈ ઓછું નથી! ભારતવર્ષના ચાર પુરાણપ્રસિદ્ધ મહાસરોવરોમાંનું એક નારાયણસરોવર કચ્છમાં આવ્યું છે.

અહીંથી અધો કોશને અંતરે આવેલું શ્રી કોટિલિંગેશ્વરનું તીર્થધામ પણ છેક રામ અને રાવણના સમયનું પુરાતન છે.

'કોટેશ્વરમાહાત્મ્ય'માં કહ્યું છે, કે રાવણે કૈલાસમાં તપશ્ચર્યા કરીને મહાદેવનું વરદાન મેળવ્યું હતું. પછી લંકામાં શિવલિંગની સ્થાપના કરવા માટે તે તેને લઈ જતો હતો. તે સમયે દેવતાઓએ તે લિંગ મુકાવવાને માટે આવી એક યુક્તિ આદરી. બ્રહ્મા ગાયનું રૂપ લઇને રસ્તા પરના એક ખાડામાં પડી રહ્યા અને બીજા દેવતાઓ તેને દોરડું બાંધીને ખેંચવા લાગ્યા. હવે રાવણ જ્યારે અહીંથી પસાર થયો, ત્યારે દેવતાઓ રાવણને તે ગાય બહાર કાઢી આપવા આગ્રહ કરવા લાગ્યા. રાવણ પણ શિવભક્ત હતો. ગાયની દુઃખદ સ્થિતિ જોઇને તેને દયા આવી. તેણે એક હાથમાં

શિવલિંગ પકડયું અને બીજે હાથે પેલું દોરડું ખેંચવા માંડયું. પરંતુ આ મહેનત ફળી નહિ, એટલે તેણે આવેશમાં જ તે શિવલિંગને જમીન પર મૂકી દીધું. હવે બન્ને હાથે દોરડું પકડીને તે પોતાના સમગ્ર બળથી ખેંચવા લાગ્યો. આથી ગાય તો બહાર નીકળી, પરંતુ જ્યાં શિવલિંગ મૂકેલું હતું ત્યાં એકને બદલે અનેક શિવલિંગ થઈ પડ્યાં. તેમાંથી પોતાનું કયું, તે તે ઓળખી શક્યો નહિ. આમ વરદાન પ્રમાણે એ શિવલિંગ ત્યાં જ રહ્યું અને રાવણ નિરાશ થઈ ત્યાંથી ચાલ્યો ગયો.

આ કોટિલિંગ પરથી અહીં કોટેશ્વર મહાદેવની સ્થાપના કરવામાં આવેલ છે.

કચ્છદેશ જુદાજુદા સમયે જુદાંજુદાં નામોથી ઓળખાતો હોવાનું ઇતિહાસસિદ્ધ છે.

યાદવાસ્થલી વખતે કચ્છ ભોજકટના નામથી ઓળખાતું હતું. એના સંબંધમાં ભાગવતમાં એવી કથા વર્ણવાયેલી છે કે વિદર્ભદેશના ભીમક રાજાની કુંવરી રુક્મિણીનું વાગ્દાન પ્રથમ ચેદિદેશના રાજા શિશુપાળ જોડે કરવામાં આવ્યું હતું. પરંતુ રુક્મિણીનો પ્રેમ દ્વારિકાપતિ શ્રીકૃષ્ણ પ્રત્યે ઢળેલો હતો. આથી જ્યારે શિશુપાળ પરણવા આવ્યો ત્યારે રુક્મિણીએ શ્રીકૃષ્ણને ગુપ્તપત્રિકા પાઠવીને બોલાવ્યા. શ્રીકૃષ્ણ તરત ત્યાં આવી પહોંચ્યા. સંકેત પ્રમાણે રુક્મિણી જ્યારે દેવીના મંદિરમાં દર્શન માટે ગયાં, ત્યારે શ્રીકૃષ્ણ ત્યાંથી તેમનું હરણ કરીને નાઠા. આ બનાવથી રુક્મિણીના ભાઈએ એવું પણ લીધું કે, 'જો રુક્મિણીને હું

પાછો તેડી ન લાવું, તો વિદર્ભદેશનું અન્ન-જળ લઉં નહિ; એટલું જ નહિ, પરંતુ પાછો પણ ફરું નહિ.' આવી પ્રતિજ્ઞા લઈ રુકમી સૈન્ય સાથે શ્રીકૃષ્ણ પાછળ પડ્યો; પરંતુ લડાઈ થતાં તેની હાર થઈ. આથી તે પાછો વિદર્ભદેશ ન ફરતાં, કચ્છદેશમાં રાજ્યસ્થાપના કરી રાજ્ય ચલાવવા લાગ્યો. આ સમયમાં કચ્છનું નામ ભોજકટ હોવાનું જણાય છે.

યાદવાસ્થલીના સમય પછી સિકંદરના આગમન સુધીનો કચ્છદેશનો ઇતિહાસ કાળના ગાઢ અંધારામાં ઢંકાઈ ગયો છે. એ સમયની કચ્છની પરિસ્થિતિ જાણવા માટેની યોગ્ય સાધન-સામગ્રીનો અભાવ છે, તેથી એ સમયના ઇતિહાસ પર કોઈ રીતે પ્રકાશ પાડી શકાતો નથી.

આ પછી કચ્છને પરદેશો અને પરપ્રજાઓ જોડે ધાર્મિક, સામાજિક અને રાજકીય સંબંધ સંકળાયો છે, તેથી તે તે દેશો અને તે તે પ્રજાઓના ઐતિહાસિક ગ્રંથોમાંથી આપણને કચ્છવિષયક કેટલીક વિગતો મળી આવે છે.

સિકંદરના સમય પછી, એટલે કે ઇસવી સન પૂર્વે સો, બસો કે ત્રણસો વર્ષ દરમ્યાન મૌર્યવંશ, શુંગવંશ અને ગ્રીક સત્તા પણ કચ્છ પર પોતપોતાનો અમલ ચલાવી ગયેલ છે.

તે પછી શાલિવાહનના સમયમાં એટલે કે ઇસવી સનના પ્રથમ સૈકામાં શક રાજાઓ માળવા, લાટદેશ, સૌરાષ્ટ્ર અને અનૂપદેશ પર રાજ્યસત્તા ચલાવતા હતા, એવું કેટલાક સિક્કાઓ અને શિલાલેખો પરથી સિદ્ધ થાય છે. આ અનૂપદેશ એ જ કચ્છ હોવો જોઈએ, તેનાં પ્રમાણો પણ મળી શકે છે.

વિક્રમાદિત્યે શક લોકોને હરાવીને કચ્છની સત્તા

પોતાના હાથમાં લીધી અને ત્યારબાદ શાહવંશ, ગુપ્તવંશ તથા વલ્લભીવંશ અનુક્રમે તેના ઉપર સત્તા ધરાવતા થયા હતા.

વલ્લભી સત્તાના અસ્ત પછી ચાવડા અને સોલંકી સત્તાનો ઉદય થયો. ચાવડા જયશિખરીએ ગુજરાત, સૌરાષ્ટ્ર અને કચ્છ પર પોતાની સત્તા જમાવી હતી અને કચ્છના રણને કાંઠે પંચાસરમાં રાજ્યગાદી સ્થાપી હતી.

જ્યારે ભુવડ સોલંકીએ ઈ. સ. ૬૯૬ માં પંચાસર પર ચડાઈ કરીને જયશિખરીને હરાવ્યો, ત્યારે કચ્છનો કબજો તેના હાથમાં આવ્યો હતો.

ઇસિવી સનના નવમા સૈકામાં કચ્છમાં વાઘેલા, સોલંકી, ચાવડા અને કાઠીઓનો જુદેજુદે સ્થળે અમલ ચાલતો હતો. જ્યારે મોડ અને મનાઈ સિંધમાંથી ઊતરીને કચ્છમાં આવ્યા, ત્યારે તેમણે આ બધી સત્તાઓને નબળી પાડી અને ધીમે ધીમે સમસ્ત કચ્છ પર તેમણે પોતાની સત્તા કાયમ કરી દીધી.

આમ કચ્છમાં એક વાર સમાવંશની સત્તાનું સ્થાપન થયા પછી, જામ પુંઅરાના મૃત્યુ પછી કચ્છ પર ફરી થોડો સમય લગી ચાવડા અને સોલંકીની સત્તા આવવા માંડી હતી.

ત્યાર બાદ જામ ઉન્નડના વંશમાંથી લાખો અને લાખિયાર એ બે જોડિયા ભાઈઓ સિંધમાંથી ઊતરીને કચ્છમાં આવ્યા અને તેમણે લાખિયાર વિયરામાં રાજ્યગાદીની સ્થાપના કરી. આમ આ બન્ને ભાઈઓએ કચ્છ પર જાડેજા સત્તાનું બીજ રોપ્યુ અને તે અદ્યાપિ ચાલે છે.

ઉપર કહ્યા પ્રમાણે કચ્છ પર અત્યાર સુધી અનેક સત્તાઓના ઉદયાસ્ત થવા પામ્યા છે.

## ૨ : મિસરથી કાઠિયાવાડમાં

પુરાણુ મતાનુસાર શ્રીઆદ્યનારાયણુના નાભિ-કમલ-માંથી બ્રહ્મા પેદા થયા. બ્રહ્માના અત્રિ અને અત્રિના ચંદ્ર-રાજા થયા. એ ચંદ્રરાજાના વંશજો ચંદ્રવંશીને નામે ઓળ-ખાય છે. શ્રી આદ્યનારાયણુની દશમી પેઢીએ યદુરાજા થયો. આ યદુરાજાના વંશજો યાદવોના નામથી પ્રસિદ્ધ થયા. એ જ વંશમાં ચોપનમી પેઢીએ યદુવંશાવતંસ શ્રીકૃષ્ણુચંદ્ર થયા. શ્રીકૃષ્ણુના પુત્ર પ્રદ્યુમ્નના પુત્ર અનિરુદ્ધ જોડે મિશ્રદેશ (ઇજીપ્ત)માં આવેલા શોણિતપુરના રાજા બાણુાસુરે પોતાની કન્યા ઉષા (ઓખા)નાં લગ્ન કર્યાં. આ વખતે બાણુાસુરના પ્રધાન કૌભાંડની પુત્રી રમા પણુ શ્રીકૃષ્ણુના પુત્ર સાંબને વરી. તેથી તેને ઉષ્ણિક નામનો પુત્ર થયો. ઉષ્ણિક યાદવાસ્થલી સમયે પોતાને મોસાળ શોણિતપુર હતો તેથી બચી ગયો હતો.

મિશ્રનો રાજા બાણુાસુર નિર્વંશ જતાં તેનું રાજ્ય તેના પ્રધાન કૌભાંડે કબજે કરી લીધું. કૌભાંડ પણુ સંતતિ-

હીન હતો, તેથી તેની પાછળ મિશ્રદેશનું રાજ્ય તેના દૌહિત્ર અને શ્રીકૃષ્ણસુત સાંબના પુત્ર ઉષ્ણિકને મળ્યું.

ઈ. સ. ના છઠ્ઠા સૈકામાં શ્રી આદ્યનારાયણના વંશનો એકસો પાંત્રીસમો અને ઉષ્ણિકના વંશનો અગણ્યાશીમો રાજા દેવેન્દ્ર મિશ્રની ગાદીએ આવ્યો. તેના અસપત, ગજપત, નરપત અને ભૂપત નામે ચાર કુમાર હતા.

આ અરસામાં અર્થાત્ ઈ. સ. ના છઠ્ઠા સૈકામાં નબી મહંમદ પયગંબરસાહેબે (સલ૦) મૂર્તિપૂજા વિરુદ્ધ ઝુંબેશ ઉઠાવી હતી. આખું અરબસ્તાન મૂર્તિપૂજક હતું. પણ મહંમદસાહેબ (સલ૦)ની સતત ચળવળથી તેને નમતું આપી ઇસ્લામ સ્વીકારવો પડ્યો હતો. અરબસ્તાન ઉપરાંત અન્ય મુલકોમાં પણ પયગંબરસાહેબ ઇસ્લામ ધર્મનો ફેલાવો કરી રહ્યા હતા. તેઓ પોતાના અન્ય સાથીઓ સાથે દેવેન્દ્ર પાસે આવ્યા અને ઇસ્લામનો સ્વીકાર કરવા સમજાવવા લાગ્યા. પણ દેવેન્દ્રે તેનો ઇન્કાર કર્યો અને તેમાં મેરુસમાન અડગતા દાખવી. આ ઘટના પછી થોડાક સમય બાદ દેવેન્દ્ર સ્વર્ગવાસી થયા.

હવે દેવેન્દ્રના ચારે કુમારો એના સ્વર્ગવાસ પછી અકળાવા લાગ્યા. તેઓ પોતાની સલામતી કાજે જરૂરજોગી વસ્તુઓ સાથે લઈ રાજધાની ત્યજીને દરિયાકિનારે આવી પહોંચ્યા. ત્યાં એક નાનકડી નાવ પડી હતી તેમાં તેઓ ચારે જણા કંઈ પણ વિચાર ન કરતાં ચડી બેઠા. એ વખતે કોઈ વ્યક્તિ તેમના તરફ દોડી આવતી હોય એવો આભાસ

થયો. નજદીક આવતાં જ નરપતે તેને ઓળખ્યો, કે એ તો માણુ કુરેશી છે. ત્યારે તેમને શાંતિ થઈ. માણુ કુરેશી તેમનો મિત્ર અને સ્વામીભક્ત સેવક હતો. તેથી તેણે પણ તેમની સાથે ચાલવાની ઇચ્છા પ્રદર્શિત કરી. ચારે ભાઈઓ એની વાત સાથે સંમત થયા. તેમની હોડી મહાસમુદ્ર પાર કરી કાઠિયાવાડને કિનારે આવી પહોંચી. ત્યાં આ પાંચે જણની દૃષ્ટિ દૂરથી તરતા આવતા એક તુંબડા પર પડી. તુંબડું નજદીક આવ્યુ, એટલે તેમણે તેને ઉપાડયું. તેમણે જોયું તો તેમાં એક તુરતનું જન્મેલું બાળક હતું. તેમણે બાળકની સંભાળનું કામ માણુને સોંપ્યું અને પોતે કિનારે ઊતર્યા. ત્યાંથી ચાલતાં તેઓ કાઠિયાવાડના ઓક્ષમના ડુંગર પાસે આવી પહોંચ્યા અને હિંગળાજ દેવીનાં દર્શનાર્થે ડુંગર પર ચડવા લાગ્યા.

ઉપર જઈ તેમણે હિંગળાજ માતાની ભક્તિપૂર્ણ પ્રાર્થના કરી. એટલે માતાજીએ પ્રસન્ન થઈને એ ચારે જણને આશીર્વાદ આપ્યા. માતાજીના આશીર્વાદથી તેમના આનંદનો પાર રહ્યો નહિ. માતાજીને નમન કરી તેઓ આગળ ચાલ્યા, ત્યાં તેમને અચાનક મહંમદ પયગંબરસાહેબ-(સલ૦)નો ભેટો થયો. મહંમદસાહેબ(સલ૦) આ ચારે જણને ઇસ્લામ સ્વીકારવા સમજાવવા લાગ્યા. અનેક ઘડભાંજ પછી સૌથી મોટો ભાઈ અસપત મુસલમાન થયો અને મહંમદસાહેબ (સલ૦) સાથે મિસર જવા તૈયાર થયો. હવે ત્રણે ભાઈઓ ગમગીનીપૂર્વક આગળ ચાલવા લાગ્યા. પાછળથી તેમની વચ્ચે સહેજ વિખવાદ થયો, એટલે તેઓ

છૂટા પડવાના વિચાર ઉપર આવી ગયા. આ સ્થિતિમાં માણુ કુરેશીએ નરપત સાથે જવાની ઇચ્છા જાહેર કરી. બાકી રહ્યો બાળક. તેનું નામ તુમેર ચારણ પાડવામાં આવ્યું હતું. એ છોકરા માટે એવું નક્કી કરવામાં આવ્યુ કે જે ભાઈ તેની વધુ કિંમત આપે તે એ છોકરાને રાખે. જગપત અને ભૂપત પાસે કંઈ પણ દ્રવ્ય નહોતું, એટલે તેઓ કશું બોલ્યા નહિ. પણ નરપતે મિશ્રદેશ ત્યજતી વખતે એક સુવર્ણચક્કી સાથે લઈ લીધી હતી. તેણે તે ચક્કી બન્ને ભાઈઓને છોકરાના બદલારૂપે આપી અને માણુ કુરેશી તથા તુમેર ચારણ સાથે તે આગળ વધ્યો. જગપત અને ભૂપત પણ પોતપોતાને રસ્તે પડી ગયા. આમ, ચારે ભાઈઓ છૂટા પડ્યા. પરંતુ આગળ જતાં ભાગ્યને બળે ચારે જણુ જુદીજુદી રાજગાદીના માલિક થયા. અસપતના વંશજો દિલ્હીમાં, નરપતના વંશજો નગરસમૈમાં, ગજપતના વંશજો ગિરનારમાં અને ભૂપતના વંશજો જેસલમેરમાં રાજ્યઅમલ ચલાવવા લાગ્યા.

## ૩ : આજી અને પુનરાજી

હવેન્દ્રનો ચોથો કુમાર ભૂપત સર્વેથી જુદો પડી અણુવલવાડા આવ્યો. આ સમયે અહીં પવરવંશની સત્તા જામેલ હતી. પવરરાજના દરબારમાં ભૂપતે સરદારની નોકરી માટે પોતાની ઇચ્છા બતાવી. ભૂપતનું રાજવંશી સુખ જોઈ પવરસુખી ખુશ થયો અને તેણે તેને એક ટુકડીનો સરદાર બનાવ્યો. ભૂપતે અનેક કાર્યોમાં અસીમ પરાક્રમ બતાવ્યાં તેથી પવરસુખીએ તેની કદરરૂપે તેને પોતાની કન્યા પરણાવી.

અણુવલવાડાની બાજુમાં જ જરકાછાનો પ્રદેશ આવેલો હતો. ત્યાં પણ પવર સત્તા હતી, છતાં ત્યાંના સરદાર સાથે વૈમનસ્ય ચાલતું હતું.

એ અરસામાં પવર રાણીના પેટે ભૂપત છ પુત્રોનો પિતા બન્યો હતો. ભૂપતના એ પુત્રો પૂરેપૂરા જવાંમર્દ હતા. તેમણે પવરોના લશ્કરની જુદીજુદી ટુકડીઓ પર સરદારી મેળવી હતી અને લશ્કરી બળને ખૂબ વધારી દીધું હતું. આથી અણુવલવાડાના પવરોએ જરકાછા ઉપર

ચડાઈ કરી. આ લોકોને ચડી આવેલા જોઈ જરકાછાવાળા-ઓએ પણ બહાદુરીપૂર્વક મુકાબલો કર્યો. પણ ભૂપતના કુમારોની પરાક્રમી કુનેહથી પવરો વિજયી થયા.

હવે જરકાછા કોના હસ્તમાં સોંપવું, એ માટે ઝઘડો ઊભો થયો. ડાહ્યા માણસોએ જરકાછાના છ વિભાગ પાડયા અને તેમના પર ભૂપતના છ કુમારોને સત્તા આપવાની ગોઠવણ કરી. આ વાત સૌને પસંદ પડતાં જરકાછાના છ વિભાગ કરવામાં આવ્યા અને તેનો કબજો ભૂપતના છ કુમારોને સોંપવામાં આવ્યો.

આમ ભૂપતના ચિના, મોડ, ભદુઆ, લીંજા, અંજ અને ભાદ્રામ એ છ કુમારો જરકાછાના જામ થયા.

જરકાછાની રાજગાદી ઉપર ભૂપતનો ભટ્ટીવંશ ચાલ્યો. એ વંશની છ પાંખડીઓ થઈ. તેમાંથી બીજી પાંખડીઓ કાળક્રમે ઘસાઈ ગઈ. માત્ર ભદુઆ અને ભાદ્રામનો વંશ રાજવંશ તરીકે આગળ ચાલ્યો. ભદુઆના વંશજો ભદુઆ કહેવાયા અને ભાદ્રામના વંશજો ભાદ્રામની ઓળખથી જાહેર થયા. આ બે પાંખડીઓમાંથી ભદુઆની પાંખડીમાં પાગારો (સુખી) આછી અને ભાદ્રામની પાંખડીમાં પાગારો પુનરાજી થયા.

એક વખત જરકાછામાં દુકાળ પડયો. એ વખતમાં લોકોની માલમતા પશુધનમાં સમાયેલી હતી. ભદુઆ અને ભાદ્રામનાં જાનવરો ઘાસચારાના અભાવે ભૂખે મરવા લાગ્યાં. તેથી ભદુઆ અને ભાદ્રામના વંશજોએ પોતપોતાનાં ઢોરોનાં જંગી ટોળાં સાથે લઈ જરકાછાનો ત્યાગ કર્યો. તેઓ શિયાણકોટની પાદરે સોરસીમિયાના ઘાસચારાવાળા રાજ્ય-

માં આવી પહોંચ્યા. ત્યાં તેમણે વાંઢને સ્યાણુની સીમમાં ચરવા મૂકી. એ જોઈને સ્યાણુના ખેડૂતો સ્યાણુધણી સોરસીપિયા પાસે ગયા અને વાંઢની જુલ્મી કહાણીથી તેને વાકેફ કર્યો. આ વાત સાંભળી સોરસીપિયાના ક્રોધનો પાર રહ્યો નહિ. તેણે ફોજ સાથે ભદ્રુઆ–ભાદ્રામની વાંઢ પર ચડાઈ કરી.

જ્યારે આજી અને પુનરાજીને આ સમાચાર મળ્યા ત્યારે તેમણે સુલેહના સંદેશા ચલાવવા માંડયા. તેમણે પોતાની ભૂલ માટે દિલગીરી જાહેર કરી. આ બાજુ સોરસીપિયાને પણ સુલેહ પસંદ પડી અને તેણે આજી–પુનરાજીને નવાઈ છોડી જવા જણાવ્યું. તેમણે આ વાત માન્ય રાખી, અને કહ્યું કે, 'અમે જવા તૈયાર છીએ, પણ તમે અમારી પાસે આવી ગયા છો તો અમારી વાંઢની છાશ પણ પીતા જાઓ.' સોરસીપિયાએ આ વાત કબૂલ રાખી, અને એની ફોજ હોંશપૂર્વક છાશ પીવા લાગી. ત્યાં છાશ પીધા પછી થોડીક વારમાં નિદ્રાદેવીએ એ સઘળાને પોતાના ખોળામાં લઈ લીધા. સજાગ થતાં જ આજી–પુનરાજીએ ત્યાંથી જવાની તૈયારી બતાવી, પણ સોરસીપિયાએ તેમને રોકી તે રાત આનંદ–વિનોદમાં પસાર કરવાનો નિર્ધાર કર્યો.

આજી અને પુનરાજીના માણસો કરતાં સોરસીપિયાના માણસો બમણા હતા. આથી તેમણે એવી ગોઠવણ કરી, કે દરેક જણાએ જુદીજુદી રસોઈ બનાવવી, અને દરેકે સોરસીપિયાના બબ્બે માણસોને જમાડવા. પછી જ્યારે નગારું થાય ત્યારે દરેક જણાએ એ બબ્બેને કાપી નાખવા. આજી–પુનરાજીએ પોતાના દરેક માણસને આ ગોઠવણથી વાકેફ કરી દીધા.

એટલામાં જમવાની હાકલ પડી. સોરસીપિયાના તમામ માણસો બબ્બે જણ થઈને જમવા વખતે વહેંચાઈ ગયા. સોરસીપિયો પોતે આજી–પુનરાજીના તંબૂમાં ગયો. તે નશામાં ચકચૂર હતો અને આજી–પુનરાજી સાથે જમવા બેઠો. જ્યાં તે ભાણામાં હાથ નાખવા જાય છે, ત્યાં તરત જ આજીએ તેના મસ્તક પર તલવારનો ઘા કર્યો અને તે જ વખતે તેનું માથું ધડ પરથી છૂટું થઈ ગયું. સંકેત મુજબ એ જ વખતે લડાઈનું નગારું વાગવા લાગ્યું. તે જ વખતે આજી–પુનરાજીનાં માણસોએ સોરસીપિયાના દરેક જણને ઠાર કર્યો.

આજી અને પુનરાજીએ સોરસીપિયાના અશ્વો પોતાના માણસોને સોંપી દીધા અને તેઓ તે જ વખતે સ્યાણ પર સઘળા બળ સાથે તૂટી પડયા. તેમણે મુખ્ય મુખ્ય સ્થળો કબજે કરી લીધાં. આમ તેમણે પોતાના બાહુબળથી સ્યાણનો કબજો કરી લીધો અને સ્યાણકોટમાં નિર્વિઘ્ને રાજ્ય ચલાવવા માંડયું.

આજી અને પુનરાજીની સત્તા સ્યાણ પર દિવસે દિવસે જામતી ગઈ. પણ આ અરસામાં સ્યાણ પર મોટી સત્તા કાબુલના બાદશાહની હતી. તેણે કહી મોકલાવ્યુ, કે, 'સ્યાણકોટ પાદશાહી સત્તા નીચે છે; છતાં તમે પરવાનગી વિના સરદાર બની બેઠા છો; તો આ હુકમ મળ્યા પછી તમારે સ્યાણ ત્યજી જવું અથવા પાદશાહી સૈન્યનો સામનો કરવા તૈયાર રહેવું.'

આ હુકમ સાંભળીને આજી–પુનરાજીના મનમાં ધાસ્તી બેઠી. તેમણે પાદશાહને રાજી કરવા માટે પાંચસો ઉચ્ચ

પંક્તિના વછેરા નજરાણા પેટે આપવાનું નક્કી કર્યું અને આજીએ કાબુલ જઈને પાદશાહને નજરાણું આપ્યું. વછેરા જોઈ શાહ ખુશ થયો. હવે, આજીએ સ્યાણકોટ ત્યજી જરકાછે જવાની ધારણા પાદશાહને જણાવી.

આજી સાથેની વાતચીત દરમ્યાન શાહને જણાયું કે આ લોકો કોઈ વખતે પણ શાહી સત્તાની આડા આવશે. તેથી તેણે આજી અને પુનરાજીને અથડાવી ઠંડે પાણીએ ખસ કાઢવાની યુક્તિ કરી. તેણે આજી અને પુનરાજી માટે બે પહેરામણીઓ તૈયાર કરાવી. તેમાં આજીની ઊંચી કિંમતની અને પુનરાજીની હલકી તૈયાર કરાવી. આજીની વિદાય વખતે તેણે તેની પહેરામણી અર્પણ કરી, અને પુનરાજીને આપવાની પહેરામણી પણ તેને આપી. થોડા દિવસમાં આજી સ્યાણ આવી પહોંચ્યો. તેણે પુનરાજીને પાદશાહ તરફથી પોતાને મળેલી પહેરામણી બતાવી તેમજ તેની પહેરામણી તેને આપી. પાદશાહની યુક્તિ સફળ નીવડી. પહેરામણી જોઈ પુનરાજીને આજી પ્રત્યે સંદેહ ઉત્પન્ન થયો. તેણે આજીને કહ્યું: 'આપણે બન્ને સરખા છીએ. વળી આપણે કોઈએ પણ પરાક્રમ બતાવેલ નથી. છતાં શાહને પહેરામણીમાં આટલો ભેદભાવ રાખવાનું શું કારણ હતું?' પણ આજી એ માટે અણજાણ હોવાથી જવાબ આપી શક્યો નહિ. તેથી પુનરાજીના મનમાં અંટસનો કાંટો પેસી ગયો. થોડા દિવસમાં પાદશાહનો સૂબો સ્યાણનો કબજો લેવા આવ્યો. એટલે બન્ને જણ સર્વ વહીવટ તેના હાથમાં સોંપી પોતાની મિલકત સાથે જરકાછે ગયા. ત્યાં બહાર આવેલા એક બગીચા-

માં તેમણે મેલાણ નાખ્યું.

જ્યારે ભોજનસામગ્રી તૈયાર થવા લાગી, ત્યારે આજીએ બન્નેના થોડા થોડા માણસોને શિકાર માટે મોકલવા ઇચ્છા પ્રદર્શિત કરી. પુનરાજી એ વાત સાથે સંમત થયો, અને બન્નેના માણસો શિકાર માટે ગયા. શિકારમાં પુનરાજીના માણસોને બાર જાનવરો મળ્યાં, ત્યારે આજીના માણસોને એક પણ જાનવર મળ્યું નહિ. તેથી બન્ને પક્ષના માણસોમાં એકબીજામાં વેરઝેરનો તણખો ઝર્યો અને તેઓ મુકામે આવ્યા. અહીં બન્ને પક્ષો વચ્ચે પૂરેપૂરી આગ ભભૂકી ઊઠી. તલવારો મ્યાનબહાર થઇ અને તેઓ ઝપાઝપી ઉપર આવી ગયા. આ વખતે લંગો સરણાઈ વગાડી રહ્યો હતો. તેણે સરણાઈ બંધ કરી દીધી. તેની લંગી રાજધાનીમાં દોડી ગઈ અને પ્રતિષ્ઠિત લોકોને તેડી ઝગડાવાળી જગ્યાએ આવી પહોંચી. મહામુશ્કેલીએ એ લોકોએ ઝગડો અટકાવ્યો.

ઝપાઝપી દરમ્યાન આજીના ઘણા માણસો માર્યા ગયા. તે પોતે પણ બહુ ઘાયલ થઈ ગયો અને તેને ઝોળીમાં નાખીને ઘેર લાવવામાં આવ્યો.

આ તરફ પુનરાજીના માણસો જીત-રંગિયા હતા, તેથી તેનું બળ દિનપ્રતિદિન વધવા માંડ્યું, અને આજીનો પક્ષ નબળો થવા લાગ્યો. હવે આજી સારો થયો એટલે તે પોતાના માણસોને લઇને જરકાછાથી થોડે દૂર ગયો અને ત્યાં 'કંજરકાછા' નામના એક ઉજ્જડ પાદરને વસાવી પોતાના પક્ષને સબળ બનાવવાના પ્રયત્નો કરવા લાગ્યો.

## ૪ : લોહીની ધારાએ સમાધાન

કુંજરકાછામાં જતાં જ આજીએ પોતાના પક્ષના યુવાનોને લશ્કરી તાલીમ આપવા માંડી. આ યુવકો રાતદહાડો મરદાનગીભરી રમતો સાથે લડાઈની કેળવણી લેતા. પાંચસાત વરસની તાલીમ દરમ્યાન આ યુવાનો યોદ્ધા સમાન દેખાવા લાગ્યા. તેઓમાં નિજ મરદાનગી દાખવવાનો તરવરાટ ભાસતાં જ આજીએ પોતાના વાસમાં લડાઈનાં મંડાણ માટે સામગ્રી તૈયાર કરવાનો હુકમ આપી દીધો.

સઘળી તૈયારી થયા પછી આજીએ પોતાના સૈન્ય સાથે જરકાછા ઉપર ચડાઇ કરી. તેણે મોરથરીની ધાર પાસે મેલાણુ નાખ્યું. આ વખતે આજી એક હલકા વર્ગના વણકર યુવકનો વેશ ધારણ કરી પુનરાજીની રાજધાનીમાં ગયો. અંદર દાખલ થતાં જ પ્રથમ તુરિયાવાડ આવી. ત્યાં ખાસ કરી હલકા લોકો રહેતા હતા. અહીં મિઠાઇયો કોરી નામનો પટેલ ઊભો હતો. તેણે આજીને છૂપા વેશમાં પોતાની જ કોમનો યુવક માન્યો અને તેને તે પોતાને ઘેર લઈ ગયો. તેની

સ્ત્રી પણ આ ઉત્સાહભર્યો યુવકને જોઈને રાજી થઈ. તે સ્ત્રીએ આજીને તેનું નામ પૂછ્યું. આજી બોલ્યોઃ 'મારું નામ ઠઠુ છે અને હું નિરાધાર છું.'

મિઠાઇયા કોરીની દીકરી યુવાન હતી. તેથી તેણે વિચાર્યું કે, 'આ યુવાન સારો છે. માટે તેને આપણી દીકરી પરણાવીશું અને એને આપણે ત્યાં જ રાખીશું.' ત્યાં આજી પોતાના ભેદ ખૂલી ન જાય તે માટે બહુ જ કાળજી રાખતો. પણ એક વખત કંજરકાછાની એક સ્ત્રી જેનું લગ્ન જરકાછામાં થયું હતું, તે કંઈ ઉઘરાણી માટે મિઠાઇયાને ઘેર આવી. તે આજીને જોઈ મિઠાઇયાને પૂછવા લાગીઃ 'આ યુવાન કોણ છે?' મિઠાઇયાએ કહ્યુંઃ 'અમારો મહેમાન છે. છોકરો બહુ જ સારો જણાવાથી અમારો ખ્યાલ તેની સાથે અમારી દીકરી જીણુબ પરણાવવાનો છે.'

ચાલાક ઓરત ચેતી ગઈ કે એ કોરી નહિ પણ તેના અન્નદાતા આજી પોતે જ છે. તે વખતે તે કંઈ પણ ન બોલતાં ચાલી ગઈ. પણ તે દિવસથી તે આજીની તપાસ રાખવા લાગી. રાજભક્ત ઓરત આજીને કંઈ પણ ઈજા ન થાય તેની પણ સંભાળ રાખવા લાગી.

એક વખત આજી કંઈ કામસર બહાર જતો હતો, ત્યાં રસ્તામાં યુનરાજીના છોકરા રમત રમતા હતા. નિશાન મારતી વખતે દુશ્મનનું નામ લેવાનો સાધારણ રિવાજ હોવાથી તેઓ બોલ્યા કે, 'નિશાન એવું વાગજે કે જાણે આજીની છાતીમાં લાગે.' આજી જાણે અજાણ્યો હોય તેમ છોકરાઓને પૂછવા લાગ્યો કે, 'આજી વળી કોણ છે? એની

છાતીમાં મારવાનું તમે શું કામ બોલો છો?'

આ નવીન માણસને આજીની સિફારસ કરતો જોઈ, બધા છોકરાઓ તેને મારવા ફરી વળ્યા; પણ એ જ વખતે પેલી ઓરતે છોકરાઓને કહ્યું કે, 'આ નિર્દોષ માણસને તમે શા માટે મારવા તૈયાર થયા છો? એ તો મારાં ઢોર ચારનાર છે, માટે એને છોડી દો!' આ વાત સાંભળતાં છોકરાઓનો ગુસ્સો નરમ પડ્યો અને એ ઓરત આજીને પોતાને ઘેર તેડી ગઈ.

ત્યાં આજી ઉપકારવશ થઈ બોલ્યોઃ 'તેં મારા ઉપર આટલો ઉપકાર કર્યો છે તો હવે પુનરાજીનાં ઢોરો કયાં કયાં રહે છે એટલી તું તપાસ પણ કરી આપ?' તે બોલીઃ 'એ વિશે હું કંઇ જાણતી નથી. પણ આજ પુનરાજીને ત્યાં એક મરણ થયું છે તેથી બધા રાત્રે ત્યાં સૂવાને જશે. હું પણ ત્યાં ખરખરે જઈશ. જો તમે રાતે આવશો તો હું પૂરતી તપાસ પછી તમને ખબર આપીશ.'

રાત પડતાં જ આજી એ જ ગુપ્તવેશમાં પુનરાજીના ચાકરવર્ગ સાથે ડેલીના એક ખૂણામાં પડી રહ્યો.

પુનરાજીના ઘરમાં ઓરતોની રડારોળ થઈ રહી હતી. પેલી ઓરત બહુ જ ચાલાક હોવાથી પ્રથમ તેણે પુનરાજીનાં ઢોરોની માહિતી મેળવી. પછી તે રડારોળમાં ભળી ગઇ. હવે બહાર બેઠેલો આજી સાંભળી શકે એવી રીતે તેણે એ સર્વ માહિતી કરુણ વિલાપમાં ગાવા માંડી. આવી રીતે આજીને સર્વે માહિતી મળી. પણ એ વખતે વાણિયો ભાદ્રામ ડેલીમાં સૂતેલો હતો. તેની વૃદ્ધા-

વસ્થા થયેલી હોવાથી, વહેલી પરોઢે જ તે નિદ્રામાંથી જાગી ઊઠ્યો હતો. તેની ઊંચા પ્રકારની શ્રવણશક્તિએ અને બુદ્ધિએ મજકૂર વિલાપનો ભાવાર્થ ઝીલી લીધો. તેણે તાબડતોબ પુનરાજી અને અન્ય સરદારોને જગાડી સઘળી વાત સમજાવી, અને કહ્યું: 'આજી અથવા જરૂર તેનો કોઇ ભેદુ આવેલ હોવો જોઇએ.'

વાછિયાની વાત સાંભળી સર્વે સજાગ થઈ મશાલો સાથે આજી અથવા તેના ભેદુને શોધવા લાગ્યા; પરંતુ આજી આ ગરબડનો લાભ લઈ વહેલો જ ત્યાંથી પલાયન થઈ ગયો હતો.

વાછિયા ભાદ્રામને શાંતિ વળે તેમ ન હતું. તેણે સઘળા સરદારોને ભેગા કરીને કહ્યું: 'આપણી સાંઢણીઓ અને બીજાં ઢોરોની આપણે તરત વહાર નહિ કરીએ, તો તે સઘળી ગઇ સમજવી.'

પુનરાજીને વાછિયાની વાતમાં તથ્ય લાગ્યુ, એટલે તેણે ફોજને તૈયાર થવાનો હુકમ આપી દીધો. થોડા જ સમયમાં ભાદ્રામવીરોનું સૈન્ય પોતાના પશુધનની સંભાળ લેવા કૂચકદમ સાથે આગળ વધવા લાગ્યું.

આ તરફ આજી જરકાછામાંથી નીકળી પ્રથમથી જ બહાર તૈયાર રખાવેલ ઘોડા પર સવાર થઈ પોતાની છાવણીમાં પહોંચી ગયો. તેણે તરત જ થોડાક માણસોની ટુકડી લીધી અને તે મળેલી માહિતી મુજબ એ સ્થાન તરફ ઊપડી ગયો. તેને ખાતરી હતી, કે પુનરાજીની ફોજ પણ હમણાં જ આવી પહોંચવી જોઇએ. તેથી તે રાતની

રાતમાં જ ત્વરાથી ધારેલે સ્થાને પહોંચી ગયો. ત્યાં ગફ્લતમાં રહેલા પુનરાજીના માણસોને ઠાર કરી, તેણે ગાયો, ભેંસો, ઘેટાં, બકરાં વગેરેને પોતાના કબજામાં લઇ લીધાં. ત્યાર પછી તે જ્યાં સાંઢણીઓને રાખવામાં આવેલી હતી, ત્યાં આવી પહોંચ્યો. ત્યાં પણ પુનરાજીના માણસોની કતલ કરી તેણે સઘળી સાંઢણીઓને વાળી લીધી.

આમ પુનરાજીનાં ઢોરો વાળ્યા પછી આજીએ એક રબારી સાથે પુનરાજીને સમાચાર મોકલ્યા. રબારીએ પુનરાજીને આ સમાચાર આપ્યા. વાત સાંભળતાં જ પુનરાજીએ આજીની પૂંઠ પકડવા ફોજને ફરમાન કરી દીધું.

કુદરતની ગતિ વિચિત્ર છે! દુશ્મન સાથે પગપાળા જ બાથ ભીડવાની હોંશવાળા આજી ભદુઆના પગમાં એક કાળા નાગે દંશ માર્યો. ત્યાં આવેશને લીધે ઊછળી રહેલી છાતીવાળો આજી ભદુઓ સર્પદંશથી લાચાર થઈને જમીન પર ઢળી પડ્યો.

આજી ભદુઆને ગબડી પડતો જોઈ, સઘળા વીરો દોડી આવ્યા. આજીની દોરવણી વગર તેઓ દુશ્મનના સૈન્ય સાથે લડવા અસમર્થ હતા. પોતાને સાપ કરડ્યો હતો, તેથી તેના વીરો નાહિંમત થતા હતા. આ જોઈને આજીના દુઃખનો પાર રહ્યો નહિ. તે તેમને અનેક રીતે સમજાવવા લાગ્યો, છતાં મોળા પડેલા ભદુઆ સરદારોને પાનો ચડ્યો નહિ. હવે તેણે સહેજ વિચાર પછી સઘળા સરદારોને કંજરકાછે પહોંચી જવા હુકમ કરી દીધો. પોતે માત્ર એક લંગા સાથે ત્યાં જ રહ્યો.

ત્યાં તો મારમાર કરતું પુનરાજીનું સૈન્ય આવી પહોંચ્યું. આજીએ પોતાનું તીરકામઠું લાવવાનો હુકમ કર્યો. લંગો તીરકામઠું આપી સિંધુડો રાગ શરણાઈમાં આલાપવા લાગ્યો.

આજી ભડુઆએ પુનરાજીના સૈન્ય પર એકલે હાથે તીરનો મારો ચલાવવા માંડયો. આજીની કમાનમાંથી વિદ્યુતવેગે છૂટતાં બાણોએ થોડા જ સમયમાં પુનરાજીના સૈન્યમાં ત્રાસ વર્તાવી દીધો. તેનું સૈન્ય આ ઝેરી બાણોના મારથી બચવાને થોડી વાર થંભી ગયું.

એટલામાં આજીને ઝેર ચઢી ગયુ હતું. તેની છેલ્લી પળ પણ હવે ભરાઈ ગઈ. એ જોઈ એક ગીધ એના મસ્તક ઉપર આવી બેઠું. લંગો ગીધને ઉડાવતાં બોલી ઊઠયોઃ 'આ શૂરવીર નર છે, એને પોતાનો જીવ જરા પણ વહાલો નથી. એ રણમયદાનમાં ઝઝૂમનાર વીર છે. માટે ઓ ગીધ! તું એના શરીરનું નામ લઈશ મા.'

અહીં પુનરાજીના સૈન્યમાં અજબ જેવી ધનુર્વિદ્યાએ સઘળાને ડરાવી દીધા હતા. તે સેનામાંથી કોઈ પણ એક ડગલુ સરખું આગળ ચાલવાની હિંમત કરી શકયું નહિ. આજીની અતુલ બહાદુરીથી તેનાં દુશ્મનોનાં મોઢાંમાંથી પ્રશંસાનાં વચન નીકળી પડયાં. તેમણે માનપૂર્વક આજીના શબને ઝોળીમાં લઈ લીધું. પછી સર્વે જરકાછા આવ્યા. આજીના શબને વિધિપૂર્વક અગ્નિસંસ્કાર કરી, તેમણે ગમગીનીપૂર્વક આજીની યાદ પાળી.

આજીનો સાથીદાર લંગો સીપો કંજરકાછે આજીના મૃત્યુસમાચાર આપવા દોડયો. ત્યાં મૃત્યુના સમાચાર સાંભળી હાહાકાર થઈ રહ્યો. ભદુઆ સુવાનો આજીરૂપી મહાન છત્રથી વિહીન બની ગયા.

આજી ભદુઓ નિઃસંતાન હોવાથી જામની પાઘડી તેના પિત્રાઈ મોડ ભદુઆના મસ્તક પર મૂકવામાં આવી.

મોડ ભદુઓ એક મહાન દાતાર હતો. તેની દાતારીની આ એક વાત ચાલે છે. એક વખત તે વહેલો ઊઠી નદીએ નાહવા ગયો હતો, ત્યારે સાથે ગીધો માટે માંસ લેવાનું ભૂલી ગયો હતો. ગીધડા પ્રથમથી જ હળેલા હોવાથી તેની આસપાસ આળોટવા લાગ્યા. તેથી મોડે તરત જ પોતાની છરી વડે પોતાની પિંડીઓ અને સાથળોમાંનું માંસ કાપી કાપીને ગીધડાઓ તરફ ફેંકવા માંડયું. આમ જ્યાં સુધી તે મૂર્ચ્છિત થઈને ઢળી પડયો, ત્યાં સુધી તેણે પોતાના શરીરનું માંસ ફેંકયા જ કર્યું. તેના પગોમાંથી રક્તની ધારાઓ વહેવા લાગી, અને નદીનું પાણી પણ રક્તવર્ણું બની ગયું. મોડ બેભાન થઈ ત્યાં જ પડી રહ્યો. તેને બહુ સમય સુધી ઘેર ન આવેલો જોઈ દાસીઓ તપાસ કરવા આવી. મોડને લોહીલુહાણ જોતાં જ એક દાસી કંજરકાછે ખબર આપવા દોડી ગઈ. થોડી જ વારમાં ભદુઆ સુવાનો આવી પહોંચ્યા અને મોડને ગામમાં લઈ ગયા. છ માસ પછી મોડ આરોગ્યને પામ્યો.

આરોગ્ય પામતાં જ મોડ ભદુઓ પુનરાજી સામે વેર લેવા માટે કાબુલના પાદશાહ પાસે ગયો, સાથે તે

ઉત્તમ પ્રકારના પાંચસો ઘોડા લઈ ગયો. ત્યાં તેણે પોતાની સઘળી હકીકત જણાવી. પાદશાહે વાવેલા કુસંપના બીજમાંથી કેવું વિશાળ વૃક્ષ ફાલી ગયું, તે જોઈને પાદશાહ ખૂબ હર્ષિત થયો. આટલો સમય સ્વતંત્ર ગણાતા જરકાછામાં પોતાનો પગપેસારો થશે, એ લાલચે તે મોડને મદદ આપવા તૈયાર થયો.

મોડ ભડુઆએ પાદશાહની સહાય સાથે અલ્પ સમયમાં જ જરકાછાને ઘેરો ઘાલ્યો. પુનરાજી માટે શાહી ફોજનો સામનો અશક્ય હતો, તેથી તેણે હાલ કિલ્લાના દરવાજા બંધ કરી બેસવામાં જ કલ્યાણ જોયું. વળી કિલ્લો પણ મજબૂત હતો, તેથી તેને આ જ પગલું યોગ્ય જણાયું.

પાદશાહી ફોજ કિલ્લામાંથી કોઈ પણ બહાર જઈ શકે નહિ એનો પાકો બંદોબસ્ત કરીને પડી હતી. પુનરાજી પાસે અનાજનો જથ્થો સારા પ્રમાણમાં હોવાથી તેણે બાર માસ ખેંચી કાઢયા, પણ હવે એ સ્થિતિમાં વધુ રહેવાય એમ હતું નહિ. સંગ્રહ ખૂટવા આવ્યો હતો. વળી દુશ્મન ફોજ તરત ઊઠે એવો સંભવ પણ નહોતો. આથી તેની અકળામણ વધતી જતી હતી. એટલે વાછિયા ભાદ્રામે એક નવીન યુક્તિ અજમાવવા પુનરાજીને કહ્યું. પુનરાજીએ સંમતિ આપતાં જ વાછિયાએ પાંચદસ માણસો જમી શકે તેવી ઊંચા પ્રકારની રસોઈ તૈયાર કરાવી. પછી તે દૂધ, પૂરી, દાળ, શાક, શીરો વગેરે દરેક રસોઈ હજારબારસો પત્રાવળી અને પડિયા પર ચોપડી અને તે પતરાળી તથા પડિયાને કિલ્લાની બહાર ફેંકાવી દીધાં.

વાછિયાનો આ અખતરો સફળ થયો. જ્યારે શાહી લશ્કરે વિવિધ જાતની રસોઈથી ખરડાયેલા પડિયા જોયા, ત્યારે તેને ખાતરી થઈ કે કિલ્લામાં અનાજની જરા પણ તંગી નથી. ઊલટા એ લોકો તો જે રસોઈ આપણને નથી મળતી, તે ભાતભાતની રસોઈ જમીને આનંદ કરી રહ્યા છે. આમ સમજી શાહી સૂબાએ ફોજને પાછી કૂચ કરવાનો હુકમ કરી દીધો. પુનરાજી ભાદ્રામ કિલ્લા ઉપરથી આ જોઈને વાછિયાની અજબ યુક્તિ બદલ ધન્યવાદ આપવા લાગ્યો.

આજીના મૃત્યુ પછી જ્યારે પુનરાજી પાછો ફર્યો ત્યારે તેણે જે ઓરતે આજીને માહિતી આપી હતી તેની કતલ કરાવી હતી. હવે એ લંગીનો પતિ ભાદ્રામનો લંગો હતો. તેને આ બનાવથી બહુ જ માઠું લાગ્યું હતું. તેથી તેણે બાદશાહી ફોજ કૂચ કરતી હતી એની ખુશાલીમાં ગઢ પરના નગારખાનામાં શરણાઈ વગાડવાની પુનરાજી પાસે અનુમતિ માગી. ખુશીના આવેશમાં પુનરાજીએ અનુમતિ આપી દીધી. લંગો શરણાઈ છેડવામાં બહુ જ કુશળ હતો. તેણે ત્યાં જતાં વેંત જ શરણાઈની રાગિણી દ્વારા કિલ્લાની ખરેખરી હકીકત છેડી.

બાદશાહી સૈન્ય સાથે મોડ ભડુઆનો લંગો શરણાઈના શબ્દો સાંભળી થંભી ગયો. તેણે મોડ ભડુઆને વાત કરી. મોડ ભડુઆએ શાહી સૂબાને વાત કરી, અને ખાતરી કરવા બે કાબેલ જાસૂસોને કિલ્લા તરફ મોકલ્યા.

પાદશાહી ફોજ કૂચ કરી ગઈ છે, એવી ખાતરી થતાં જ, પુનરાજી કિલ્લાના બધા દરવાજા ખોલાવી અનાજ

માટે બહાર આવ્યો. સાથે શહેરનાં પણ અસંખ્ય માણસો હતાં.

આ પોલ શાહી જાસૂસો વણપારખી જવા દે એમ નહોતા. તેમનામાંથી એક જણ શાહી ફોજમાં પાછો ગયો અને તેણે પાદશાહને પુનરાજીની વાસ્તવિક પરિસ્થિતિની જાણ કરી. આ સાંભળી તરત જ શાહી ફોજે ચુપચાપ જરકાછા તરફ કૂચ કરી. દરવાજા ખુલ્લા હોવાથી લશ્કર કિલ્લામાં પેસી ગયું. ગામમાં જે કોઈ હતા તેમની લશ્કરે કતલ કરી નાખી અને ત્યાં લૂંટફાટ ચલાવી મૂકી.

પુનરાજીએ જ્યારે દૂરથી જ શહેરમાં ધુમાડો જોયો, ત્યારે તેને શંકા થઈ કે જરૂર કાંઈ નવાજૂની બનેલી હોવી જોઈએ; તેથી તે તરત જ તપાસ માટે આવ્યો.

શહેરમાં જાણે રાક્ષસ ફરી વળ્યો હોય, તેમ પુનરાજી-ને જવાબ દેનાર કોઈ પણ મળ્યો નહિ. તેથી પુનરાજી વછેરા ઉપર સવાર થયો. વછેરો વીજળીની ગતિએ ચાલવા લાગ્યો. વગરસંકોચે ચાલી રહેલી તે શાહી ફોજને પહોંચી વળવા માટે વછેરાને કેટલો વખત લાગે? તે થોડા જ સમયમાં ફોજની લગોલગ થઈ ગયો. થોડે દૂર જતા મોડ ભદુઓ પોતાના પાંચસો ઘોડેસવારો સાથે આનંદ અને ઉત્સાહપૂર્વક આગળ વધી રહ્યો હતો. તેને જોઈ પુનરાજી તેની સમીપ ગયો. મોડ તેને જોઈ સહેજ ચમક્યો. ત્યાં પુનરાજીએ તેને શાંત રહેવા ઇશારત કરી. તે બોલ્યો: 'ભાઈ! ત્રાહિતના હાથે મારી આવી દશા કરાવવી નહોતી. આપણે તો ભાઈ છીએ. આજે લડાઈ કરશું તો કાલે ભેગા બેસીને ભોજન પણ લઈશું. જો તું સમજે તો અવ-સર હજી આપણા હાથમાં છે.'

મોડને હવે આંખો આવી ગઈ હતી. તેને પણ પુનરાજીની વાત માનવા જેવી લાગી. તેથી તેણે પુનરાજીને પૂછ્યું: 'હવે કયો રસ્તો આપણે માટે સલામત છે?'

પુનરાજી બોલ્યો: 'એટલું જ કે શાહી પાયદળ અને ઘોડેસવાર ફોજને પેલા બે ડુંગરોની વચ્ચેના રસ્તા પરથી લાવવા. જો તેમ થશે તો હું પહોંચી વળીશ.' મોડ આ વાતને સંમત થયો.

પુનરાજી તત્કાળ ત્યાં પહોંચી ગયો અને ફોજની વાટ જોવા લાગ્યો. અહીં મોડ લદુઆએ શાહી ફોજને ડુંગરાળ રસ્તેથી ચાલવા હુકમ કર્યો. એ રસ્તો બહુ જ સાંકડો અને એક એક માણસ જઈ શકે એવી કેડીવાળો હતો. શાહી ફોજ તેમાં દાખલ થઈ. હવે એક એક માણસ બહાર ગલીના મોઢામાંથી નીકળવા લાગ્યો, એટલે ત્યાં બહારથી પુનરાજી બહુ જ તેજીપૂર્વક તલવાર ચલાવી તેની કતલ કરતો ગયો. આમ બધી ફોજની તેણે કતલ કરી નાખી. આમાં એક મોગલ જીવતો બચી ગયો. તે સૂબા પાસે દોડી ગયો અને તેણે તેને પરિસ્થિતિ સમજાવી. તેથી સૂબો પુનરાજીની દીકરી સોનલ જેને જરકાછામાંથી નજરકેદ કરી હતી, તેને લઈ ભાગી ગયો. આ વાતની પુનરાજીને ખબર પડી, એટલે તેણે પોતાના માણસો દોડાવ્યા અને સૂબાને કેદ કરી મંગાવ્યો.

અહીંથી સઘળા બહુ જ ધામધૂમપૂર્વક ગઢકાછા આવ્યા. ત્યાં આવી નવી રાજધાની સ્થાપી. પુનરાજી અને મોડ સલાહસંપથી રહેવા લાગ્યા.

## ૫: ‘ ભલે ચણાવ્યો ભટ્ટીએ ’

પુનરાજી ભાદ્રામનો કુંવર માણેક અને માણેકનો માંઝુ ભાદ્રામ થયો. ભટ્ટુઆનો જે વંશ ચાલ્યો, તેમાં મોડ ભટ્ટુઆનો જૂણો થયો અને જૂણાનો પિંગળ ભટ્ટુઓ થયો. આ બન્ને પેઢીઓ વચ્ચે ત્રણ પેઢી સુધી ઠીક ચાલ્યું. પરંતુ પાછળથી નજીવી વાત ઉપરથી બોલાચાલી થતાં જ ફરી વેરની આગ ભભૂકી ઊઠી. ભટ્ટુઆવંશ હવે જોરાવર હતો, તેથી તેમના સરદાર પિંગળ ભટ્ટુઆએ ભાદ્રામવંશની માનકુઆ નામની એક નાની શાખાને મારી હઠાવી. આમ ભટ્ટુઆ સરદારો બહુ જ જોરમાં આવી ગયા હતા. હવે ભાદ્રામ સરદાર માંઝુ ભાદ્રામ બહુ જ ડાહ્યો અને સ્વમાનશીલ હતો. સઘળા સરદારો સહિત તે પોતાની માલમિલકત લઈને ગઢકાછાને છેલ્લી સલામ કરીને ચાલ્યો ગયો. ચાલતાં ચાલતાં તેઓ પંજાબનાં સલભાણુ* શહેરની

---

* સલભાણુ શહેર એ આજનું લાહોર હોય એમ માનવામાં આવે છે.

સીમમાં આવી પહોંચ્યા. અહીં ઘાસચારો પુષ્કળ હોવાથી, સઘળાએ અહીં જ પડાવ નાખ્યો.

સલભાણુમાં આ વખતે કેરભાટ નામનો રાજા રાજ્ય કરતો હતો. માંઝુ તેને સલામ ભરવાને પચાસેક માણસો સાથે કચેરીમાં ગયો. ત્યાં તેણે રાજાને સઘળી હકીકત જણાવી. આ લોકોની અડગતા અને શૌર્ય જોઈને રાજા ખુશ થયો અને તેણે તેમના પશુધનને સીમમાં ચારવાની પરવાનગી આપી.

આવી રીતે માંઝુ સલભાણુની સીમમાં સુખચેનથી રહેવા લાગ્યો.

અહીં કંજરકાછમાં પિંગળ ભડુઓ કોઈ શિકારી પાસેથી એક વછેરાનાં અત્યંત વખાણ સાંભળીને, તેને પ્રાપ્ત કરવાની વિમાસણમાં પડયો. વછેરો નિત્ય એક ઝાડ નીચે આવતો હતો. પિંગળ ત્યાં ગયો અને મોકો મળતાં તેના ઉપર ચઢી બેઠો. પીઠ ઉપર વજન લાગવાથી વછેરો ભાગ્યો; ખાડ-ખાંચાં, ઊંચાણ-નીચાણ, ડુંગરા-ટેકરા કંઇ પણ જોયા વગર તે એક જ શ્વાસે છલંગો ભરતો વાયુવેગે દોડવા લાગ્યો. જ્યારે છેક પરોઢ થવા આવ્યું ત્યારે તે થાકયો અને શ્રમિત થઈ એક ઠેકાણે ઊભો રહ્યો. પિંગળે વછેરા પરથી ઊતરી જરા વિશ્રાન્તિ લીધી. પછી પુનઃ સવાર થઈ તે વછેરાને ધીમે પગલે આગળ ચલાવવા લાગ્યો..

થોડીક વાર પછી તેનું મન શાંત થયું એટલે તેણે આસપાસનું વાતાવરણ નીરખ્યું. તે ચમકયો. તે ભાદ્રામ માંઝુના રહેઠાણ નજદીક આવી ચઢ્યો હતો. ત્યાં સામે જ સોભ નામનો એક ગોવાળ જે માંઝુનો ખાસ સેવક હતો

તે મળ્યો. તેણે માંઝુની મહેમાનગીરી ચાખવા પિંગળને સમજાવ્યો. ગોભ અને પિંગળ માંઝુને ત્યાં જવા ચાલ્યા. માંઝુ ખરેખર ઔદાર્યની એક મૂર્તિ સમાન હતો. પિંગળને દૂરથી જોતાં જ તેણે તેને ઓળખી લીધો અને હર્ષાવેશપૂર્વક તે તેને સત્કારવા આગળ આવ્યો. તે પોતાના કટ્ટા શત્રુને ઊલટભેર ભેટી પડ્યો.

હર્ષ અને શોક બાદ તે બન્ને ગઈ ગુજરી ભૂલી જઈ ખુલ્લા દિલે વાર્તાલાપ કરવા લાગ્યા.

× × × ×

માંઝુ ભાદ્રામની સાળી કેરુ કુમારીનું સગપણ પિંગળ ભદુઆ સાથે થયું હતું, તે આ વખતે સ્નાનાગારમાં સ્નાન કરી રહી હતી. સ્નાનાગાર ઉપરથી ખુલ્લું હોવાથી કેરુની નજર આકાશમાં ઊંચે ઊડતા ગરુડ પક્ષી ઉપર પડી. ગરુડને જોઇ તેને લાગ્યું કે કદાચ તે ચરક નાખશે તો સ્વચ્છ શરીર અસ્વચ્છ બની જશે. તે ધનુર્વિદ્યામાં અતિકુશળ હતી. ધારેલું નિશાન તે ભાગ્યે જ ચૂકતી. તેથી તેણે એક બાણ પક્ષી પર છોડ્યું. ગરુડ પક્ષી વીંધાઈને કેરભાટ (ત્યાંના રાજા)ની નજદીકમાં આવીને પડ્યું.

કેરુ નિશાનબાજોને આંટી જાય એવી કુશળ હતી અને અપ્સરાઓને શરમાવે એવી સૌંદર્યવતી હતી. તેને જ હાથે ઊડતું ગરુડ વીંધાઈને નીચે પડેલ છે, એમ કેરભાટે પોતાના એક ચાકર પાસેથી સાંભળ્યું. તેણે મનમાં ને મનમાં જ કેરુ સાથે લગ્ન કરવાનો નિર્ણય કરી લીધો.

તેણે માંગુ ભાટ્રામને કહી મોકલાવ્યું કે, 'કોરુ પરણાવો યા મુલક છોડી ચાલ્યા જાઓ.' આ ભયંકર નિર્ણય સાંભળી માંગુ મૂંઝવણમાં પડયો. અન્ય ભાયાતોની સલાહ લેતાં તેઓ કેરભાટના ભયથી કોરુનાં લગ્ન કરાવવા સંમત થયા.

આ વાતની કોરુને ખબર પડી એટલે તે અત્યંત દુઃખી થઈ ગઈ. પોતે તો તનમનથી પિંગળ ભટ્ટાને વરી ચૂકેલ હતી. અનેક સંકલ્પોવિકલ્પો પછી તે પુરુષવેશમાં પોતાની વિશ્વાસુ દાસી સાથે નાસી છૂટી.

આ અરસામાં પિંગળ ભટ્ટઓ માંગુની મહેમાનગીરી ચાખી પોતાના મુલક કંજરકાછે હતો. તેને કોરુનાં લગ્ન કેરભાટ સાથે યોજવામાં આવે છે, એવી ખબર પડી. એટલે તેના ક્રોધનો પાર રહ્યો નહિ. તેણે તે જ વખતે યુદ્ધનું નગારું વગાડયું. તે સલભાણ ઉપર ચઢાઈ કરવા સજ્જ થયો. જે રાત્રે કોરુ કંજરકાછાને પાદરે આવી પહોંચી, તે જ રાત્રે પિંગળ પણ પોતાના સૈન્ય સાથે ગઢબહાર નીકળ્યો. તેના લશ્કરના એક ચોકીદારની દૃષ્ટિ કોરુ પર પડતાં જ તેણે છાવણીમાં જઈ પિંગળને ખબર આપી. પિંગળ એ જ વખતે બહાર આવ્યો અને જ્યાં કોરુનો મુકામ હતો ત્યાં ગયો. કોરુ પિંગળને જોતાં જ દોડી આવી. પરસ્પર ઓળખાણ પડતાં જ તેઓ એકમેકને આનંદપૂર્વક ભેટ્યાં.

સવારમાં પાછા ગઢમાં જવાને બદલે પિંગળે લશ્કરને આગેકૂચ કરવાનો હુકમ આપી દીધો. કોરુ પણ સૈન્ય સાથે રહી.

પિંગળને સલભાણુ પર ચઢાઈ કરી આવેલો જોઈ માંઝુ ભાદ્રામ પોતાના સરદારો સાથે પિંગળના સૈન્યમાં ભળી ગયો, અને સઘળાઓએ મળી કેરભાટને લડાઈનો પયગામ મોકલી આપ્યો.

જવાબરૂપે કેરભાટ લડવા મેદાનમાં આવ્યો. ત્યાં રીતસર સંગ્રામ શરૂ થયો. કોરુ કુમારીએ પોતાની કળા દેખાડવાનો આજે નિશ્ચય કરી લીધો હતો. થોડા જ સમયમાં સલભાણુનો ધણી કેરભાટ કોરુના અચૂક નિશાનનો ભોગ બની ધરણી પર ઢળી પડ્યો. કેરભાટ પડતાં જ તેના લશ્કરમાં નાસભાગ થવા લાગી. પિંગળ ભદુઆએ સલભાણુનો કબજો લઈ લીધો.

આમ સલભાણુ સ્વાધીન કરીને પિંગળ ભદુઆએ માંઝુને સોંપી દીધું, પોતે રસાલાસહિત ગઢકાછે ફર્યો અને કોરુકુમારી સાથે બહુ જ શાનદાર રીતે લગ્ન કર્યાં.

ભૂપતના વંશજોએ કેરભાટને માર્યો, તેથી તેઓ ભટ્ટીના નામથી ઓળખાવા લાગ્યા.

ગઢકાછામાં અને સલભાણુમાં ભટ્ટી રજપૂતોએ પોતાની સત્તા ઠીક જમાવી. પરંતુ આગળ જતાં તેમને ખોરાસાનવાળાઓએ હરાવી કાઢી મૂક્યા; એટલે તેઓ મોટા રણ તરફ આવતા રહ્યા. તેમણે સિંધના તે વખતના ઉમરકોટના રાજા સાથે અને ત્યાર પછી આલોરના તે વખતના રાજા સાથે લગ્નસંબંધ બાંધ્યો. તે પછી તેમણે રણમાં તણોતનો કિલ્લો બાંધ્યો અને ત્યાં પોતાની [illegible]

સ્થાપી. પરંતુ ત્યાં થોડા સમયમાં આજુબાજુનાં ટોળાં ઊમટયાં. અનેકની કતલ થઈ અને તણોત નાશ પામ્યું. પછી ભટ્ટીઓએ ત્યાંથી ચાલીને બીજો કિલ્લો બાંધ્યો. તેનું નામ તેમના સરદારના નામ પરથી 'દેવરાવળ' પાડયું. ઈ. સ. ૧૧૫૬ માં ભટ્ટીવંશમાં થયેલ 'જેયસલ' રાજાએ દેવરાવળથી દસ માઈલ દૂર એક સુરક્ષિત કિલ્લો બાંધ્યો. તેનું નામ 'જેયસલમેર' પાડયું. આ જેયસલમેર આજ સુધી ભટ્ટી રાજપૂતોની રાજધાનીનું શહેર છે.

આ ગઢની પ્રશંસારૂપે ભાટચારણોએ કહ્યું છે કેઃ—

દૂહોઃ—ગઢ દિલ્લી, ગઢ આગરા, ગઢ તો વિકાનેર,
ભલે ચણાવ્યો ભટ્ટીએ, ગઢ તો જેયસલમેર.

## ૬ : ફૂલકુમારનો પ્રણયયોગ

પિંગળ ભટ્ટઓ નિઃસંતાન મરણ પામ્યો, એટલે તેના કાકા આંભણિયાનો મોટો પુત્ર શિરાજ સુખી થયો. તેને પણ સંતતિ ન હોવાથી તે રાતદિવસ ચિંતામગ્ન રહેતો હતો.

એક દિવસ પ્રાતઃકાળે શિરાજ દાતણ કરી રહ્યો હતો ત્યારે નીચે આંગણામાં એક ગોલો અને ગોલી વાસીદું વાળી રહ્યાં હતાં. એ વખતે ગોલીની નજર શિરાજ પર પડતાં જ તેણે પોતાની નજર પાછી ખેંચી લીધી, અને લાંબા ઘૂંઘટ સાથે ગોલાને કહેવા લાગીઃ 'સવારમાં જ વાંઝિયાનું મોં જોવું પડ્યું !'

ગોલીના શબ્દો સાંભળી શિરાજ માત્ર અંગ પરનાં વસ્ત્રો સાથે કોઈને પણ જણાવ્યા સિવાય ગઢકાછા ત્યજી ગયો અને ત્યાંથી દૂર આવેલ હિંગળાજ માતાના રસ્તા ઉપર ત્રણ દિવસ સુધી પડ્યો રહ્યો. ચોથે દિવસે સવારમાં બાલકનાથ નામના સમર્થ યોગીની જમાત હિંગળાજ દેવીની યાત્રાએ ત્યાંથી પસાર થઈ.

બાલકનાથે શિરાજને એક દુઃખી માણસ ધારી તેનાં દુઃખ વિશે પૂછ્યું. જવાબમાં શિરાજે માત્ર એક શેર

માટીની ખોટ દેખાડી. મહારાજે તત્કાળ એક ધુક્કો તેને આપ્યો અને કહ્યું: 'સામે આંબાનું ઝાડ છે તેના પર તું આ ધુક્કાનો ઘા કરીશ, તો એક ફળ જમીન પર પડશે. તે લઈ તું મારી પાસે આવ.'

શિરાજ યોગીની આજ્ઞાનુસાર એક ફળ લાવીને હાજર થયો, એટલે યોગીએ કહ્યું: 'આ ફળ સર્વે રાણીઓને ખવડાવજે, તેમાંથી એક રાણીને પેટે તારે ત્યાં પુત્રનો જન્મ થશે.'

શિરાજ હરખભેર પોતાને દેશ પાછો ફર્યો અને યોગીની આજ્ઞાનુસાર રાણીઓને ફળ ખવડાવ્યું. નવ મહિના પછી સાથે જ શિરાજની અણમાનીતી રાણીને પેટે એક ખૂબસૂરત કુમારનો જન્મ થયો. કુમારનું શરીર ફૂલસમાન કોમળ હતું, તેથી તેનું નામ ફૂલકુમાર રાખવામાં આવ્યું.

ફૂલકુમારની સાથે બીજા સાતવીસું બાળકોનો જન્મ થયો હતો. તેઓ બધા ફૂલકુમારની જ ઉંમરના હોવાથી તેના ખાસ મિત્રો બની ગયા હતા. ફૂલકુમાર આ સંગાથીઓ વિના ક્યાંય પણ જતો નહિ. આ સંગાથીઓ એક વખત શિકાર માટે ફરતા ફરતા સોતા રાજપૂતોના રાજબાગ પાસે આવી પહોંચ્યા. ત્યાં બાગમાં સોતા કુમારીઓ રાસડા લેવામાં ગુલતાન બની ગઈ હતી. એ સુંદરીઓ મધુર કંઠે હશે દિશાઓ ગજાવી રહી હતી.

ફૂલકુમારે સુંદરીઓના રાસમાં વિક્ષેપ પાડવા એક તીર તેજીથી ફેંક્યું. કમાનમાંથી તે તીર વછૂટયું, અને જે ઢોલના તાલ પર કુમારિકાઓ ઝૂલી રહી હતી, તે

ઢાલને વીંધી બહાર નીકળી ગયું. કુમાર પોતે પણ કુમારિકાઓ નજદીક ગયો. કુમારને નજદીક આવેલો જોઈ, એક ચિબાવલી છોકરી બોલી ઊઠીઃ 'તમે અમારા ઢાલમાં તીર મારી રમતમાં ભંગ પાડ્યો છે. હવે અમે કંઈ ઇનામ લીધા વગર તમારું તીર લેવા દઈશું નહિ.'

આથી ફૂલકુમારે દરેક કુમારિકાને એકેક સોનામહોર આપી, પોતાનું તીર લઈ ચાલવા માંડ્યું. તેને જતો જોઈ, એક કન્યાએ પૂછ્યુંઃ 'વળી પાછા ક્યારે પધારશો?'

કુમાર બોલ્યોઃ 'આજથી બરાબર એક મહિને એટલે આવતી અમાવાસ્યાને દિવસે તમારું રાસ-મંડળ નિહાળવા અવશ્ય આવીશ.'

આ સાંભળી સઘળી કુમારિકાઓએ આનંદિત થઈ તેને માનપૂર્વક વિદાય આપી.

અમાવાસ્યાનો દિવસ આવ્યો, ત્યારે ફૂલકુમાર નિયત સ્થાને જઈ પહોંચ્યો અને રાસમાં રૂમઝૂમ કરતી કન્યાઓ પાસે આવ્યો. ત્યાં એક રાજપૂત રૂપસુંદરી પર તેણે પોતાના હાથમાંનો અરગજાનો કટોરો રેડી દીધો. પણ તે પરિણીત છે એવી ખબર પડતાં કુમારના ઉદ્વેગનો પાર રહ્યો નહિ. તે નિરાશ થઈને પોતાને વતન પાછો આવ્યો. પછી ટૂંક સમયમાં અહીંથી તે પોતાના સાથીઓ સાથે સાધુવેશમાં ઊજલકોટની રાજકુમારી જેની તેણે ખૂબ પ્રશંસા સાંભળી હતી, તેને મેળવવા ગયો.

ઊજલકોટને પાદરે આવતાં તે સૌએ ત્યાં આવેલા મેરાણસર નામના તળાવ પર તંબૂ નાખી મેલાણ કર્યું.

જોતજોવામાં છ માસ વીતી ગયા, છતાં ફૂલકુમારને રાજકુમારીનાં દર્શન થઈ શક્યાં નહિ. તેની અખૂટ જેવી ધીરજ દિનપ્રતિદિન ખુટતી જતી હતી. રાજકુમારીના સ્નેહામૃતનું પાન કરવા કુમાર બહુ જ તલપાપડ થવા લાગ્યો.

ઊજલકોટની ભોરીકુમારીએ કોટથી એકાદ કોશને અંતરે આવેલી એક મનોહર પુષ્પવાટિકામાં ખાસ પોતાને માટે એક વાવ તૈયાર કરાવી હતી. કુમાર એક રાત્રે પોતાની જંત્રી સાથે એકલો જ ત્યાં પહોંચી ગયો. બરાબર મધ્યરાત્રીને સમયે ભોરીકુમારીની એક દાસી વાવમાં પાણી ભરવા આવી. તેને જોઈ કુમારે કનૈયાની બંસી સમી પોતાની જંત્રી છેડી. ફૂલકુમારની જંત્રી વગાડવાની શક્તિ અદ્‌ભુત હતી અને તેમાં અજબ મીઠાશ હતી.

દાસી કુમાર પ્રત્યે જોઈને તેના મનના ભાવો કળી ગઈ. કુમારે ચાર અમૂલ્ય રત્નો પોતાની ઝોળીમાંથી કાઢી આપ્યાં.

બીજે દિવસે ફૂલકુમાર પોતાનો સંપૂર્ણ સ્વાંગ સજી ઊજલનગરીમાં 'અહાલેક'ની ધૂન મચાવતો ભોરીકુમારીના મહેલ તરફ ચાલવા લાગ્યો. મહેલના દરવાજા પાસે આવી પહોંચતાં તેણે 'અહાલેક'નો બુલંદ પોકાર કર્યો.

કામદેવના અવતાર સમા યોગીને જોઈ ભોરીકુમારીના મનમાં નહિ અનુભવેલી લાગણીઓ ફરી વળી. ઉભયની એ જ સ્થિતિ હતી.

ભિક્ષાઝોળી ફેરવી કુમાર ચાલ્યો ગયો. પણ ભોરીકુમારીના મનમાં દિનપ્રતિદિન આંતર્વેદના વધવા લાગી. વૈદો, હકીમો, જ્યોતિષીઓ અને નજૂમીઓ ભોરીકુમારીને

સ્વાસ્થ્ય અર્પી શક્યા નહિ. છેવટે ભોરીકુમારીના પિતા ફૂલકુમારને મહાત્મા ધારી સમસ્ત કચેરી સહિત તેની પાસે પગે ચાલીને ગયા. પોતાની પુત્રીનો ઇલાજ કરવાની ઇચ્છાથી તેણે એ મહારાજને પોતાને ત્યાં ભોજન લેવાની વિનંતિ કરી.

બીજે દિવસે નિયત કરેલે સમયે ફૂલકુમાર ઊજ્જલકોટાધિપતિને ત્યાં ભોજન લેવાને ગયો. યોગીને જોતાં જ ભોરીકુમારીનું સઘળું દર્દ દૂર થઈ ગયું. પરંતુ જેવો યોગી ચાલ્યો ગયો કે તરત જ ભોરીકુમારીને દર્દ મૂળ સ્વરૂપમાં આવી નડ્યું. આ ઘટના જોઈ રાજાને યોગીની સિદ્ધિમાં સંપૂર્ણ વિશ્વાસ બેસી ગયો.

વળતે દિવસે યોગી પાછો રાજા પાસે આવ્યો. ત્યારે ભોરીકુમારી સિવાય રાજકુટુંબનાં સઘળાં માણસો યોગીરાજના ચરણમાં આવી નમ્યાં.

આવી રીતે પ્રસંગોપાત્ત આવતાં એક દિવસ દાસીએ યોગીને ભોરીકુમારીની ઓળખાણ કરાવી. અત્યાર સુધી યોગી તરીકે જાહેર થયેલો ફૂલકુમાર ભોરીકુમારી પાસે ગઢકાછાના કુમાર તરીકે જાહેર થયો. એ વાત જાણી ભોરીકુમારીના હર્ષનો પાર રહ્યો નહિ. ભોરીકુમારીના પિતાએ પણ આ વાત સાંભળી, ત્યારે તે ભોરીકુમારીને ફૂલકુમાર સાથે પરણાવવા સંમત થયો. એક શુભ મુહૂર્ત જોઈ રાજાએ ઉભયને લગ્નગ્રંથિથી એક કરી દીધાં.

થોડાક દિવસોમાં ફૂલકુમાર પોતાના સંગાથીઓ અને ભોરીકુમારીને લઇ ગઢકાછા આવી પહોંચ્યો. ત્યાં ધામધૂમપૂર્વકના સ્વાગત સાથે સર્વે એકબીજાને આનંદપૂર્વક ભેટ્યાં.

## ૭ : 'પચ્છમની પદ્મિની' અને ગારુડી ભેરિયો

ભટ્ટીવંશમાં દેપાળ ભટ્ટીનો પુત્ર દોર થયો. તેણે પોતાનું પાણી રાખીને ઘણા અભિમાની રાજાઓનાં અભિમાન ઉતારી દીધાં.

દોર ભટ્ટીનો દીકરો ભદ્રસેન થયો. તેના ભાણુ તથા નોઘણુ નામના બે કુમાર થયા. ગઢકાછા અને જેસલમેર એમ બન્નેના રાજ્યકર્તા તેઓ જ હતા. ભાણુનો મોટો કુંવર સબરો અને નાનો સુરુ થયો. આ સુરુ મોટો દાનવીર હતો અને યાચકોને તેમની માગણી મુજબ દાન આપતો. સુરુનો મોટો કુંવર ભેરિયો હતો.

ભેરિયો જ્યારે પંદર વર્ષનો થયો ત્યારે તેણે મોરલી બનાવવાનો વિચાર કર્યો. તેણે પોતાના બગીચામાં તુંબડીનાં બીજ વવડાવી દીધાં. તુંબડીઓ જ્યારે મોટી થઈ, ત્યારે તેણે તેમને પકાવી રંગાવીને રંગબેરંગી બનાવી અને તેમાંથી મોરલીઓ તૈયાર કરાવી. તે સૌને મોરલી વગાડતાં શીખ-

વવા લાગ્યો. હીરા, માણેક અને મોતીજડિત મુરલીઓ આઠે પ્રહર જેસલમેરનું વાતાવરણ ગજાવવા લાગી.

જેસલમેરવાસીઓને આ મોરલીનાદ રુચિકર ન લાગ્યો અને તેઓ ભેરિયાની ઘણી ટીકા કરવા લાગ્યા. આથી ભેરિયો પોતાના એકસો ચાલીસ સંગાથીઓ સાથે જેસલમેરની હદ છોડી ગયો.

ચાલતાં ચાલતાં તે પચ્છમાઈ ડુંગર પાસે આવી પહોંચ્યો. ત્યાં સર્વ સંગાથીઓ વિસામો લેવા બેઠા. અચાનક ડુંગરમાંથી કંઈ અવાજ આવતાં ભેરિયો ચમક્યો. તેણે તે તરફ જોયું તો એક ઘરડો યોગી પોતાના ચેલાઓને યોગવિદ્યા શીખવી રહ્યો હતો. ભેરિયાએ પોતાના કાન સતેજ કર્યા અને તે પેલા યોગી મહાત્માની યોગવિદ્યાનું શિક્ષણ ધ્યાનપૂર્વક સાંભળવા લાગ્યો. જ્યારે યોગી મહાત્માનું શીખવવાનું કાર્ય પૂરું થયું, ત્યારે તે યોગી પોતાના ચેલાઓને યોગવિદ્યા સંબંધી પ્રશ્નો પૂછવા લાગ્યો. પ્રશ્નોના ઉત્તર આપવાની અશક્તિથી ચેલાઓ પણ ચુપ રહ્યા. આ વખતે ભેરિયો દૂર બેઠો હતો. તેણે એ પ્રશ્નોના જવાબ આપવા માંડ્યા. આ સાંભળી યોગીને નવાઇ લાગી. તેણે ભેરિયાને પાસે બોલાવ્યો અને પૂછ્યુંઃ 'બેટા ! આ વિદ્યા ક્યાંથી શીખ્યો ?' ભેરિયો હાથ જોડી બોલ્યોઃ 'ગુરુજી ! આ આપની જ વિદ્યા છે. આપ જે શિક્ષણ ચેલાઓને આપી રહ્યા હતા, તે મેં ધ્યાનપૂર્વક સાંભળ્યું છે. તેનું આ પરિણામ છે.'

ભેરિયાનું ઉત્તમ બુદ્ધિબળ જોઇ યોગી ખુશ થયો.

તે જ દિવસથી લેરિયો યોગી મહાત્મા પાસે યોગ-વિદ્યાનો અભ્યાસ કરવા લાગ્યો, અને થોડા જ સમયમાં તે પોતાની અદ્‌ભુત ગ્રહણશક્તિને લીધે તેમાં પૂરેપૂરો પાવરધો થઈ ગયો.

જ્યારે તે યોગવિદ્યામાં પારંગત થઈ ગયો, ત્યારે ગુરુની આજ્ઞા લઈને બહાર આવ્યો અને પોતાની મંડળી સાથે આગળ ચાલ્યો. જ્યારે તે શેપાપટ્ટણની પડોશમાં આવ્યો ત્યારે તેણે પોતાના સંગાથીઓને જુદાજુદા મુલકોની અને ત્યાંની વિદ્યાની તપાસ માટે મોકલ્યા.

કચ્છભૂમિના ઉત્તર પ્રદેશ તરફ આવેલ પચ્છમકોટ પુરાતન સમયમાં શેપાપટ્ટણના નામે પ્રખ્યાત હતો. શેપા-પટ્ટણમાં એક વખત સંગાર જાતિની આણ વર્તતી હતી. એ સંગાર જાતિની એક રાજકુમારી સગઈ સંગાર એક સમયે શેપાપટ્ટણની મહારાણી હતી.

કચ્છના હાલના ભુજનગરની પડોશમાં એક વખતે નાગ નામની વીરબાહુ જાતિનુ આધિપત્ય હતું. એ અરસામાં સૌરાષ્ટ્ર-સુપ્રસિદ્ધ નાગરાજ બાંડિયા બેલીનો બંધુ ભુજંગ હાલના પાવર પરગણામાં હકૂમત ચલાવી સારાયે કચ્છ પર પોતાની સત્તા જમાવી બેઠો હતો.

શેપાપટ્ટણની અધિષ્ઠાત્રી સગઈ સંગાર એ નાગ જાતિની કાળ હતી. 'પચ્છમની પદ્મિની' તરીકે પ્રખ્યાતિ પામેલી એ સગઈ સંગારે આસપાસના અનેક નાગરાજોને મહાત કરીને બંદીવાન બનાવ્યા હતા. માત્ર એક ભુજંગ-રાજ એનાથી ગાંજ્યો જાય એમ ન હતો.-સગઈ સંગારે

એને વશ કરવા પોતાની તમામ વિદ્યા અજમાવી જોઈ, પરંતુ પરિણામમાં તેને નરી નિષ્ફળતા જ મળી.

આ સગઈ સંગારે ભેરિયાના સંગાથીઓને પોતાની સાથેના નાગોના કરંડિયા સાથે મોરલીઓની ધૂન મચાવતા આવતા જોયા. તેને તેમની વિદ્યાની કસોટી કરવાની ઇચ્છા થઈ.

સગઈ સંગારે એ સાથીઓને બોલાવી નાગ દેખાડવા કહ્યું. તેમણે નાગના કરંડિયા ખોલ્યા, પણ બધા નાગ ગેબ!

ભેરિયાના ચેલાઓ નાગ ગેબ થયેલા જોઈ બહુ જ શરમિંદા થયા અને કરંડિયા ઉઠાવી ચાલવા લાગ્યા. પણ સગઈ સંગાર એમ છોડે એમ નહોતી. તેણે તેમને કહ્યું: 'તમે તમારા વચન મુજબ મને નાગ દેખાડી શક્યા નથી, માટે મારા કેદી છો.' આમ કહી તેણે ભેરિયાના સંગાથીઓનાં બધાં કપડાં ઉતરાવી લીધાં અને તેમને અકેક લંગોટી બંધાવી. પછી તેણે તેમનામાંથી બેને ભેરિયા પાસે મોકલ્યા અને બીજાઓને લોટ દળવા બેસાડી દીધા. શેષાપટ્ટણમાં સગઈ સંગારને હાથે લૂંટાઈ ગયેલા ચેલાઓમાંના બે ચેલાઓ ભેરિયા ગારુડી પાસે આવી પહોંચ્યા. તે વખતે એ ચેલાઓના અડીખમ શરીર પર માત્ર એક લંગોટી સિવાય બીજું કંઈ કપડું ન હતું. તેઓ હાંફળાફાંફળા થઈ ગયા હતા. તેમને આવી દશામાં જોઈને ચાલાક ભેરિયો તરત જ કળી ગયો કે, 'જરૂર કંઈ નવાજૂની બની છે અને જરૂર કંઇ હાથચાલાકી થઈ છે.'

પોતાના ચેલાઓના આવા હાલબેહાલ જોઈને ભેરિયો ગારુડી લાલપીળો થઈ ગયો. ભેરિયાએ હિંમત

હારેલા તે ચેલાઓની પીઠ થાબડી અને તેમને હિંમત આપી તૈયાર કર્યા. આમ તેણે પોતાની મંડળી જમાવી અને મજલ દડ મજલ કરતાં તેણે શેપાપટ્ટણને પાદરે પોતાના ઉંટ-બૂઓ ખડા કરી દીધા.

## પ્રણયદેવની પરીક્ષા

સગઈ સંગારને શેપાપટ્ટણને પાદરે તંબૂ નાખીને પડેલા ભેરિયા ગારુડીની જાણ થઈ, ત્યારે તે હર્ષમાં કૂદી ઊઠી. તે ભેરિયો કેવોક રૂપરૂપનો અંબાર છે અને કેવોક બળવાન છે તે જાણવા માટે સગઈ સંગાર ત્રણચાર સાહેલીની સાથે પનઘટ પર ગઈ. તેણે માથે પાણીનાં બેડલાં ઉપાડચાં હતાં, અને પાણી ભરવાને બહાને તે ગજગતિએ ભેરિયા ગારુડીને મુકામે હરખભેર ચાલી નીકળી. ભેરિયાએ આ સમાચાર જાણ્યા ત્યારે તે હર્ષમાં નાચી ઊઠચો અને તે પણ કૂવા તરફ ચાલી નીકળ્યો.

ગરેડીના ચૂંચૂં અવાજ સાથે સગઈ સંગાર નાજુક હાથોએ પાણી સિંચતી હતી. ત્યાં ભેરિયાએ તેની પાસે આવીને પોતાનું પાત્ર ભરી દેવા કહ્યું. ભેરિયાએ જ્યારે તેની આગળ પાણીની માગણી કરી, ત્યારે સગઈ સંગાર તો તેના માંસલ દેહને તથા તેના ચમકતા કપાળને જોઈ જ રહી. તારામૈત્રક રચવા માંડયું અને તે લોહચુંબકની જેમ ખેંચાતી જ રહી. જ્યારે તેની સખી ભેરિયાના તુંબડામાં ઘડા પર ઘડા નાખવા લાગી અને છતાં જ્યારે તે તુંબડું ન ભરાયું, ત્યારે સગઈ સંગાર જાણે ખીજમાં આવી જઈને

બોલી: 'અરે ભાઈ! પાણી ભરવું હોય તો તમે જ ભરી લિયો, આ તો તુંબડું છે કે તળાવ?'

જાણે આ બીજ પર ઠંડું પાણી રેડતો હોય, તેમ લેરિયો ગારુડી ઠરેલ પેટે બોલ્યો: 'બાઈ! ભરો, ભરાઈ જશે !'

'ના રે ના, ભાઈ! આપણાથી નહિ ભરાય,' એમ છણકો કરતી સગઈ સંગારની સખી બોલી.

હવે લેરિયા ગારુડીએ પોતાના તુંબડાને કૂવામાં ઉતાર્યું. તેનું તુંબડું પાણીમાં ઊતરતાં જ સઘળી સખીઓના ઘડાઓ કૂવામાં કોઈ ભેદી મંત્રબળથી ત્યાં જ અટકી ગયા.

સગઇ સંગાર તો ફાટી આંખે ઘડાને અટકતા જોઈજ રહી. તેની પાસે તેની વિદ્યા ફોક હતી.

હારેલી સગઈ ઘડાઓને કૂવામાં જ રહેવા દઈ પોતાની સખીઓ સાથે ચાલી ગઈ.

બીજે દહાડે લાલઘૂમ સૂર્ય નાડાવાડ ઊંચો ચડયો હતો. સૂર્યનાં યુવાન કિરણો ફૂટી ફૂટી જગતને અજવાળી રહ્યાં હતાં. ત્યારે સગઈ લેરિયાની કસોટી કરવા માટે ઠમક ચાલે ચાલતી તેની છાવણીમાં ગઇ. તે ત્યાં પહોંચી ત્યારે ગારુડી રૂપાળા રંગોથી ઝળકતા ઢોલિયા પર ચાદર ઓઢીને સૂતો હતો. સગઈ સંગારે ત્યાં પહોંચતાં જ તેના માથા પરથી ચાદર ખેંચી લીધી અને તે અજાયબ બનીને જોઈ રહી !

ત્યાં લેરિયાને બદલે માત્ર ચાર કાળિંગા હારોહાર પડેલા જણાયા. આ દેખાવ જોઈ તે અવાક બની ગઈ.

પણ તે ગાંજી જાય તેમ નહોતી. તેણે પોતાની સખીઓને કહ્યું: 'આ કાળિંગા ખાવાલાયક છે, ચાલો ખાઈએ!'

પણ ભેરિયાના એક ચેલાએ તેને કહ્યું: 'તું આ કાળિંગા ખાઈશ તો તેમાં જેટલાં બીજ છે, તેટલા ભેરિયા તારા પેટમાં ઊછરવા માંડશે.'

સગઈ નાહિંમત થઇ ગઇ. તે હવે તેમના ચેલાઓને ભેરિયાનાં દર્શન કરાવવા વિનવણી કરી રહી.

ચેલાઓએ કાળિંગા ઉપર ચાદર ઓઢાડી અને થોડી વારમાં ભેરિયો આળસ મરડીને ઊભો થયો.

ચાર આંખો ભેળી થઇને તારામૈત્રક રચાયું. ઉભયનાં હૃદયમાં પ્રેમસરિતા વહેવા લાગી.

વાતો કરતાં ભેરિયાએ તેના આગમનનું કારણ પૂછયું, ત્યારે સગઈ માત્ર આટલું જ બોલી: 'આપ અમારા મહેમાન છો, આવતી કાલે મારે ત્યાં જમવા આવવાનું આપને અને આપની મંડળીને આમંત્રણ આપું છું.'

'પણ મારા માણસો ઘણા છે, તમે તેમને જમાડી નહિ શકો,' ભેરિયાએ હાણો દખાવતાં કહ્યું.

'માણસોની સંખ્યા ગમે તેટલી હોય, હું તેમને જમાડવા શક્તિમાન છું.'

આમ તાણાતાણને અંતે ભેરિયો આમંત્રણને પાછું ઠેલી શકયો નહિ.

બીજે દિવસે સગઈને કંઈ ચમત્કાર દેખાડવાને હિસાબે ભેરિયાએ પોતાના એક ચેલાને પહેલાં જમવા મોકલ્યો.

ચેલાએ ત્યાં જઇ માત્ર આટલું જ કહ્યું: 'મને ઝટ જમાડી દો, મારે ગામ જવું છે.'

તેને જમવા બેસાડવામાં આવ્યો. પીરસેલી થાળી આવી તેવી જ તે ચટ કરી ગયો. તેણે ઝપાટાબંધ કોઠીઓની કોઠીઓ, તપેલાં અને કડાયાં ચટ કરી નાખ્યાં. છતાંયે તે ફરી ફરી માગમાગ કરવા લાગ્યો.

સગાઈનો ગર્વ ગળી ગયો. તે લેરિયાની માફી ને દયા યાચવા તેની પાસે દોડી ગઈ.

લેરિયાની તેના પર કૃપાદૃષ્ટિ થઈ તેણે તેને કહ્યું: 'તમે જાઓ. હું હમણાં જ મારા શિષ્યગણ સાથે આવું છું.' ત્યાં પહોંચ્યા બાદ તેણે એક કોઠી પર કપડું બાંધી પોતાના બધાયે માણસોને બેસાડી પીરસવાનો હુકમ આપ્યો. બધાનાં પેટ ચિક્કાર ભરાતા છતાંયે હજી કોઠી ચિક્કાર હતી. લેરિયા ગારુડીની બુદ્ધિ ને તેનું કામદેવ જેવું રૂપ નિહાળી સગઈ તેના પર વારી જવા લાગી. તેને તેના પર કુરબાન થવું પણ ભાગ્યશાળીનું કામ જણાયું.

પણ છતાંયે તેણે ગારુડીને વધુ ચકાસવા કહ્યું: 'તમે એવા ઇલ્મી છો તો મારી બહેન તગઈ સંગારે શેષાપટ્ટણની ખાંડણીનો ઇજારો લીધો છે, તેને કંઈ પણ આપ્યા વગર અનાજ ખાંડી આવો.'

## તગઈ

તગઈ સંગારે શેષાપટ્ટણનું અનાજ દળવાખાંડવાનું કાર્ય પોતાને હાથે રાખ્યું હતું. એક વિશાળ દીવાનખાનામાં એણે ઘંટીઓ અને ખાંડણિયાં મંગાવી રાખ્યાં હતાં.

ગામમાં જેને પોતાનું અનાજ દળવું કે ખાંડવું હોય તે તગઈને ઘેર જઈ દળી-ખાંડી આવે. આના બદલામાં તે તગઈને અનાજનો ચોથભાગ આપે. તગઈ સંગાર ગમે તેવા માણસ પાસેથી પણ ચોથ ઉઘરાવ્યા વગર રહેતી નહિ.

ભેરિયો ગારુડી ફાટ્યાંતૂટ્યાં કપડાં પહેરીને તેને ત્યાં શેર જુવાર ખાંડવા આવ્યો. તેણે તો જુવારના દાણા ખાંડણિયામાં વગરરજાએ ખાંડવા માંડ્યા તેને આમ વગર-રજાએ ખાંડતો જોઈને તગઈ તેને ધમકાવવા લાગી.

પણ ભેરિયાએ તો જુવાર ખાંડી, દાણા બહાર કાઢી, કપડામાં બાંધી ચાલતી પકડી.

આમ તે જબરાઈથી ચાલતો થયો એ જોઈને તગઈ સંગાર તેની પાછળ દોડીને ચોટલું પકડી ખેંચવા લાગી. હવે ખેંચાખેંચી થઈ, ત્યારે ભેરિયાએ ચમત્કાર બતાવવા માટે તેના ઉપર અડદના ચાર દાણા છાંટ્યા, એટલે તગઈ સંગાર ગધેડી બની ગઈ. પછી ભેરિયો સવાર થઈ પોતાના ડેરાતંબૂમાં ગયો.

છાવણીમાં આવી તેણે તેલ પીલવાની એક ઘાણી તૈયાર કરાવી અને તગઈ (ગધેડીસ્વરૂપે)ને તેમાં જોડી દીધી.

જ્યારે સગાઈને આ ખબર પડી ત્યારે તે એકદમ દોડી આવી અને તેને વીનવવા લાગી. ભેરિયો તેના માણસ-ને ઘંટી પરથી ઉઠાડવાનું વચન મેળવી શક્યો, ત્યારે જ તેણે સગાઈની બહેનને મંત્રયોગથી અસલ સ્વરૂપમાં આણી અને તેની બહેનને હવાલે કરી.

પણ જતાં જતાંય સગાઈએ પાછી ફરીને કહ્યું કે,

'અમારા ગામમાં એક કલાલણ છે. તમે તેની પાસેથી મફત શરાબ પી આવો તો જ તમારી વિદ્યા સાચી.'

ભેરિયો સંમત થયો!

કલાલણ વિદ્યામાં પૂરી હતી. તે બધાં પાસેથી મદ્યના પૈસા લઈ પાણી પાતી હતી.

રાત પડતાં જ ભેરિયો ગારુડી ફકીરવેશે તપાસ કરતો કરતો પેલી કલાલણ પાસે ગયો. તેણે તેની પાસે મદ્યની માગણી કરી. આ ફકીરને નવો ઘરાક જાણી કલાલણે પોતાના રિવાજ મુજબ તેને મદ્યનો એક પ્યાલો આપ્યો. પણ ભેરિયો તરત જ ચેતી ગયો. તેણે મદ્યને નામે પાણીથી ભરી અપાયેલા તે પ્યાલાને પાછો આપ્યો.

હવે કલાલણે ચાલાક ફકીરને જોતાં જ માટલામાંથી સાચા મદ્યનું પ્યાલું ભર્યું: પણ અજાયબી વચ્ચે બધાંય માટલાં પાણીમાં ફેરવાઇ ગયાં.

આ બધીયે કરામત ફકીરની જ જાણી કલાલણ સગઈને ઘેર ફરિયાદ કરવા માથું કૂટતી ગઇ.

સગઇ કલાલણને ધીરજ આપતી હતી, ત્યાં જ ભેરિયો પહોંચી ગયો ને બોલ્યોઃ 'હવે સંતોષ થયો?'

છતાંએ સગઇએ જ્યારે બધાય સંતોષ વચ્ચે એક અસંતોષ જાહેર કર્યો ત્યારે ગારુડીએ તે શરત પણ પૂરી કરવાનું બીડું ઝડપ્યું.

સગઇને નવસો નવાણું નાગ નાથવાની પ્રતિજ્ઞા હતી. માત્ર એક મારવાડી નાગ જ તેનાથી નથાતો ન હતો.

ભેરિયો સગઇને તેની શક્તિનો પરચો બતાવવા આતુર હતો.

પોતાની શક્તિનો પરચો બતાવવા અને સગઈને વરવા તેણે કમર કસીને આગે કૂચ કરી.

## નાગની શોધમાં

ભેરિયો મારવાડી નાગને શોધવા માટે મારવાડના ડુંગરે ડુંગરે ઘૂમ્યો. ફરતાં ફરતાં તે મહામુસીબતે શફડાનાં દર્શન કરી શક્યો. તેણે પોતાની મૌવર (બંસી) અજબ આલાપથી બજાવવા માંડી. ભેરિયાની મધુર મૌવરના તાન પર ભાન ભૂલી સાપ ફેણ પ્રસારી ડોલવા માંડ્યો.

નાગે જ્યારે બંસી પર મુગ્ધ થઈ કંઈક માંગવાની માગણી કરવા કહ્યું, ત્યારે ગારુડીએ તેને નાથવાની માગણી કરી.

નાગે કારણ પૂછયું, ત્યારે તેણે તેને સગઈ સંગારને પરણવાનું જણાવ્યુ.

નાગ ચમકી ગયો. કારણ ગારુડી તેમજ પોતે લખગુરુના શિષ્યો હતા. તે નહિ છોડી મૂકે તેવી નાગને ધાસ્તી પેઠી. તેણે ત્યાંથી પલાયન કરી જવાનો નિશ્ચય કર્યો. તેણે પોતાનું સ્વરૂપ ઝીણું કરી નાખ્યું અને એકદમ શફડામાં સરકી જઈ તે પાતાળમાર્ગે નાસવા લાગ્યો.

ભેરિયો પણ તેને છોડે તેમ નહોતો. તેણે તેની લાર પકડી. તે લાર લેતો લેતો આકાશમાર્ગે ચાલવા લાગ્યો. જ્યાં નાગ જમીનમાં બહાર ડોકું કાઢે, ત્યાં ભેરિયાને જુએ. આમ કરતાં કરતાં, તે કનોજકોટ પાસે આવી પહોંચ્યો. આ સમયે કનોજપતિ ચંચ રાઠોડ કલીરાણીને પરણીને તુરત જ આવેલો હતો. તે રક્ષણહાર કહેવાતો

હતો, અને ગમે તેવાને રક્ષણ આપતાં અચકાતો નહોતો.

નાગે તેને સઘળી બીનાથી વાકેફ કરી, તેની આગળ મદદની માગણી કરી. રાઠોડે પૂછ્યું: 'તું ક્યાં સંતાઈશ?' ત્યારે નાગ કાલાવાલા કરતો બોલ્યો: 'કોઈ પણ સ્થળ મને લેરિયાથી બચાવી શકે તેમ નથી. માત્ર તમારા પેટમાં સંતાયા સિવાય બીજો કોઈ માર્ગ નથી.' 'પણ તે કેવી રીતે બને?' ચંચ રાઠોડે પ્રશ્ન કર્યો. 'હું ત્રણ હહાડા પવન-સ્વરૂપે તમારા પેટમાં રહીશ. એટલામાં લેરિયો પણ પોતાની શોધખોળમાં નિષ્ફળ જશે એટલે હું ચાલ્યો જઈશ.' આમ નાગ કાલાવાલા કરી જ રહ્યો.

આખરે ચંચ એ શરણાગતને પોતાના પેટમાં રક્ષા આપી રહ્યો.

લેરિયો પણ નાગ સાથે જ આવી પહોંચ્યો હતો. નાગને શોધતાં શોધતાં તે થાકી ગયો હતો. એક બાજુ નાગ પૃથ્વી પર જણાતો નહોતો, અને બીજી બાજુ લેરિયો તેને મરી ગયેલો માની શકતો નહોતો. લેરિયો આ ગૂંચનો વિચાર કરી રહ્યો હતો એટલામાં તે ચંચ રાઠો-ડના દરબારમાં ગયો. ચંચ પર દૃષ્ટિ પડતાં તરત જ લેરિયો ચેતી ગયો.

તેણે ચંચ રાઠોડ પાસે પોતાના ચોરની માગણી કરી. પણ ચંચ આખર તક સુધી પોતાના શરણાગતને આપે તેમ ન હતો. તેણે કહ્યું: 'જ્યાં સુધી મારા શરીરમાં પ્રાણ છે, ત્યાં સુધી હું તમને નહિ સોંપું.'

'પણ હું મારો ગુનેગાર મેળવ્યા વગર કનોજકોટ

બહાર પગ પણ નહિ મૂકું.'

છતાં ભેરિયો રાજપૂતધર્મને સારી પેઠે પિછાનતો હતો. જીવ જતાં ય પોતાના શરણાગતને ન સોંપ્યાના રાજપૂત વીરના ઇતિહાસો તેણે સાંભળ્યા હતા. તેથી વધુ આગ્રહ ન કરતાં તે ત્યાંથી ચાલતો થયો.

આમ, નાગ ચંચ રાઠોડના પેટમાં ત્રણ દહાડા રહ્યો. પછી મધ્યરાત્રીએ તે બહાર નીકળ્યો, ત્યારે કલીરાણીનો હાથ તેની ફેણ પર અચાનક લાગી ગયો. આથી નાગભાઈ તો તે જ વખતે તેને ઝેરી ડંખ ચોડી ગયા! આખાય દરબારમાં હાહાકાર થઈ ગયો.

પણ નાગ તો વળી પાતાળમાર્ગે નાસવા લાગ્યો.

ચંચના પેટમાંથી નાગ નીકળ્યાની ખબર ભેરિયાને પડી, એટલે તે જ વખતે તે તેની પાછળ દોડ્યો.

હવે નાગ મુશ્કેલીનો પૂરો વિચાર કરી પોતાના ગુરુ લખગુરુ પાસે પચ્છમાઈ ડુંગર પર પહોંચી ગયો. ત્યાં તેણે ભેરિયો એક સ્ત્રીને માટે તેના ઉપર જુલમ ગુજારી રહ્યો હતો તે ગુરુને કહ્યું. ભેરિયો પોતાના ગુરુભાઈ પર આટલો જુલમ ગુજારી રહ્યો હતો, તે જોઈ લખગુરુ ધૂવાંપૂવાં થઈ ગયા.

તેણે નાગને જણાવ્યું કે, 'ભેરિયાને મેં બે વાતો માટે ખાસ ચેતવણી આપેલી છે. એક તો, તું કાઠિયાવાડમાંથી દરિયો ઓળંગીને કચ્છમાં ચાલ્યો જઈશ, તો ભેરિયાની શક્તિ તને ત્યાં હકાવી શકશે નહિ. બીજી વાત એ કે એની નજર ન પડે તે ઠેકાણે જો કોઈ નાગ એને કરડે તો એને

તેનું ઝેર ચડી શકે તેમ છે.' લખગુરુએ આમ નાગને હરિયો ઓળંગી જવાની આજ્ઞા આપી દીધી.

નાગની બંદર પાસેની નાગમતી નદી નીચેથી ચાલતો ચાલતો નાગ કચ્છનો અખાત ઓળંગી ગયો અને કચ્છમાં દાખલ થયો. આમ કચ્છની નાગમતી નદી નીચેથી ચાલી તે ચાડવા ડુંગર પર આવી પહોંચ્યો. અહીં નાગ પોતાનું સ્વરૂપ બદલીને પાડાને વેશે ભેંસોના ધણમાં દાખલ થઇ ગયો.

લેરિયો પણ ભોંય સૂંઘતો સૂંઘતો નાગની પછવાડે ચાડવા ડુંગર પર આવી પહોંચ્યો. પણ નાગને ઓળખવા માટે તે અહીં પોતાની શક્તિ કામે લગાડી શક્યો નહિ. તેથી તેણે મોરલી કાઢી મધુરા સ્વરે વગાડવા માંડી અને આસપાસનું વાતાવરણ નીરખવા માંડ્યું.

આ વખતે ભેંસોના ધણમાંનો એક પાડો પોતાના શરીરનું ભાન ભૂલી મોરલીના તાન પર ગુલતાન બની ડોલી રહ્યો હતો. લેરિયો તરત જ તેને ઓળખી ગયો અને તેને પકડવા દોડ્યો. પણ પાડાએ પોતાનું સ્વરૂપ પલટી નાખ્યું. તે પાછો પાતાળમાર્ગે ગેબ થઈ ગયો અને ભુજિયાપર પોતાની માસી નાગદામણી પાસે પહોંચી ગયો. લેરિયો પણ તપાસ કરતો કરતો ભુજિયાપરના નાગદામણીના રાફડા સુધી આવી પહોંચ્યો.

લેરિયાને અહીં પણ આવેલો જોઈ નાગ ત્યાંથી નાસવા લાગ્યો. આગળ નાગ અને પાછળ લેરિયો. બન્ને ત્વરિત ગતિએ રસ્તો કાપવા લાગ્યા. એટલામાં નાગે લેરિયાની નજર ચુકાવવા માંડી. તરત જ તે એક સુંદર લાકડીના રૂપમાં લેરિયાના રસ્તા પર પડી રહ્યો.

સુંદર વળેલી મૂઠવાળી સુશોભિત લાકડી જોઈને ભેરિયાએ તે ઉપાડી લીધી અને પોતાના ખભા પર મૂકી. તે જ ક્ષણે આ લાકડી એક ભયંકર ઝેરી નાગના સ્વરૂપમાં ફેરવાઈ ગઈ અને તેણે ભેરિયાની ગરદનના પાછલા ભાગમાં દંશ દીધો.

આજનો દંશ ગરદન પર થયેલો હતો. તેથી ભેરિયો તેનું ઝેર ઉતારવાને અશક્ત હતો. તે તે જ પળે ધબ દેતો જમીન પર પટકાઈ પડ્યો. થોડીક વાર પછી તેના સાથીઓ ભેરિયાને પગલે ત્યાં આવી પહોંચ્યા હતા. તેમને જોઈ ભેરિયાએ કહ્યું: 'મારા શરીરને અગ્નિદાહ ન દેતાં તમે બધા તેને રાંધીને ખાઈ જજો. તેથી તમે પણ મારા જેવા જ ક્રિયાવાન બની જશો.' આટલું બોલી ભૂપત વંશના રાજકુમારે તરત જ પોતાના પ્રાણ મૂકી દીધા.

સઘળા સાથીઓ ભેરિયાની આજ્ઞાનુસાર તેના મૃતદેહના કટકા કરી રાંધવા લાગ્યા. ત્યાં બ્રાહ્મણવેશધારી નાગે પાપ અને પુણ્યની વાતો કરી તેમનો નિશ્ચય ફેરવી દીધો. કેટલાકને ઝેરની ધાસ્તી લાગી, કેટલાકને પાપની બીક લાગી અને કેટલાકને મોતનો ડર લાગ્યો. આખરે તેમણે ભેરિયાના મૃતદેહના કટકાવાળાં વાસણો દરિયામાં જઈને તારી દીધાં.

જ્યારે સગઈ સંગારને આ વાતની ખબર પડી, ત્યારે તે પોતાના ભાવી ભરથાર ભેરિયા પાછળ ભુજિયા ડુંગર પાસે સતી થઈ.

ભેરિયાનું નામ અદ્યાપિ કચ્છ, કાઠિયાવાડ અને મારવાડમાં બહુ જ મશહૂર છે.

## ૮: ચૂડાસમાનાં તેજ ને અંધાર

• દેવેન્દ્રના બીજા કુમાર ગજપતના વંશજો સિંધ અને મારવાડમાં થઇને સૌરાષ્ટ્રમાં આવ્યા અને તેમણે જૂનાગઢમાં રાજ્ય સ્થાપ્યું. આ ગજપતના વંશજો ચૂડાસમાના નામથી ઓળખાય છે. ચૂડાસમા વંશનો પહેલો રાજા ગ્રહરિપુ વામનસ્થળીની ગાદીએ આવેલો જણાય છે. આ ગ્રહરિપુ અત્યંત જુલ્મી હતો અને તેણે ચારે તરફ ત્રાસ વર્તાવી દીધો હતો. પ્રભાસપાટણ સમાન મહાન તીર્થધામો પણ તેના જુલ્મથી ઉજડ બની ગયાં હતાં.

આ વખતે અણહિલવાડની સત્તા પહેલા મૂળરાજ સોલંકીના હાથમાં હતી. મૂળરાજ મહાન શિવભક્ત હતો. ઇતિહાસપ્રસિદ્ધ રુદ્રમાળનું શિવાલય બાંધનાર એ પોતે જ હતો. ગ્રહરિપુ તીર્થધામોમાં અત્યાચારો ચલાવી રહ્યો હતો, એ વાત આ સોલંકીરાજથી સહન થઈ શકી નહિ. આથી ગ્રહરિપુના ગર્વનું ખંડન કરવા માટે તે પોતાના સૈન્ય સાથે વામનસ્થળી પર ચઢી આવ્યો.

લાગ્યો.' રા'નો કુંવર નોંઘણ આ વખતે બાલ્યાવસ્થામાં હતો તેથી તેને ઊંડ પરગણાના આલીધર–બોડીધર નામના ગામના દેવાઈત પટેલે ગુપ્ત રીતે ઉછેરવા માંડયો. આ વાતની સૂણાને ખબર પડી. તેણે નોંઘણ સોંપી દેવાની દેવાઈતની પાસે માગણી કરી. પટેલે કુમારને બદલે પોતાના પુત્રને રાજકુમારનાં કપડાં પહેરાવી સૂણાને સોંપી દીધો. સૂણાએ તે જ ક્ષણે બાળકનું માથું ઉડાવી દીધું!

દેવાઈત પટેલને જાસલ નામે પુત્રી હતી. તેથી પરણાવવા યોગ્ય થતાં તેનાં લગ્ન મંડાણાં. એ વખતે દેવાઈતે સૂણાને આમંત્રણ આપી તેનો ઘાટ ઘડી નાખવાનો બેત રચ્યો. તેણે રીતસર સૂણાને તથા તેના સંગાથીઓને આમંત્રણ આપ્યું. પછી લગ્નસમયે અવસર મળતાં જ દેવાઈતે અને તેના માણસોએ સૂણાને તથા તેના અનુયાયીઓને મારી નાખ્યા અને જૂનાગઢની રાજ્યગાદી પર નોંઘણકુમારનો રાજ્યાભિષેક કર્યો.

દેવાઈતની દીકરી જાસલને નોઘણ કુમારે પોતાની ધર્મની બહેન બનાવી, અને તેને જે જોઈએ તે માગી લેવા કહ્યું. જાસલે તે વખતે લેવાને બદલે જરૂર પડયે પાછળથી માગી લેવા જણાવ્યુ.

એક વખત સમસ્ત સૌરાષ્ટ્રમાં દુષ્કાળની ભયાનક જ્વાળા ભભૂકી ઊઠી. તેથી જાસલનો પતિ સાંસતિયો પોતાનાં ઢોરો સાથે સિંધ તરફ આવ્યો. સિંધમાં તે વખતે હમીર સુમરો રાજ્ય કરતો હતો. જાસલ પર તેની કુદષ્ટિ પડી. જાસલ રૂપરૂપનો અંબાર હતી અને હમીર આડ-

કતરી રીતે જાસલને મેળવવા માટે ઉત્સુક થઈ ગયો. આ વાતની એ પતિપત્નીને ખબર પડી. એટલે તેઓ ગભરાવા લાગ્યાં. એટલામાં જાસલને રા'નોંઘણનું વચન સાંભરી આવ્યું અને તેણે તેને સંદેશો પાઠવ્યો.

**દૂહો–માંડવડે મ્હાલતાં, તેં બંધવ ! આપ્યો બોલ;**
**ફરને કાપડની કોર, જાહલને જૂનાના ધણી !**

સંદેશો મળતાં જ રા'નોંઘણે વિશાળ સૈન્ય સાથે હમીર ઉપર ચઢાઈ કરી. હમીર પણ સામે લડવા આવ્યો, પણ તેને નામોશીભરી હાર ખાવી પડી.

આવી રીતે રા'એ પોતાની બહેનને પિશાચના પંજામાંથી છોડાવી અને પછી પોતે જૂનાગઢ આવ્યો.

જૂનાગઢના ચૂડાસમા રાજવી બીજા નોંઘણનો કુમાર રા' ખેંગાર (બીજો) થયો. ખેંગારના પિતા 'બીજા નોંઘણે મહીકાંઠાના ઉમેટાના રાજાને હરાવી, તેને તેની કન્યા પરણાવવા ફરજ પાડી. તે વખતે કન્યાનો ભાઈ હંસરાજ બોલ્યોઃ ' મારો બાપ બીકણ છે કે નોંઘણને કન્યા પરણાવે છે. પણ હું કોઈ દિવસ નોંઘણને મારી નાખીશ. ' આ સાંભળીને નોંઘણે હંસરાજને મારી નાખવા પણ લીધું. નોંઘણની જાન ઉમેટાથી પાછી વળી અને જસદણ નજીક ભોંયરા ગામ આગળ આવી. ત્યારે ત્યાંનો રાજા બોલ્યોઃ ' મારો કિલ્લો બંધાય છે તે જો પૂરો થયો હોત, તો હું આ કન્યા જરૂર પડાવી લેત.' આ પરથી નોંઘણે ભોંયરાના રાજાને મારી, તેનો કિલ્લો પાડી નાખવાનો બીજો નિયમ લીધો.

એક વખત સિદ્ધરાજ જયસિંહે પાંચાલમાં નોંઘણને

કચ્છનો જામ લાખો ફૂલાણી ગ્રહરિપુનો પરમ મિત્ર હતો. તે ગ્રહરિપુને મદદ કરવા માટે કચ્છથી આવ્યો હતો. પરંતુ ગ્રહરિપુના પાપનો ઘડો ભરાઈ ગયો હતો, તેથી તેનો અને જામ લાખા ફૂલાણીનો આ લડાઈમાં અંત આવ્યો.

ગ્રહરિપુ પછી તેનો કુંવર ક્વાટ ઈ. સ. ૯૮૨ માં ગાદીપતિ થયો. તે મહાન દાતાર હતો. એક વખત એક ચારણે તેના મસ્તકની પાઘડી દાનમાં માગી. રાહ ક્વાટે વગર આનાકાનીએ તે આપી દીધી. રા'ની પાઘડી નિજ મસ્તકે ધારણ કરી ચારણ ફરતો ફરતો શિયાલબેટના વીરમ પરમારના દરબારમાં આવી પહોંચ્યો. ત્યાં તેણે શિર ઝુકાવ્યા વિના મુજરો કર્યો. વીરમ પરમારને આથી ગુસ્સો ચઢ્યો. પછી જ્યારે તેણે જાણ્યું કે રા'ક્વાટની પાઘડી મસ્તક પર હોવાથી ચારણે શિર નમાવ્યું નથી, ત્યારે તેણે રા'ક્વાટને નમાવવાનો નિશ્ચય કર્યો. થોડાક દિવસમાં તેણે કપટબુદ્ધિ ચલાવી ક્વાટને પોતાને ત્યાં બોલાવ્યો અને તેને રાજમહેલ નીચેના એક ભોંયરામાં કેદ કરી રાખ્યો. પણ ક્વાટે ચતુરાઈ અને ચપળતાથી પોતાના ભાણેજને સંદેશો પહોંચાડયો અને ભાણેજ પરાક્રમ તથા ચતુરાઈ વાપરી પોતાના મામાને છોડાવી ગયો.

કાળચક્રની અવિચલિત ગતિ અનુસાર જૂનાગઢની ગાદી પર ૧૦૦૩ માં રા'ખેંગાર આવ્યો. એ વખતે સિદ્ધપુર પાટણમાં દુર્લભસેન રાજા રાજ્ય કરતો હતો. એક વખત પાટણની રાણીઓ ગિરનારની યાત્રાએ ગઈ હતી. ં તેમનું અપમાન થયું હતું. આથી દુર્લભસેન જૂનાગઢ

પર ચઢી આવ્યો. જૂનાગઢનો ઉપરકોટનો કિલ્લો મજબૂત હતો. દુર્લભસેન છ માસ સુધી ઘેરો ઘાલી પડયો રહ્યો, તોપણ ફાવ્યો નહિ. કંટાળીને તેણે જે રા'ખેંગારનું મસ્તક લાવી આપે તેને સવાલાખનું ઇનામ આપવાનું બીડું ફેરવ્યું. બીજલ નામના એક તુમેર ચારણે એ બીડું ઉઠાવી લીધું.

બીજલ જાણતો હતો કે રા'ખેંગાર દાતાર હોવાથી યાચકને કદી નિરાશ કરતો નથી. તે ખેંગારના રાજમહેલ પાસે આવ્યો. પોતાની ઉસ્તાદી અજમાવી તેણે રા'ખેંગારનું ધ્યાન ખેંચવા બંસરીને મંજુલ રીતે છેડી. રસભર્યો સૂર સાંભળતાં રા'ખેંગારે ચારણને ઉપર તેડાવી તેનો સત્કાર કર્યો.

રા'ને બીજલે ઝડપેલા બીડાની અગાઉથી ખબર પડી ગઈ હતી. આથી તેણે યાચકને નિરાશ ન કરવાના ઇરાદાથી તરત જ તલવાર લીધી અને એક જ ઝટકે પોતાનું મસ્તક ચારણને કાપી આપ્યું.

આ વાતને લોકસમૂહમાં પસરતાં વાર ન લાગી. લોકો એ અજોડ દાતારીની વાત પર આફરીન પોકારવા લાગ્યા અને બીજલને ફિટકારવા લાગ્યા. સતી સોરઠરાણી પતિનું મસ્તક ખોળામાં લઈ ચિતામાં બેઠી. ચિતા સળગવા લાગી. બીજલ ચારણ મૂંઝાણો. તેને હડધૂત જીવન જીવવા કરતાં મરવું ઠીક લાગ્યું. તે પણ ચિતામાં કૂદી પડયો. એટલામાં બીજલની પત્ની પણ આવી. સત ચડ્યું અને તે ચિતામાં બેસી ગઈ. આમ રા'ખેંગારની લીલા સંકેલાઈ ગઈ.

રા'ખેંગારના અવસાન પછી જૂનાગઢમાં દુર્લભસેનની સત્તા સ્થાપિત થઈ અને તેનો સૂબો ત્યાં અમલ ચલાવવા

સખત હાર આપી હતી. તે પરથી તેણે પાટણનો દરવાજો પાડી નાખવાનો ત્રીજો નિયમ લીધો હતો. તેનો ચોથો નિયમ સિદ્ધરાજના ભાટે નોંઘણની મશ્કરી કીધેલ હોવાથી ભાટના ગાલ ફાડી નાખવાનો હતો. આ ચાર પ્રતિજ્ઞાઓમાંથી એક પણ પાર ન પાડી, ત્યાં તો નોંઘણ મરવા પડ્યો. તેને ચાર દીકરા હતા. તેણે મરતી વખતે તેમને એકઠા કરી કહ્યું: 'જે મારી ચારે પ્રતિજ્ઞાઓ પૂર્ણ કરે તે જ મારા પછી તખ્ત પર બેસે.' સૌથી મોટા પુત્ર રાયઘણે ભોંયરાનો કિલ્લો તોડી ત્યાંના રાજાને મારવાનું માથે લીધું, તેથી તેને ચાર પ્રાંત મળ્યા. બીજા દીકરા શેરસિંહે ઉપરના કામની સાથે હંસરાજને મારવાની પણ કબૂલાત આપી, તેથી તેને પણ ગ્રાસ મળ્યો. ત્રીજા પુત્ર ચંદ્રસિંહે ત્રણ પ્રતિજ્ઞાઓ પૂર્ણ કરવા કબૂલાત કરી, પણ માત્ર ભાટના ગાલ ફાડવાની ના કહી, તેથી તેને પણ ગ્રાસ મળ્યો. સર્વથી નાના ખેંગારે ચારે પ્રતિજ્ઞાઓ પૂર્ણ કરવા કબૂલાત આપી, તેથી તે ગિરનારના તખ્તનો માલિક થયો. તેણે પહેલી જ ચઢાઈમાં ભોંયરાના કિલ્લાને તોડી ત્યાંના રાજાને માર્યો. બીજી ચડાઈ કરી તેણે હંસરાજને કતલ કર્યો. ત્રીજી ચડાઈમાં સિદ્ધરાજના પાટણ પર ચડી જઈને તેણે તેનો પૂર્વ તરફનો દરવાજો પણ તોડી નાખ્યો. વળી, ત્યાંથી સિદ્ધરાજ સાથે વરાવેલી રાણકદેવીને લાવીને તેણે તેની સાથે પોતાનાં લગ્ન કર્યાં. પેલા ભાટે આ પ્રસંગે ખેંગારનાં ખૂબ વખાણ કર્યાં, તેથી ખેંગારે તેનું મોઢું ફાટી ગયું ત્યાં સુધી તેનું મોઢું મોતીથી ભરી દીધું અને કહ્યું: 'ભાટચારણોનાં મોં આ રીતે ફાટે—કટારથી નહિ.'

જેનું સગપણ પાટણપતિ સાથે થયું હતું, તેની સાથે ખેંગાર પરણી ગયો, એટલે પાટણપતિ મોટા સૈન્ય સાથે જૂનાગઢ પર ચઢી આવ્યો. તેણે બાર વર્ષ સુધી જૂનાગઢને ઘેરો ઘાલ્યો, પણ રા'ખેંગારને તે હરાવી શક્યો નહિ. છેવટે દેશળ અને વીશળ નામના ખેંગારના બે ભાણેજોએ પાટણપતિને સહાય કરી અને પાટણપતિએ જૂનાગઢના દરવાનને થાપ આપીને જૂનાગઢના દરવાજા ખોલાવી દીધા. પાટણનું લશ્કર અંદર દાખલ થતાં જ ખૂનખાર લડાઈ ચાલુ થઈ. તેમાં રા'ખેંગાર પોતાના સૈન્ય સાથે કામ આવી ગયો.

પાટણપતિએ રાણકદેવીને કબજે કરી અને તેનું મન ફેરવવા અનેક પ્રયત્નો કર્યા. પણ રાણક એકની બે ન થઈ. આખરે સિદ્ધરાજે તેની શી ઇચ્છા છે, તે પૂછતાં રાણકદેવીએ વઢવાણ જવાની ઇચ્છા દર્શાવી. સિદ્ધરાજ તેને વઢવાણ તેડી ગયો. ત્યાં આવતાં જ રાણકને સત ચડ્યું. હવે પાટણપતિ ડરવા લાગ્યો. તેણે ભોગાવા નદીને કાંઠે એક ચિતા તૈયાર કરી અને રાણકદેવી ત્યાં સતી થઈ.

રા'ખેંગાર પછી જૂનાગઢ પાટણપતિના હાથમાં આવ્યું. પણ એ વખતે જૂનાગઢની પ્રજા કંઈ નિર્માલ્ય નહોતી. તેણે બળવો ઉઠાવ્યો અને જૂનાગઢની રાજ્યસત્તા રા'ખેંગારના નજદીકના વારસદાર ત્રીજા નોંઘણને સોંપીને તેને ઈ. સ. ૧૧૨૫ માં રાજ્યાભિષેક કર્યો.

છેલ્લો રાજા રા'મંડલિક મહીપાળદેવનો બીજો કુમાર હતો. રા'એ તેને પોતાની હયાતીમાં ગાદી પર બેસાડ્યો હતો.

રા'મંડલિકના સમયમાં ઓખામંડળમાં સાંગણ વાઢેરની

રાજ્યસત્તા હતી. આ સાંગણ વાઢેર પાસે લાખણસી નરો નામે એક દશોંદી ચારણ હતો. તે મહાન દાતાર હતો તેથી તેની કીર્તિ સાંભળીને રાજથળી અને ખોડાસર ગામના જોગીદાસ અને બાનાઇત નામના બે ચારણો તેને યાચવાને આવ્યા. પરંતુ સાંગણ વાઢેરના દશોંદી લાખણસી નડાને તેમની અદેખાઇ આવતાં તેણે સાંગણ વાઢેર સાથે મુલાકાત થવા દીધી નહિ અને તેઓ પાછા ફર્યા.

આ વાતને થોડાક દિવસ થયા ત્યાં સાંગણ વાઢેરને એની ખબર પડી. તેણે લાખણસી નડાને કાઢી મૂક્યો. લાખણસી ફરતો ફરતો રા'મંડલિકના રાજ્યમાં આવ્યો. પણ રા'એ તેને જરા પણ ઉત્તેજન આપ્યું નહિ તેથી તે બહુ જ નિરાશ થયો. એટલામાં રા'ના એક સામંત ઇલા ચાવડાને દયા આવતાં તે લાખણસીને પોતાને ઘેર તેડી ગયો. ચારણ ઇલાના સત્કારથી ખુશ થઇ તેનાં ગુણગાન ગાવા લાગ્યો. આ વાતની મંડલિકને ખબર પડી, એટલે તેણે ઇલા ચાવડાને ચારણને રાજદરબારમાં તેડી લાવવા આજ્ઞા કરી.

બીજે દિવસે ઇલો ચારણકવિને રાજકચેરીમાં તેડી લાવ્યો. ચારણે રાજાની પ્રશસ્તિને બદલે ઇલા ચાવડાના ગુણ ગાયા. તેથી રા'એ લાખણસી ચારણ તથા ઇલાને જૂનાગઢની હદ છોડી જવાનો હુકમ કરી દીધો.

આથી ઇલો ચાવડો તથા ચારણ મોઆણિયા ગામમાં નાગબાઇ માતાને આશરે આવીને રહ્યા.

નાગબાઇને બે ઓરમાન પુત્રો હતા અને બે પુત્રવધૂઓ હતી. તેમાંથી મીણલદે અત્યંત સૌંદર્યવતી અને

પદ્મિની હતી. તેનાં વખાણ સાંભળી રા'મંડલિકની મતિ બગડી, અને તેણે મીનલદેવીને નિહાળવાનો નિશ્ચય કર્યો. વળી નાગબાઈ માતાએ ઇલા ચાવડાને તથા લાખણસી નડાને આશ્રય આપ્યો હતો, તેથી તેની ઈર્ષાનો પાર રહ્યો નહિ. દુર્મતિએ દોરાયેલો મંડલિક, પોતાના દુષ્ટ ઇરાદાથી મોઆણિયા ગામે આવી પહોંચ્યો.

રાજાને ઝાંપે આવતો જોઇને નાગબાઈ માતા બન્ને પુત્રવધૂઓ સાથે તેને વધાવવા માટે આવી પહોંચી. તેણે મીનલદેવીને રાજાને વધાવવા આજ્ઞા આપી.

મીનલદેવી સામગ્રીના થાળ સહિત આગળ આવી. કંકાવટીમાં આંગળી બોળી, તેણે રા'ને કંકુનો ચાંદલો કરવા તેના તરફ પોતાનો હસ્ત લંબાવ્યો; પણ રા'એ પોતાનું મોઢું ફેરવી લીધું.

રા'ની દુષ્ટ મતિ નાગબાઈ માતાના લક્ષમાં આવી ગઈ હતી. તેની આંખો અગ્નિ વરસાવી રહી. તે બોલી: 'બેટા ! રા' નથી ફરતો, એનો દી ફરે છે.' આમ કહેતાં રણચંડિકા સમી વિકરાળ કાલિકારૂપ નાગબાઈ માતાએ રા'ને શાપ આપ્યો. રા' ખિન્નવદને નાગબાઈના શાપથી પુરુષત્વ ગુમાવી જૂનાગઢ પાછો ફર્યો.

ઉપલી ઘટના પછી થોડેક સમયે, ઈ. સ. ૧૪૭૩ માં, અમદાવાદના પાદશાહ મહંમદ બેગડાએ જૂનાગઢ ઉપર ચઢાઈ કરી. તેમાં રા'મંડલિક હાર્યો અને પાદશાહને શરણે થયો. આવી રીતે ચૂડાસમાની સત્તાનો અંત આવ્યો.

## ૯ : ગિઝનીનો વિજેતા

જામ નરપત દેવેન્દ્રનો ત્રીજો કુમાર હતો. તે પોતાના સાથીદારો સાથે ઓસમના ડુંગર પરથી ઊતરી કાબુલ આવ્યો. ત્યાં તેણે પોતાની છાવણી નાખી.

આ સમયે, મક્કા શહેરમાં સાઓ સંગાર રહેતો હતો. તેને મહંમદ પયગંબર (સલ૦) સાહેબે મુસલમાન બનવા કહ્યું. પણ સંગાર ટેકીલો હોવાથી પોતાના સઘળા રસાલા સાથે જામ નરપતને કાબુલ આવી મળ્યો.

જામ નરપતની આર્થિક સ્થિતિ આ સમયે બહુ જ તંગ હતી, અને તે પોતાની પાસેનો કીમતી માલ વેચી ગુજરાન ચલાવી રહ્યો હતો.

જ્યારે સાઓ સંગાર જામ નરપત પાસે આવ્યો, ત્યારે જામ નરપતની મુશ્કેલી અત્યંત વધી પડી. છતાં તેણે તેનો સત્કાર કર્યો. સંગારે જામને પોતાની સ્થિતિથી વાકેફ કર્યો અને તે તેની સાથે રહેવા લાગ્યો. થોડાક દિવસ પછી સાઓ સંગારે પોતાની અતુલ સંપત્તિ જામને

હવાલે કરી દીધી. આથી ઉત્સાહિત થઈને જામ ગિઝની જવાના નિશ્ચય ઉપર આવ્યો. સંગારે પણ અનુમતિ આપતાં તેઓ રસાલા સહિત પિરોજશાહના ગિઝની શહેરમાં આવી પહોંચ્યા.

ગિઝનીના બાદશાહને આ રસાલાની ખબર પડી, એટલે તેણે જામ નરપતને દરબારમાં બોલાવ્યો. ત્યાં જામ નરપત પોતાના એક હજાર ચુનંદા સાથીઓ તેમજ સંગાર સાથે બાદશાહના દરબારમાં દબદબાપૂર્વક ગયો. બાદશાહ સાથે પ્રસંગોપાત્ત વાતચીતમાં બોલાચાલી થતાં જામ નરપતે તલવાર મ્યાનમાંથી ખેંચી કાઢી. એ જ વખતે બીજી એક હજાર તલવારો મ્યાનબહાર થઈ. સાઓ સંગાર પોતાની ખુલ્લી તલવાર સાથે જામની સમીપ ઊભો રહ્યો! જામ સિંહની માફક પાદશાહ પર કૂદી પડ્યો, અને તલવારના એક જ ઝટકાથી તેણે તેની કતલ કરી નાખી. એ જ વખતે જામ નરપતની ફોજ આખા શહેરમાં ફરી વળી. આવી રીતે ત્યાં જામની સત્તા સ્થાપિત થઈ.

જામ નરપતે જ્યારે ગિઝની શહેરનો કબજો લીધો, ત્યારે બાદશાહનો શાહજાદો શિકાર કરવાને ગયો હતો. આ ઘટનાની ખબર પડતાં જ તે તે જ વખતે ગિઝનીની હદ છોડી ચાલ્યો ગયો.

જામ નરપત અદ્ભુત સ્વરૂપવાન હતો. તેણે પોતાની તસ્વીર ચિતરાવીને પોતાના અસલી સાથીદારો માણ ચારણ અને તુમેર સામુરને આપી તેણે એ તસ્વીર માટે લાયક કન્યા જડે, તો જ સગપણ કરવાની તેમને સૂચના આપી.

માણુ અને સાસુરને અતિ તપાસ પછી જગદેવ સોઢા-ની મહાસૌંદર્યવતી અને ચાતુર્યની મૂર્તિસમી કન્યાની ભાળ મળી. તેઓ તરત જ જગદેવ સોઢાના મુલકમાં આવી પહોંચ્યા. જગદેવ સાથે વાતચીત કરી તેમણે કન્યાને જોઇ. તેમને કન્યા સર્વાંગસુંદર લાગી, એટલે જામ નરપતનું વેવિશાળ સોઢાની એ પુત્રી ચાંદબા સાથે નક્કી થયું.

થોડાક દિવસ પછી જામ નરપત લગ્નવિધિનું કાર્ય નિર્વિઘ્ને સમાપ્ત કરીને ગિઝની પાછો આવી પહોંચ્યો.

જામ નરપતના લગ્ન પછી એકાદ વર્ષમાં રાણી ચાંદબાને ત્યાં એક ખૂબસૂરત કુમારનો જન્મ થયો. તેનું નામ સામપત રાખવામાં આવ્યું.

આ અરસામાં ગિઝનીના આગલા પાદશાહનો શાહજાદો સુલતાનશાહ જામ નરપતની સામે તક શોધ્યા કરતો હતો. એક દિવસ ઇદની નમાઝ પછી રૂમનો બાદશાહ મસ્જિદ-માંથી પાછો ફરતો હતો ત્યારે સુલતાનશાહ બરાબર લાગ સાધીને તેને મળ્યો, અને પોતે તેની આગળ જામ નરપત વિરુદ્ધ ફરિયાદ રજૂ કરી.

ફરિયાદ સાંભળી બાદશાહને જામ નરપત પ્રત્યે ઘૃણા છૂટી. થોડા જ સમયમાં બાદશાહ એક મોટી ફોજ સાથે જામ નરપત પર ચઢાઈ કરવાને ચાલતો થયો.

જામ નરપતને આ વાતની ખબર પડી, ત્યારે તે પણ લડાઈ માટે મેદાનમાં નીકળી પડયો.

શાહી સેના બળવાન હતી. જામ નરપતની મોટી ફોજ

કપાઈ ગઈ અને તે સોળસો કેસરિયા વીરોની બીજી ટુકડી સાથે મરણિયો બનીને રણસંગ્રામમાં કૂદી પડયો. અનેકના કચ્ચરઘાણ પછી જામ નરપત મરાયો. સાઓ સંગાર પણ કામ આવી ગયો. આમ જામના પક્ષના સઘળા સરદારો સામી છાતીએ લડી રણમેદાનમાં પડયા.

હવે કુમાર સામપતે પોતાની તમામ માલમિલકત તથા સ્નેહીઓ સાથે ગિઝની છોડયું અને હિંગળાજ તરફ ચાલવા માંડયું. મજલ દડમજલ કરતો આ સઘળો સાથ કેટલાક દિવસ પછી કિંજરઢંઢ ઉપર આવી પહોંચ્યો. આ સમયે જામ સામપતની પત્ની ગર્ભવતી હોવાથી સઘળા-ઓએ કિંજરઢંઢ ઉપર જ પોતાનું મેલાણ નાખ્યું.

થોડાક સમય પછી જામ સામપતની પત્નીએ જેહા કુમારને જન્મ આપ્યો. સત્તર વરસની ઉંમરનો થતાં જેહો જોરાવર થઈ પડયો. તે અરસામાં જામ સામપત પણ ત્યાં સ્વર્ગવાસી થયો.

જામ સામપતના મરણ પછી જેહો કુમાર થોડા જ સમયમાં હિંગળાજની યાત્રાએ જવાને તૈયાર થયો. તે અરસામાં તે એક બાળકનો પિતા થયો હતો. માતાજીના સ્થાનક પર આવી તેણે બાળકુમારને સુવર્ણ ભારોભાર તોળીને, સઘળું સુવર્ણ સાધુસંતોની જમાતમાં વહેંચી આપ્યું. કુમારને સુવર્ણ બરાબર તોળેલ હોવાથી, તેનું નામ તે દિવસથી જોખિયો કુમાર ઠરાવવામાં આવ્યું.

હિંગળાજ માતાના સ્થાનક પરથી પાછા વળતાં જ તેણે લીંબાઓના રાજ્ય પર આક્રમણ કર્યું અને સઘળો

મુલક પોતાના કબજામાં લઈ લીધો. ત્યાં જેહોને ઘેર નેતો કુમારનો જન્મ થયો. થોડાક દિવસ પછી જામ જેહોની તબિયત લથડી પડી, એટલે તેણે રાજ્ય બંને સંતાનો વચ્ચે વહેંચી આપ્યું. મોટો કુમાર ખોખિયો માતાજીને અર્પિત કરવામાં આવ્યો હતો, તેથી તેને માત્ર ગુજરાનપૂરતો ગ્રાસ આપવામાં આવ્યો હતો અને બાકીનો સઘળો મુલક નાના કુમાર નેતોને હસ્તક આપવામાં આવ્યો. આમ રાજ્યની સઘળી વ્યવસ્થા કરી જામ જેહો સ્વર્ગવાસી થયો.

જામ જેહોના સ્વર્ગવાસ પછી થોડા સમય સુધી રાજ્યની લગામ નિર્વિઘ્ને ચાલી, પણ એક વખત અચાનક દુકાળ પડયો. એટલે નેતો કુમારે રાજની લગામ પોતાના મોટાભાઈ ખોખિયાને સુપરત કરી પોતે પોતાના રસાલા સાથે કોઈ લીલા મુલકની શોધમાં ચાલ્યો.

જામ નેતો ચાલતાં ચાલતાં પવરોના બંધડી રાજ્ય પાસે આવી પહોંચ્યો. એ ભૂમિ એને પસંદ પડી ગઈ અને તેણે તે હાથ કરવાની યુક્તિ રચી. તેણે રાતોરાત પવરોનાં ઘરોને આગ લગાડવાનો પ્રબંધ કર્યો અને એ રીતે પવરોની મૂંઝવણનો લાભ લેવા તૈયારી કરી. નિયત સમયે તેનાં માણસોએ બંધડીમાં આગ લગાડી. પવરો આગના અચાનક આક્રમણથી વિમાસણમાં પડયા. ત્યાં તો નેતાએ આક્રમણ કરીને બંધડી પર પોતાનો વાવટો ફરકાવી દીધો.

બંધડી હાથ આવી જતાં જામ નેતાએ પોતાના નામ પરથી બંધડીનું નામ નોત રાખ્યું.

જામ નેતા પછી તેનો પુત્ર જામ નોતિયાર ગાદીએ આવ્યો. જામ નોતિયાર બહુ જ ઉદાર હતો, તેથી તેની પાસે જે કોઈ આવીને યાચના કરતો તેને તે ગામ આપીને સંતોષતો.

જામ નોતિયારનો પુત્ર ઉઢારકુમાર નામે હતો. તે દિવસાનુદિવસ શૌર્યની મૂર્તિ થતો જતો હતો. આ ઉઢારનો કુમાર ઉઢો સોળ વરસનો થયો, એવામાં ત્યાં એક મોટો દુકાળ પડયો. તેથી સઘળા સરદારો તેમજ સંગારો પોતપોતાના રસાલાસહિત નોત પરગણામાંથી બહાર નીકળી પડયા. તેઓ અલવાડાની સીમમાં આવી પહોંચ્યા. અહીંની લીલી હરિયાળી જમીન અને ઘાસચારાની વિપુલતા જોઈને તેમને ત્યાં જ મેલાણ કરવાની ઇચ્છા થઈ. અલવાડામાં આ સમયે ભૂંગળ સુમરો અમલ ચલાવતો હતો. આ સુમરા લોકો નોતિયાર પાસે વિપુલ સંપત્તિ જોઈને તેના પર ચઢી આવ્યા. પરસ્પર લડાઈ થતાં બન્ને પક્ષના મોટા મોટા સરદારો માર્યા ગયા. તેમાં જામ નોતિયાર અને તેનો કુમાર ઉઢાર મુખ્ય હતા. પણ જીત જામ નોતિયારના પક્ષની થઈ. એટલે ઉઢારકુમારનો દીકરો જામ ઉઢો અલવાડા ઉપર રાજ્ય ચલાવવા લાગ્યો. જામ ઉઢાના વીરત્વની પ્રશંસા દેશવિદેશમાં ફેલાવા લાગી. અલવાડાના વીરોની આણ નિષ્કટકપણે વર્તી રહી.

## ૧૦ : જામ ઉઢો

જામ ઉઢાના શાસનકાળમાં એક ચારણે તેને શિયાણ-કોટનો કબજો લેવા પ્રેર્યો. જામ ઉઢાને પણ પોતાના બાહુ-બળ વડે પરાક્રમ દેખાડવાની તીવ્ર લાલસા હતી. તેથી તેણે પોતાના લશ્કરને રસાલાના રૂપમાં લીધું અને પોતે શિયાણકોટની પાદરે યોગ્ય પ્રસંગની રાહ જોતો બેઠો.

જાણભેદુઓ પાસેથી ખબર મળ્યા કે શિયાણમાં મોગલો બહુ જ આરામપ્રિય હોવાથી સાવ બેદરકાર છે. તેથી જામ ઉઢાએ પોતાના માણસોને ચાર ભાગમાં વહેંચી નાખ્યા અને તેમને ચારે તરફથી કિલ્લામાં ઘૂસી જવા ફર-માવ્યું. હુકમ મળતાં જ તેના માણસો અંદર જઈ કતલ ચલાવવા લાગ્યા. આરામપ્રિય મોગલોને જામ ઉઢાના માણ-સોએ ચૂંટી ચૂંટીને સંહારી નાખ્યા. આમ જામ ઉઢો શિયાણકોટનો માલિક થઈ ગયો.

શિયાણકોટના કબજાની વાત જ્યારે કાબુલના પાદ-શાહ પાસે ગઈ ત્યારે તે બહુ જ ગુસ્સે થયો. શિયાણ-

માંથી પાદશાહી થાણું ઉઠાડીને પોતાની સત્તા જમાવનાર એ જામ ઉઢાનો વળ ઉતારવાની તેને તાલાવેલી લાગી. તરત જ સૈન્ય એકઠું કરી તે શિયાણ ઉપર કૂચ કરી ગયો.

બાદશાહને વિશાળ સૈન્ય સાથે ચડી આવેલો જોઈ, જામ ઉઢાએ પોતાના કુમાર રાઉને જામની પાઘડી બંધાવી અને શિયાણકોટની રાજ્યગાદી પર તેનો અભિષેક કર્યો. પોતે હવે પોતાના સૈન્ય સાથે બાદશાહનો સામનો કરવા મેદાનમાં આવ્યો. યુદ્ધ શરૂ થયું. શૂરવીરતાપૂર્વક લડયા પછી જામ ઉઢા પોતાના સરદારો સાથે કામ આવ્યો.

જામ ઉઢાના મૃત્યુના સમાચાર સાંભળીને, શિયાણ-કોટમાં શોકની છાયા છવાઈ ગઈ. આ બનાવથી જામ રાઉના દિલમાં પણ અત્યંત આઘાત લાગ્યો. તેણે જામની પાઘડી પોતાના પુત્ર અબડા કુમારને પહેરાવી, અને શાહી સૈન્ય સાથે મુકાબલો કરવા તે મેદાનમાં આવ્યો. બન્ને સૈન્યો વચ્ચે દારુણ સંગ્રામ મચી રહ્યો. જામ રાઉનો મરણિયો સામનો જોઈ શાહી સૈન્યમાં ભંગાણ પડ્યું. તેથી હાથથી જતી બાજી રોકી લેવા માટે તે જામ રાઉ સાથે સમાધાન કરવા તૈયાર થયો. આખરે બન્ને વચ્ચે સમાધાન થયું.

કારીકચ્છીનો પ્રદેશ એ સમયે કાબુલના શાહના હાથમાં હતો. તેણે તરત જ એ પ્રદેશ જામ રાઉને સુપરત કરવાનો પરવાનો પોતાના સૂબા પર લખી આપ્યો.

શિયાણકોટ આવીને જામ રાઉએ જેમ બને તેમ તરત જ પોતાની તૈયારી કરી, અને એ રો નવીન પ્રદેશ તરફ પ્રયાણ કરી ગયો.

જતાં જતાં તે શિયાણનાં સવામો પાદર ભાટચારણને કાનમાં આપી ગયો.

જામ રાઉ પોતાના રસાલા સાથે શિયાણકોટથી કારીકચ્છી આવી પહોંચ્યો. એ સમયે કારીકચ્છીનું પરગણું જે હાલ કારાબેલાના નામે પ્રસિદ્ધ છે, તે કાબુલના પાદશાહની સત્તા તળે હતું. તે વખતે બાંભણાસર (હાલનું નગરઠઠ્ઠા) સિંધનો ધલૂરા બાદશાહ પાદશાહની સત્તા નીચે રહીને કારીકચ્છીનો કારભાર ચલાવવાને એક સૂબાની નિમણૂક કરતો હતો. જ્યારે જામ રાઉ કારીકચ્છીમાં દાખલ થયો, ત્યારે ત્યાંનો થાવર નામનો સૂબો શિકાર ખેલવા દૂર જંગલમાં ગયો હતો. શિકાર કરીને પાછા ફરતાં તેને સમાચાર મળ્યા કે કારીકચ્છીમાં જામ રાઉએ આણ ફેરવી દીધી છે. તેથી થાવરે સીધો બાંભણાસરમાં ધલૂરા બાદશાહ પાસે જઈ ફરિયાદ રજૂ કરી.

થાવરની હકીકત સાંભળીને ધલૂરાના ગુસ્સાનો પાર રહ્યો નહિ. જામ રાઉની આપખુદી તોડી પાડવાને તેણે થાવરને લશ્કર સાથે ચડી જવાનો હુકમ કર્યો.

જામ રાઉને આ ખબર મળી, તેથી તે પોતાના જૂજ માણસો લઈ ધલૂરાશાહ પાસે ગયો અને ત્યાં તેણે તેને કાબુલના બાદશાહનો પરવાનો બતાવ્યો.

બાદશાહી મહોરવાળો તામ્રપત્રનો લેખ જોઈ ધલૂરાશાહ ખુશ થયો, અને કહ્યું: 'બાદશાહી ફરમાન મુજબ કારીકચ્છીનું રાજ્ય હવે તમારું છે.'

આમ કારીકચ્છી પ્રાપ્ત કરી જામ રાઉએ પોતાનું અવશેષ જીવન સંપૂર્ણ કર્યું.

જામ રાઉના પુત્ર જામ અબડાને બે કુમારો—લાખિયાર અને જખરો—હતા. બન્ને કુમારો દિનપ્રતિદિન મોટા થતા જતા હતા. તેથી અબડાએ પોતાની હયાતીમાં જ વહેંચણી કરી આપવાનો વિચાર કર્યો. તેણે પોતાના રાજ્યના ત્રણ ભાગ કર્યા. તેમાંના બે લાખિયારને તથા એક નાના કુમાર જખરાને આપવાનો ઠરાવ કર્યો. આમ વહેંચણી પ્રતિકૂળ થતાં બન્ને ભાઈઓ વચ્ચે વિરોધની જ્વાલા ભભૂકી ઊઠી. પરસ્પરના વિરોધને લઈને કારીકચ્છીની સ્થિતિ દિનપ્રતિદિન કઢંગી થવા લાગી હતી.

અબડા જામની આખર અવસ્થા આ કુટુંબના કલેશને લીધે અકારી બની ગઈ.

અહીં જ્યારે અબડા જામની સ્થિતિ કારીકચ્છીમાં ડાલમડોલ થઈ હતી, ત્યારે ગઢકાછાની સ્થિતિ પણ ડામાંડોળ બની રહી હતી: ગઢકાછા જ્યારે ભટ્ટુઆ વંશના હાથમાં હતું, ત્યારે ભાદ્રામા નિર્બળ હતા, તેથી સબળ થતાં જ ભાદ્રામાઓ વેર લેવા ઊમટ્યા. ભટ્ટુઆઓ આ સામનો ઝીલવાને અશક્ત હતા, તેથી તેમને ગઢકાછા છોડી નાસી જવું પડ્યું. તેઓ ભાગતાં ભાગતાં જામ લાખિયારને શરણે આવ્યા. જીવને જોખમે પણ શરણાગતને આશરો આપવો એ જામ લાખિયારનો અતૂટ નિયમ હતો. વળી કેટલાક સમયથી જખરા સાથે કુસંપ થવાથી તે

કારીકચ્છીથી કંટાળી ગયો હતો. તેથી પોતાના તમામ હક જખરાને સોંપી, પોતે ભડુઆઓની મદદે ઊપડી ચૂક્યો.

ભાદ્રામો પણ પોતાની ફોજ રણસંગ્રામમાં ઉતારીને લાખિયારની ફોજને સિકસ્ત આપવા આવ્યા.

ભડુઆ અને ભાદ્રામો ભીષણ યુદ્ધ પછી સાવ નબળા પડી ગયા. તેમનામાંથી કોઈમાં પણ રાજ્ય ચલાવવા જેટલી તાકાત રહી નહોતી. તેથી તેમણે રાજ્યની લગામ લાખિયારના હાથમાં સોંપી દીધી. આમ જામ લાખિયાર ગઢકાછાનો માલિક થયો.

ગઢકાછાના રાજ્યઅમલ દરમ્યાન જામ લાખિયારને બે કુમારો—લાખોકુમાર તથા રૂંઝોકુમાર—થયા હતા. ત્યારપછી તેને ત્રીજો કુંવર અવતર્યો તેનું નામ અબડો રાખ્યું.

કારીકચ્છીનો જામ જખરો લાખિયારનો નાનો ભાઈ હતો. તે નિર્વંશ જવાથી કારીકચ્છીની રાજ્યગાદી રૂંઝાકુમારને આપવામાં આવી. આ કુમારને ત્યાં બેલડા કુંવરનો જન્મ થયો. તેમાંનો એક થોડા સમયમાં મરણ પામ્યો, અને બીજા કુમારનું નામ બેલો રાખવામાં આવ્યું. આ બેલોકુમાર આગળ જતાં મહાપ્રતાપી થયો. તેણે પોતાના પ્રદેશનું નામ પોતાના નામ ઉપરથી બેલા રાખ્યું. જ્યારે બેલાનો કુમાર કારો જામ થયો, ત્યારે તેણે નામ ફેરવીને તેનું નામ કારાબેલા રાખ્યું. આ કારાનો કુમાર ચોટો થયો અને ચોટાનો થયો સપડ.

અહીં ગઢકાછામાં જામ લાખિયારની રાજ્યસત્તા દરમ્યાન એક મોટો દુકાળ પડ્યો. ગઢકાછાની પ્રજા પાય-

માલ બની ગઇ. તેથી જામ લાખિયારે ગેઢકાછાનું રાજ્ય નાના કુમાર અબડાને આપી પોતે પોતાના રસાલા સાથે આગળ ચાલ્યો. ચાલતાં ચાલતાં તેઓ સિંધના ઢોરો નામના એક ગામમાં આવી પહોંચ્યા. ત્યાંના મુખીએ તેમનો સત્કાર સારી રીતે કર્યો. ત્યાંના વસવાટ દરમ્યાન જામ લાખિયારે 'નગરસમૈ' નામનું શહેર વસાવ્યું. અહીં આવ્યા પછી જ્યેષ્ઠ કુમાર લાખાનાં લગ્ન બહુ જ ધામધૂમપૂર્વક કરવામાં આવ્યાં. પછી સાઠ વરસની ઉંમરે વાનપ્રસ્થ થઇને જામ લાખિયાર મરણ પામ્યો અને લાખોકુમાર ગાદીએ આવ્યો.

## ૧૧ : ચારણ સોનંગ

રાજથળી ગામના માલિક ગુગડ ચારણુને ત્યાં સોનંગ નામે ઠૂંઠો અને લંગડો પુત્ર હતો. તેનું સગપણ સોનંગના મામાને ઘેર થયું હતું. પણ મામાએ આવા અપંગ સાથે પોતાની છોકરી પરણાવવાની ના ભણી દીધી. તેથી સોનંગ ઝપાટાબંધ ચારણવિદ્યા શીખવા મંડયો. જૂજ સમયમાં તેના હૃદયમાં દિવ્ય જ્ઞાનનો આવિર્ભાવ થતાં તે રાજથળી પાછો આવ્યો. તેણે પોતાના ભાણેજને ચાર દૂહા લખી આપ્યા અને તે કાશખેલા જઈ સપડ ચોટાણીને આપી આવવા જણાવ્યું.

જામ સપડ કાવ્યકળાના લક્ષણનો જાણકાર હોવાથી દૂહા વાંચી તેના આનંદનો પાર રહ્યો નહિ. તેણે તરત જ તેને એક કાબુલી ઘોડો, એક હજાર સોનામહોરો અને અન્ય ભેટો પણ મોકલી.

સોનંગ ચારણને રાતદિવસ પોતાના તે સગપણની વાત ખટક્યા કરી. તેના મામાએ સગપણના બદલામાં એકસો

કેવરી ઘોડી માંગી હતી. સોનંગ આ મૂંઝવણુમાં હતો. ત્યાં જામ સપડના સોહાગરો ફરતા ફરતા અહીં આવ્યા અને સપડ જામ સોનંગને યાદ કરે છે એમ તેમણે જણાવ્યું. સપડ જામે આપેલ ઘોડો અકસ્માત્ લંગડા બની જવાથી સોનંગ રીસે ભરાયો હતો. તેણે એક દૂહો લખી મોકલ્યોઃ

દૂહો–દાતાર દિને દાતમેં, ત્રે-ટંગો કેકાણ,
ક–તેં કે કંધ કરીયાં, ક–પેરેં હતાં પાણ ?

ભાવાર્થઃ–દાતારે દાનમાં ત્રણ પગવાળો અશ્વ આપ્યો. હવે હું તેને ખભે લઈને ચાલું, કે પગે ચાલીને આવું—તે સમજાતું નથી.

જવાબરૂપે જામ સપડે તેને આવવા આગ્રહ કર્યો, એટલે સોનંગ પાલખીમાં બેસી સપડ જામ તરફ ઊપડ્યો. મજલ દર મજલ કરતાં તે નોતિયાર જામ ઓઠા જખરાણીની હદમાં નોત ગામે આવી ચઢ્યો. ત્યારે નોતિયારપતિ આડો ફરી તેને પોતાને ત્યાં ચાલવા વીનવવા લાગ્યો. અનેક વિનવણી પછી એ નોતપતિનો મહેમાન બન્યો. ત્યાંની મહેમાનગીરી ચાખીને સોનંગ પાછો રાજથળી જવા તૈયાર થયો.

જામ સપડ સોનંગની બેચાર વરસ સુધી જાણે પ્રતિજ્ઞા-પૂર્વક રાહ જોવા લાગ્યો. પણ સોનંગ ન આવ્યો. એટલે તેણે સોનંગને બોલાવવા રત્નજડિત પાલખી મોકલાવી. સોનંગને આ વાતથી બહુ જ હર્ષ થયો અને તે આવવા તૈયાર થયો. પુનઃ નોતને પાદરે આવતાં ઓઠા જામ તેને

મહેમાન બનાવવા આવ્યો. પણ આ વખતે સોનંગે સાવ ઇનકાર કર્યો. ઓઠાએ સોનંગને સમજાવવા અનેક ઉપાયો કર્યા. પણ તે સર્વ નિષ્ફળ ગયા. એટલે તે ધરણી પર ઢળી પડ્યો. આથી સોનંગ ચારણ રાજવીનું અંતર પારખી ત્યાં રોકાઈ ગયો અને એણે જામ સપડની પાલખી પાછી મોકલાવી દીધી.

પાલખી પાછી ફરેલી ભાળી સપડ જામને ભયંકર આઘાત લાગ્યો અને તે નિષ્પ્રાણ થઈ ભોંય પર ઢળી પડ્યો.

આ તરફ સોનંગ ચારણને કંઈ વિચાર થઈ આવ્યો, એટલે ઓઠાને રાજી કરી તે સપડ જામ પાસે જવા નીકળ્યો. પણ સપડના ગામમાં આવતાં જ તેણે જામના મૃત્યુના સમાચાર સાંભળ્યા. તે સીધો જ શ્મશાનભૂમિ તરફ ગયો, અને ત્યાં સપડ જામ સાથે બળી મરવા તૈયાર થયો.

સપડ દાતારના મોટા પુત્રનું નામ ચોટો હતું. ચારણને આત્મહત્યા કરતો જોઈ તે તેને મનાવવા માટે ચિતા પર બેસી ગયો. તેણે કહ્યું: 'હું પણ તમારી સાથે બળી મરીશ.' ચારણને આ વાતની અસર થઈ અને તે ચિતાથી દૂર હઠ્યો. પછી વિધિપૂર્વક અગ્નિસંસ્કાર કરી સૌ પાછા ફર્યા.

જામ સપડ પછી ચોટા કુમારને જામની પાઘડી પહેરાવવામાં આવી. ગાદીએ આવતાં જ ચોટા જામે અનેક ચારણોને દાન દીધાં, તેણે સોનંગ ચારણને દાન માટે પૂછ્યું ત્યારે સોનંગે અનિચ્છા દર્શાવી.

ચોટા કુમારે વધુ આગ્રહ કરતાં સોનંગે કહ્યું: 'નામદાર! આપની નવસો કેવરી ઘોડીઓનીજ મારી માગણી છે.'

ચારણની આ માગણી ચોટા જામના અંતરમાં ખટકવા માંડી. પણ તે કાંઈ વચન આપી ફરી જાય એવો નહોતો. તેણે તરત જ વચનપાલન કર્યું.

સોનંગ ચારણ હર્ષભેર ત્યાંથી પાછો વળ્યો અને પોતાને ગામ રાજથળી આવ્યો.

એક રાજવી જેવા દબદબાથી સોનંગને આવેલો જોઈ તેના શ્વસુરપક્ષનો ગર્વ ગળી ગયો હતો. એકસો ઘોડીને બદલે તે નવસો ઘોડી લાવ્યો હતો એટલે તેના સસરાનું બોલવાપણું પણ હવે બંધ થઈ ગયુ હતું.

તે જ દિવસથી રાજથળીમાં સોનંગના લગ્નની તૈયારીઓ થવા માંડી, અને એક રાજવીને છાજે તેવા દમામથી તેના લગ્નનું કાર્ય વિધિપુરઃસર પરિપૂર્ણ કરવામાં આવ્યું..

## ૧૨ : શાહી ખજાનાઓને લૂંટનારો

કારીકચ્છી પ્રદેશમાં નારાયણ સમાની આણ વર્તી રહી હતી. તે અન્ય કોઈ નહિ, પણ જામ લાખિયારના નાના ભાઈ જામ જખરાનો પુત્ર હતો.

આ નારાયણસમો નિઃસંતાન હતો, તેથી વાંઝિયાપણાની અકળામણને લીધે તે એક દિવસ કોઇને પણ કહ્યા વગર કારીકચ્છી ત્યાગી ચાલ્યો ગયો.

ચાલતાં ચાલતાં કેટલેક દિવસે તેને ચિત્રાણા ડુંગર પર તપ કરી રહેલા એક મહાસમર્થ યોગી ચિત્રનાથની ભાળ લાગી. તે તરત જ યોગી પાસે ગયો અને તેને તેણે પોતાની કથા સંભળાવી. તેથી મહારાજે તેને એક આમ્રફળ આપી પોતાની રાણીને ખવરાવવા કહ્યું. નારાયણ સમો તરત જ ઘેર આવ્યો અને મહાત્માની આજ્ઞાનું પાલન કર્યું.

બરાબર યોગ્ય સમયે નારાયણ સમાને ત્યાં એક

સ્વરૂપવાન કુમારનો જન્મ થયો. તેનું નામ કારાયલ રાખવામાં આવ્યું.

મોટો થતાં આ કુમાર બંડખોર સ્વભાવનો થયો. તેણે અનેક રાજ્યોના ખજાના લૂંટીને ગરીબોને દાનમાં આપી દીધા.

એક વખત આ કુમારે બાંભણાસરના બાદશાહનો ખજાનો લૂંટવાનો વિચાર કર્યો. તે પોતાના સાથીઓ સાથે બાંભણાસર ગયો. તેણે બરાબર લાગ સાધી બાદશાહનો ખજાનો ફાડ્યો, અને રાતોરાત તે કારીકચ્છી આવી પહોંચ્યો.

બીજી સવારે બાદશાહને પોતાનો ખજાનો લૂંટાયાની ખબર પડી, એટલે તેણે પોતાના પગીઓને તપાસ માટે દોડાવ્યા. પગીઓને ભાળ મળી કે નારાયણ સમાનો કુમાર કારાયલ સમો લૂંટ ચલાવી ગયો છે. તેથી બાદશાહે કારાયલ કુમારને હદપાર કરવા નારાયણ સમા પર દબાણ મોકલી આપ્યું. નારાયણ સમાએ આ વાત કારાયલને કરી એટલે કારાયલ કારીકચ્છી ત્યાગી ચાલ્યો ગયો. તે ચિત્રાણા ડુંગર પર આવ્યો. ત્યાં એ જ યોગી રહેતો હતો, જેની કૃપાથી કારાયલનો જન્મ થયો હતો. મહારાજે કારાયલને આશીર્વાદ આપ્યા અને એક તાવીજ આપ્યું.

તાવીજ લઈ કારાયલ પચ્છમાઈ ડુંગર પર આવ્યો. આ ડુંગર તેને નિવાસસ્થાન માટે યોગ્ય લાગવાથી તે ત્યાં જ રહેવા લાગ્યો.

એક વખત, કારાયલે નિવાસથી થોડે દૂર આવેલ સંગાર લોકોના મુલકમાં ત્યાંના મુખીની દીકરી કપૂરી સંગારના સૌંદર્ય વિષે વાત સાંભળી. તેને કપૂરી સંગારને

જોવાની ઇચ્છા થઈ. અને તે સંગારના મુલક તરફ પ્રયાણ કરી ગયો. જ્યારે તે પાદરે પહોંચ્યો ત્યારે કપૂરી સંગાર કૂવા પર પાણી ખેંચવાના કાર્યમાં મશગૂલ હતી.

થોડી વાર કારાયલ એ કપૂરી સંગારને અનિમિષ નેત્રે જોઈ રહ્યો અને બોલ્યોઃ 'વીરકુમારી! તૃષાતુરોની તૃષા અહીં ટળી શકે છે?'

કપૂરીએ ઊંચું જોયું અને કહ્યું: 'રાજપૂત વીર! અહીં તો પાણી કાઢી શકે, તે જ પાણી પી શકે.'

કપૂરી કુમારીનો સંકલ્પ હતો કે, જે વીર તેના જ ઘડાથી કૂવામાંથી પાણી સિંચી આપે, તેને તે વરે. અનેક જણ કપૂરીને વરવાના ઉમંગે આવ્યા હતા અને નિષ્ફળ થઈ પાછા ચાલ્યાં ગયા હતા. આજ કારાયલનો વારો આવ્યો. તેણે ભીષણ ઘડો કૂવામાં સેરવી દીધો. એ રાક્ષસી ઘડો પાણીથી ભરાઇ ગયો એટલે કારાયલે બળવાન બાહુ વડે તેને ઉપર ખેંચવા માંડયો. જોતજોતામાં પેલો જંગી ઘડો બહાર પડથાળ પર આવી પછડાયો. કપૂરીનો પિતા સાઓ સંગાર એ વખતે ત્યાં જ હતો. કારાયલને સફળ થયેલો જોઇ તે આનંદાવેશથી કારાયલને ભેટયો. જાણે તેના શિર પરથી મોટો બોજો ઊતર્યો.

સાઓ સંગારે કારાયલને કપૂરીનો હસ્તગ્રહણ કરવાની અરજ કરી. કારાયલ આ સુયોગ એળે જવા દે તેમ ન હતું. તેણે હા કહી, એટલે કપૂરી સાથે તેનાં સ્નેહલગ્ન થઈ ગયાં.

કારાયલ સમો કપૂરી સંગારને લઈ પચ્છમાઇ ડુંગર

પર આવી પહોંચ્યો. એ ડુંગર ગૃહસ્થી જીવન માટે અયોગ્ય હતો, તેથી ડુંગર ત્યજી તે પોલડિયા–ટંકારા આવી પહોંચ્યો. અહીં કપૂરીને પેટે વિંઝાર કુમારનો જન્મ થયો. વિંઝાર કુમાર મોટો થતાં જ વીરની મૂર્તિ સમાન થયો.

કારાયલ સમાના નિવાસથી થોડે દૂર ધારાગર નામનું એક મોટું શહેર હતું. અહીં વિશળદેવ વાઘેલો પોતાનો અમલ ચલાવી રહ્યો હતો. તેની પાસે ખજાનો ચિક્કાર હતો, છતાંયે તે પ્રજાના કલ્યાણ માટે કંઇ ખરચતો નહિ. આથી કારાયલની નજર તેના અખૂટ ખજાના પર ચોંટી હતી.

કારાયલ પોતાના કુમાર વિંઝાર સાથે મોકો જોઈ બે વખત લૂંટ ચલાવી આવ્યો. તેથી વિશળના મંત્રી ઓધવે ચોરને પકડવા કિલ્લા આસપાસ મોટી ખાઇઓ ખોદાવી. પણ તેની પરવા કર્યા વગર તે ત્રીજી વખત પણ ધાપ મારવા વિંઝાર સાથે ગયો. બન્ને જણ ખાઇઓ કુદાવતા કિલ્લા પર પહોંચી ગયા. ત્યાં તેઓ લાગ જોઇ ધાપ મારી કિલ્લાની બહાર ખાઇઓ પાસે આવી પહોંચ્યા. કારાયલને પોતાના કૂદકા પર વિશ્વાસ હતો તેથી તેણે પોતાનું તાવીજ વિંઝારને આપી કૂદકો મારવા કહ્યું. વિંઝાર તરત જ કૂદકો મારી ગયો, પણ કારાયલ કૂદકો મારતાં તે ખાઇમાં ફસકાઇ પડ્યો. પોતાને આમ ફસાયેલો જોઈ તેણે વિંઝારને કહ્યું: 'વિંઝાર ! તું મારું મસ્તક કાપી ચાલ્યો જા!'

પિતાનું ભયંકર ફરમાન સાંભળી વિંઝાર પથ્થરની માફક ઊભો રહ્યો. કારાયલે ફરી કહ્યું: 'વિંઝાર ! સમય ગુમાવ નહિ, મસ્તક કાપી કપૂરીને આપી દેજે.' કુમારે

કંઈક વિચાર પછી તલવાર મ્યાનમાંથી ખેંચી કાઢી અને પિતાનું મસ્તક કાપી લીધું.

વિંઝાર વેર વાળવાના ઉદ્દેશથી ઓધવ મંત્રીને ત્યાં ગયો. ત્યાં તેણે મંત્રીનું મસ્તક કાપી લીધું. પછી તેના ધડને કૂવામાં ફેંકી તે સીધો કારાયલના દેહ પાસે આવ્યો. હવે ઓધવ મંત્રીનું મસ્તક એ ધડ પર ગોઠવી તે પોતાને ઘેર પાછો આવ્યો.

કપૂરી કારાયલને જોવા માટે દરવાજા પર ઉત્સુકતાપૂર્વક દોડી આવી. ત્યાં વિંઝારે ભેટમાંથી પિતાનું મસ્તક કાઢીને કપૂરીને આપ્યું. સઘળી હકીકત સમજાવી તેણે કપૂરીને દિલાસો આપવા માંડ્યો. પરંતુ કપૂરી ધીરજ ધરી શકી નહિ અને છાતીફાટ રુદન કરવા લાગી.

ત્યાં વાઘેલાને લૂંટની ખબર પડી ત્યારે તેણે પોતાના માણસોને તપાસ માટે મોકલ્યા. પણ થોડીક વાર પછી એ માણસોએ ખબર આપ્યા કે, ખાઈમાં તો ખુદ ઓધવ મંત્રી પોતે જ ખૂંચેલા છે!

આ આશ્ચર્યજનક વાત સાંભળી વાઘેલો રાજા પોતે ખાતરી કરવા આવ્યો. સત્ય સ્થિતિ ભાળી તેની અજાયબીનો પાર રહ્યો નહિ.

એટલામાં ચોરના ધડને ખાઈમાંથી બહાર કાઢવામાં આવ્યું. રાજાને શંકા પડવાથી તેણે એ શબને શહેરના મોટા ચોગાનમાં સુકાવી ત્યાં મોટો પહેરો મૂકી દીધો.

કારાયલના દીકરા વિંઝારને આ વાતની ખબર પડતાં તેણે વાણિયાને વેશે ત્યાં હાક મચાવી અને પોતે કારાયલના દેહને અગ્નિસંસ્કાર કરી ચાલ્યો ગયો.

વહેલી સવારે તપાસ કરાવતાં વિશળદેવને ખબર પડી કે, સિપાઇઓ ઊંઘી ગયા છે અને ચોરના શબને અગ્નિ-દાહ પણ થઈ ગયો છે. વિશળદેવના ગુસ્સાનો પાર રહ્યો નહિ. તેણે ચોરને પકડવા અનેક ઉપાયો અજમાવ્યા, પણ ખરો ચોર હાથ ન આવ્યો તે ન જ આવ્યો. તેથી વિશળ-દેવની માનસિક હાલત બહુ જ વિકટ બની.

આ વાતની વિંઝારને ખબર પડતાં જ તે વિશળના દરબારમાં ગયો. ત્યાં રાજાને નમન કરીને તેણે પોતે જ ચોર હોવાની વાતનો સ્વમુખે એકરાર કર્યો.

આ વાત સાંભળી જાણે રાજાના પગ નીચે ધડાકો થયો હોય એવી નવાઇ રાજાને લાગી. આખી કચેરી પણ આરસની પૂતળીઓની પેઠે સ્તબ્ધ બની ગઈ.

વિંઝારની અદ્ભુત ચાલાકી જોઈને રાજા અતિ પ્રસન્ન થયો. તેણે વિંઝારને પોતાની કુંવરીનો હાથ સ્વીકારવા સૂચના કરી. પરંતુ વિંઝારે તેની માતા કપૂરીની હાલત જણાવી કહ્યું કે, 'મારે મારા દાદા પાસે કારીકચ્છી જવું છે તેથી મારાથી એક દિવસ પણ થોભી શકાય એમ નથી.'

રાજાએ વિંઝારને જવા માટે સઘળી વ્યવસ્થા કરી આપી. વિંઝાર પોતાનો સઘળો સંગાથ લઇ તેની માતા કપૂરી સાથે કારીકચ્છી આવ્યો. ત્યાં કપૂરી પતિના મસ્તક સાથે સતી થઇ.

જામ નારાયણ સમાએ કારીકચ્છીની રાજ્યગાદી પર કુમાર વિંઝારનો રાજ્યાભિષેક કર્યો. પછી તેણે પોતાનું વશેષ જીવન ઈશ્વરોપાસનામાં ગાળ્યું.

## ૧૩ : જામ લાખો અને ગોહિલકુમારી

સિંધની ગાદી પર જામ લાખાની સત્તા દિવસે દિવસે વધુ ને વધુ જામતી જતી હતી. તેણે પોતાની કુનેહ અને કાબેલિયતથી સમસ્ત સિંધ ઉપર એવી તો ધાક બેસાડી હતી, કે તેની સામે આંગળી ચીંધવાની પણ કોઈની હિંમત ચાલતી નહોતી.

આ જામ લાખાને મોડ, જરેઆ, સાંધ તથા ભડવીર ઓઠો એ ચાર કુમારો હતા.

એક સમયે જામ લાખો દિલ્હીથી પાછો ફરતાં પાલીતાણાને પાદરે આવ્યો. ત્યાં એ વખતે ગોહિલ રજપૂતોનું રાજ્ય હતું. પાલીતાણામાં વાયુવેગે વાત પ્રસરી કે સિંધપતિ જામ લાખો પાદરે આવ્યો છે. તેથી રાજ્યની ખાનડીઓ જામ લાખા પાસે આવી અને પોતાના કોકિલ કંઠથી સૌનાં મન રંજિત કરવા લાગી. જામ લાખો પણ સંતુષ્ટ થયો. તેણે ખાનડીઓને એકેક સુવર્ણનો થાળ ઇનામમાં આપ્યો. ખાનડીઓ હર્ષપૂર્વક ચાલી ગઈ.

આ વાતની ગોહિલ રાજાને ખબર પડી એટલે તેણે પોતાની કુમારી ચંદ્રકુંવરબાને જામ લાખા સાથે પરણાવવાનો મનસૂબો કર્યો અને પોતાના ગોર સાથે મોતીજડિત શ્રીફળ જામ લાખાને મોકલી આપ્યું.

જામ લાખાની અવસ્થા હવે મોટી થવા આવી હતી, છતાં તેણે આંગણે આવેલ શ્રીફળનો અનાદર કર્યો નહિ. બીજે દિવસે તે સિંધ તરફ ચાલતો થયો.

સિંધ પહોંચતાં જ જામ લાખાની તબિયત લથડી પડી. તેથી તે ગોહિલ કુમારીને અપનાવવા કંઈ પણ કરી શકયો નહિ.

આ સમયે કચ્છ–ગરડામાં ચાવડા રાજપૂતોની સત્તા ચાલતી હતી. ત્યાંના કનોજ ચાવડાએ સૂર્યસિંહ ગોહિલ સાથે ચંદ્રકુંવરબા જોડે પોતાના વેવિશાળની વાતો ચલાવવા માંડી. જામ લાખા તરફથી કંઈ પણ સમાચાર ન હોવાથી એની માગણી સ્વીકારવામાં આવી. કનોજ ચાવડાનું વેવિશાળ ગોહિલકુમારી વેરે નક્કી થઈ ગયું.

આ સંબંધની ખુશાલીરૂપે ગોહિલકુમારી યાચકોને દાન આપવા લાગી. એ વખતે જામ લાખાના મુલકના પણ માગણો ત્યાં આવ્યા હતા. કુમારી તેમને પણ સોના–રૂપા સાથે જરિયાનના પોશાકો દાનમાં આપવા લાગી. આ વાતની કનોજ ચાવડાને ખબર પડી, ત્યારે તેણે ગોહિલકુમારીને કહાવ્યું કે, 'તમે જામ લાખાનાં માણસોને ખૂબ દાન આપ્યાં છે, તો હવે જામ લાખાને જ તમારો પ્રિયતમ બનાવશો કે શું?

આ મહેણું સાંભળી કુમારી કનોજ ચાવડાને વરવાને બદલે નગરસમે જામ લાખાને વરવા ચાલી નીકળી.

સિંધપતિ જામ લાખો મરણપથારી પર પડ્યો હોવાથી તેણે મોડકુમારને તેડાવી ગોહિલરાણીનું પાણિ-ગ્રહણ કરવા કહ્યું. મોડકુમારે પિતાનું વચન પાળવાની ખાતરી આપી.

મોડકુમાર એક ઝડપી ગતિવાળા અશ્વ પર સવાર થઈ ગોહિલકુમારીને મળવા ગયો.

ગોહિલકુમારીએ એક મહેણાની ખાતર પોતાનું જીવન હોમીને પણ જામ લાખાને વરવાનો નિશ્ચય કર્યો હતો. આથી તેણે મોડકુમારને એક પુત્ર માફક આવકાર આપ્યો અને કહ્યું: 'જામ લાખો તો મારા મનથી સુવર્ણ-સાંકળીનો નવલખો હાર છે. મને જેનું મહેણું જડ્યું છે, તે જ મારો ભરથાર છે.'

ગોહિલકુમારી નગરસમૈમાં આવીને ત્યાં જામ લાખાના ખાંડા સાથે ચોરીફેરા ફરી.

જામ લાખાના ખાંડા સાથે જે દિવસથી ચોરીફેરા ફરી, તે જ દિવસથી ગોહિલરાણી જામ લાખાની તનમન-ધનથી સેવાશુશ્રૂષા કરવા લાગી. ગોહિલરાણીની અપાર જહેમતથી જામ લાખો છ માસ પછી હરતોફરતો થયો.

ગોહિલરાણી હજુ માત્ર ખાંડા સાથે ફેરા ફરી હતી. તેને ખાતરી થઇ, કે જામ લાખાનું પુરુષાતન હવે એક વીરને છાજે તેવું દીપી નીકળ્યું છે, ત્યારે તેણે તેની સાથે વિધિપુરઃસર લગ્ન કર્યાં.

ગોહિલરાણી બહુ જ ચતુર હતી. તેથી તેણે જામ લાખા પાસેથી, પોતાના પેટે પુત્ર થાય એ જ સિંધની ગાદીએ આવે એવી માગણી કરી. જામ લાખો ઉપકારના ભાર નીચે દબાયેલો હોવાથી તેણે મોડકુમારની સંમતિ માગી. મોડકુમારે પણ આ વાત સ્વીકારી. તેથી તેણે તે જ વખતે ગોહિલરાણીને મોડકુમારની સહી સાથેનું કરારનામું પણ લખી આપ્યું.

ગોહિલરાણીને પેટે જામ લાખાને ઉન્નડ, જેહો, ફૂલ અને મનાઈ એ નામના ચાર કુમાર થયા.

આ કુમારોમાં ઉન્નડ કુમાર સૌથી મોટો હતો એટલે જામ લાખાએ વચન મુજબ પોતાના મૃત્યુસમયે જામની પાઘડી ઉન્નડને બંધાવી અને કહ્યું કે, 'આ સમસ્ત સિંધનું રાજ્ય હવે તારું જ છે.' આમ કહી, તેણે પોતાના દેહનો ત્યાગ કર્યો.

જામ લાખાના મૃત્યુ સમયે મોડકુમાર પોતાના મામાને ત્યાં ગયો હતો. તેથી તે આવતાં જ ગોહિલરાણીએ બધા ભાઈઓ વચ્ચે ગ્રાસની વહેંચણી કરી આપી.

મોડ અને તેના ત્રણ ભાઈઓને ગ્રાસમાં સિંધનું મંધી પરગણું આપવામાં આવ્યું અને મનાઈ વગેરે ત્રણ ભાઈઓને મરંધ પરગણું આપવામાં આવ્યું. તે સિવાયની સમસ્ત સિંધની રાજધાની નગર સમૈમાં ઉન્નડ ગાદીએ બેઠો.

આ વહેંચણીથી મોડને જરા પણ સંતોષ થયો નહિ. પણ ગોહિલરાણીએ વહેંચણી કરેલ હોવાથી તે માન્યા સિવાય છૂટકો નહોતો.

ઉન્નડ ગાદી પર આવ્યા પછી સર્વપ્રિય થઈ પડચો હતો, તેથી મોડના મનનો ઈર્ષા–અગ્નિ વધુ ને વધુ પ્રજ્વલિત થતો ચાલ્યો. તેથી તેણે જામ ઉન્નડના ભાઈ મનાઈને પોતાના પક્ષમાં મેળવી લીધો. મોડે પોતાના મનમાં ઉન્નડને મારી નાખવાની ઈચ્છા રાખીને મનાઈને કહ્યું કે, 'જો તું એક કામ કરે, તો આપણે નગરસમૈના સરદાર બની જઈએ.'

એક દિવસ મોડે જામ ઉન્નડને કહેવડાવ્યું કે, 'તમારા જેવા ઔદાર્યમૂર્તિ અમારા જામ હોવા છતાં, અમે કેટ-ટલાયે દિવસ થયાં તમારાં દર્શન માટે પણ તલસીએ છીએ; માટે અમારી એ ઉમેદ તમે સત્વર પાર પાડશો એવી આશા છે.'

ઉન્નડ જામનું દિલ ઉદાર હોવાથી તેણે મોડને નગર-સમૈમાં દાખલ થવાની પરવાનગી આપી. પરવાનગી મળ્યા પછી અવારનવાર મોડ આવવા લાગ્યો અને જામ ઉન્નડને પોતાનું મંધી પરગણું જોવા આવવા માટે વારંવાર આગ્રહ કરવા લાગ્યો.

જામ ઉન્નડ પણ એક દિવસ ત્યાં મોડ અને મનાઈ સાથે ગયો. મોડે ત્યાં ખૂબ આગતાસ્વાગતા કરી. ત્યાંની મહેમાનગીરી ચાખી ઉન્નડ પાછો નગરસમૈ જવા તૈયાર થયો. આથી મોડ અને મનાઈ પણ તેની સાથે ચાલવા તૈયાર થયા.

મોડ અને મનાઈનું દિલ પહેલેથી જ કપટથી ભરેલું હતું તેથી રસ્તામાં મનાઈ ઉન્નડ જામ પર ઘા કરવાનો લાગ

શોધી રહ્યો હતો. અચાનક એક તળાવ પાસે લાગ મળતાં મનાઈની તલવાર મ્યાનમાંથી બહાર નીકળી અને ત્વરિત ગતિએ જામ ઉન્નડના મસ્તક પર ઝીંકાણી. એક જ ઝાટકે ઉન્નડનું મસ્તક ધડ પરથી જુદું થઈ ગયું.

આ વાતની જ્યારે ગોહિલરાણીને જાણ થઈ, ત્યારે તેણે નગરસમૈના દરવાજા બંધ કરાવી પહેરો ગોઠવી દીધો.

જામ ઉન્નડના શોક પછી ગોહિલરાણીએ ઉન્નડના કુંવર સમાને રાજ્યગાદી પર બિરાજમાન કર્યો.

આ તરફ ઉન્નડ જામનો ઘાત કરીને મોડ અને મનાઈ નગરસમૈ તરફ પૂરપાટ ધસ્યા આવતા હતા. તેમને ખબર પડી કે ગોહિલરાણીએ નગરસમૈના દરવાજા બંધ કરાવીને તે પર સખ્ત પહેરો ગોઠવી દીધો છે, ત્યારે તેઓ ગભરાવા લાગ્યા. તેમની આંતરવ્યથાનો પાર ન હતો. એટલામાં મોડને તેના મામાની યાદ આવી અને એ બન્ને કાવત્રાબાજો ત્યાંથી ત્વરિત ગતિએ કચ્છ પ્રતિ પ્રયાણ કરવા લાગ્યા.

## ૧૮ : ખૂન ઉપર ખૂન

ચાલાક મોડ અને મનાઈ પાટગઢ આવ્યા અને ત્યા તેમણે તેમના મામા વાઘમને અંતરની વાત કહી.

જામ ઉન્નડના ખૂનથી વાઘમના દિલમાં તિરસ્કાર આવી ગયો હતો. તેણે કહ્યુ કે, 'ઉન્નડ જામનું ખૂન કરી તમે અત્યંત જુલ્મ કર્યો છે. માટે જેમ તમે નગરસમૈથી નીકળ્યા, તેમ અહીં પણ તમારે માટે સ્થાન નથી.'

ત્યારે મોડે કહ્યું કે, 'અમે તમને બેવફા નીવડીએ તો અમારી વચ્ચે માતા છે. અમે મનમાં માતાનું સ્મરણ કરનારા સમાઓ, હંમેશા સાચુ જ બોલીએ છીએ.'

મોડની મધલાળમાં વાઘમ આવી ગયો અને તેણે ત્યા રહેવાની પરવાનગી આપી.

મોડ અને મનાઈ એક વખત મામાની જમીન જોવા નીકળ્યા, તો કોટેશ્વરના કુંડ પર બેસીને વાઘમ ચાવડો માળા ફેરવતો હતો.

મોડ મામાને પૂછ્યું કે, 'મામા! આ કુંડનું પાણી મીઠું છે કે ખારું?'

મોડનો સવાલ વાઘમના કાન પર પડ્યો. પણ પોતે ધ્યાનમગ્ન હોવાથી તેણે માત્ર મસ્તક ધુણાવીને જ ના કહી.

મોડ અને મનાઈએ એકબીજા તરફ કપટપૂર્વક ઇશારાબાજી કરી અને મોડ પાણી ચાખવાને બહાને અશ્વ પરથી ઊતર્યો. થોડુંક પાણી હાથમાં લઈ તેણે તેને ચાખવાનો ડોળ કર્યો. એટલામાં તરત જ મનાઈએ તલવાર મ્યાનબહાર કાઢી અને તલવારનો ઘા કર્યો. વાઘમ ચાવડાનું માથું આવીને કુંડમાં પડયું!

મોડ ને મનાઈ તરત જ પાટગઢ પહોંચી ગયા અને તેમણે કબજો પોતાને હસ્તક કરી લીધો. ચાવડા સરદારના પાટગઢમાં સમા વીરોની આણ ફરી વળી.

વાઘમ ચાવડો ગુંતરીગઢના સાત સાંધ વાઘેલાનો ખંડિયો હતો. તે ખંડણીરૂપે રોજ સાત ગાડાં ઘાસનાં ગુંતરીગઢ મોકલાવતો હતો. આથી ગુંતરીગઢમાં જ્યારે મોડ અને મનાઈનાં કરતૂકની ખબર પડી, ત્યારે સાત સાંધને ક્રોધ ચડ્યો. તેણે મોડ અને મનાઈને લડવા સંદેશો મોકલાવ્યો.

મોડ અને મનાઈને મોટી મૂંઝવણ ઊભી થઈ. તેમની પાસે લડાઈ લડવા જેટલું બળ નહોતું. મોડ પ્રત્યુત્તર પાઠવ્યો કે, 'ચાવડો તમને સાત ગાડાં ખંડણીરૂપે મોકલાવતો હતો અમે તમને ચૌદ મોકલાવીશું.'

. આ જવાબથી વાઘમને વિશ્વાસ બેઠો નહિ. તેથી તેણે બન્નેમાંથી એક ભાઈને પોતાની પાસે રાખવા જણાવ્યું. એટલે મનાઈ ત્યાં જવા તૈયાર થયો.

મનાઈને ત્યાં નજરકેદ રાખવામાં આવ્યો અને તેને ગુંતરીગઢની બહાર જવાની મનાઈ ફરમાવવામાં આવી.

મનાઈને ગુંતરીગઢમાં ખબર મળી કે વાઘેલાઓ સવાપ્રહર દિન ચઢતાં સુધી તો દેવસેવાના કાર્યમાંથી પરવારી પણ શકતા નથી. તેથી તેણે મોડને સંદેશો મોકલાવ્યો કે, 'ગાડાંમાં હથિયારબંધ બખતરિયા ભરી મોકલ. કારણ કે વાઘમ ચાવડાને કુંડ પર આપણે માર્યો તેમ અહીં પણ એવું જ છે.'

મોડને સંદેશો મળતાં જ તેણે પ્રત્યેક ઘાસના ગાડામાં પોતાના હથિયારબંધ માણસો મોકલાવ્યા. આ ગાડાંઓ જ્યારે ગુંતરીગઢના દરબારગઢ નજીક આવી પહોંચ્યાં, ત્યારે પ્રત્યેક ગાડામાંથી હથિયારબંધ માણસો કૂદી પડચા. તેમણે સાત સાંધની કતલ કરી અને ગુંતરીગઢનો કબજો પોતાના હાથમાં લઈ લીધો.

મોડ અને મનાઈએ આસ્તે આસ્તે કચ્છની સત્તા પોતાના હસ્તમાં લઈ લીધી.

આ લોકોએ કચ્છની ચાર પ્રાંતમાં વહેંચણી કરી. તેમાં ગુંતરીનો પ્રદેશ મનાઈએ લીધો અને બહારનો ભાગ મોડના તાબામાં આવ્યો.

મોડના બીજા ત્રણ ભાઈઓને–વરેઆ, સાંધ અને

ઓઠાને ગોહિલરાણીએ કાઢી મૂક્યા હતા, તેથી તેઓ મોડ પાસે આવી પહોંચ્યા. મોડે સાંધને સાંતલપુર અને વરેઆને વારાઈની સોંપણી કરી. ઓઠાએ પોતાનો કિલ્લો બંધાવ્યો.

ગોહિલરાણીને મોડ ઉપર ઘણો જ ગુસ્સો હતો. તેથી જ્યારે તેને ખબર પડી, કે મોડે કચ્છનો કબજો લઈ લીધેલ છે ત્યારે તેણે મોડ સામે લડવા લશ્કર એકઠું કરવા માંડયું.

આ વાતની મોડને જાણ થતાં જ તે પોતાના પ્રદેશનો ત્યાગ કરી વાગડના વાઘેલાઓ પાસે આવી પહોંચ્યો.

વાગડના ગેડી ગામમાં આ સમયે ધરણ વાઘેલાની સત્તા હતી. તેણે મોડની સારી ખરદાસ્ત કરી. થોડાક સમયમાં મોડ અને ધરણ વચ્ચે ગાઢ-સ્નેહ બંધાઈ ગયો. મોડનો કુમાર સાડ યુવાવસ્થામાં આવતાં મોડે તેનું સગપણ કરવાનો વિચાર કર્યો. તપાસ કરતાં તેને ખબર પડી કે ધરણ વાઘેલાની બહેન યુવાન અને ગુણવાન છે. તેથી તેણે ત્યાં પોતાના કુમાર સાડનું માગું મોકલાવ્યું.

ધરણ વાઘેલો મોડ જામનું માગું પાછું ઠેલે તેમ ન હતું. તેણે તેનો સહર્ષ સ્વીકાર કરી લીધો.

મોડે સાડકુમારનાં લગ્ન ઘણી જ ધામધૂમથી ઊજવ્યાં, અને ત્યાર બાદ થોડા સમયમાં તે દેવલોક પામ્યો.

મોડના અવસાન પછી સઘળી સત્તા જામ સાડના હાથમાં આવી. આ જામ સાડ અત્યંત ચતુર અને કાર્યકુશળ હતો. તેણે કંથકોટના ડુંગર પાસે એક કિલ્લો

બંધાવ્યો. આ કિલ્લાનું નામ કંથકોટ રાખવામાં આવ્યુ અને કિલ્લાની બારીનું નામ ગાડ રાખવામાં આવ્યું. ઉપરાંત જામ સાડે ત્યાં એક કૂવો ચણાવ્યો, તેનું નામ મોડકૂવો રાખવામાં આવ્યું.

કિલ્લાનું કાર્ય પૂર્ણ થતાં જ સાડે પોતાનું સઘળું લક્ષ પોતાનો મુલક આબાદ કરવા તરફ ફેરવ્યું. તેના રાજ્યની આબાદી દિનપ્રતિદિન વધતી ચાલી.

જામ સાડ ધરણ વાઘેલાનો બનેવી હતો. છતાં ધરણ સાડની સાહેબી સહન કરી શક્યો નહિ. એક દિવસ ધરણે સાડને મિજબાનીમાં બોલાવ્યો અને ત્યાં તેણે દગાથી તેનો ઘાત કર્યો.

જામ સાડનો એક કુમાર હતો. તેનું નામ ફૂલકુમાર રાખવામાં આવ્યું હતું. તે હજુ બાળક હતો છતાં વાઘેલાએ તેનો ઘાટ ઘડવા નિશ્ચય કરી લીધો અને તે કંથકોટ પ્રતિ પ્રયાણ કરવા લાગ્યો.

## ૧૫ : નિમકહલાલ દાસી

જામ સાડના ઘાતની વાત કંથકોટમાં વાયુવેગે ફેલાઈ ગઈ. રાણીવાસમાં હાહાકર થઈ રહ્યો. સૌને ભય પેઠો કે, હવે રાજકુમારનું કોણ જાણે શું થશે ?

જામના જનાનખાનામાં ફારક નામની એક કાબેલ અને નિમકહલાલ દાસી હતી. તે પોતાના બાલપુત્ર અને કુમાર ફૂલને લઈ નાસી છૂટી. તેની મહેચ્છા સિંધ તરફ જવાની હોવાથી તે તે તરફ પ્રયાણ કરી ગઈ. આ વાતની ઘરણને ખબર પડતાં તેણે પોતાના સવારો ફારક દાસી પાછળ દોડાવ્યા.

દાસી ચતુર હોવાથી પોતાના બાળકને ફૂલકુમારનાં રાજવંશી કપડાં પહેરાવ્યાં અને કુમારને ફાટ્યાંતૂટ્યાં પહેરાવ્યાં.

થોડીક વાર પછી ઘરણના સવારો ફારક નજદીક આવી પહોંચ્યા અને રાજવંશી કપડાંમાં રહેલા પુત્રને ફૂલકુમાર સમજી તેઓ તેની હત્યા કરી ચાલ્યા ગયા. આમ પુત્રની કુરબાની આપી દાસી ફૂલકુમારને બચાવી, સિંધ–બાંભણાસરમાં આવી પહોંચી.

અહીં તેણે બન્નીના રસ્તા પર આવેલ એક ડુંગર પર બોલાડીગઢ નામનો કિલ્લો બંધાવ્યો અને પોતે વાઘેલા સાથેના વૈરની તક જોવા લાગ્યો.

ફૂલકુમારને વેર વાળવા આવેલો જોઈ ધરણને ભય પેઠો. તેણે કંથકોટનો કબજો ફૂલકુમારને સોંપી દીધો. ફૂલ-કુમાર ત્યાં જામની પદવી ધારણ કરી રાજ્યતખ્ત પર બેઠો.

ધરણ વાઘેલાએ વેર ટાળવાને પોતાની પુત્રી જામ ફૂલ સાથે પરણાવી અને ધરણ પોતે પોતાના મૂળ ગામ ગેડીમાં રહેવા લાગ્યો.

જામ ફૂલના દિલમાંથી પોતાના પિતાના વેરનો કાંટો નીકળેલ નહોતો. તેથી જામ ફૂલે ધરણ વાઘેલો શિવ-સેવા અર્થે શિકારે આવતો હતો, ત્યાં તેને મારીને પોતાના પિતાનું વેર વાળ્યું. આ વાતની ખબર જામ ફૂલની પત્ની વાઘેલીરાણીને પડી, એટલે પોતાના ગર્ભમાં પૂરા દિવસનું બાળક હોવાથી તેણે કટારીથી પોતાનું પેટ ચીરી નાખ્યું અને ગર્ભને બહાર કાઢી પોતે મૃત્યુ પામી.

આ બનાવ પછી જામ ફૂલે વિક્રિયા અને કુડધર નામના રબારીને જંગલમાંથી પ્રાપ્ત થયેલી સોનલ નામની મહા-સ્વરૂપવાન બાળા સાથે લગ્ન કર્યાં.

જામ ફૂલ થોડો સમય સોનલ સાથે એશઆરામમાં નિમગ્ન થઇ ગયો. પણ પછી, સિંધ-બાંભણાસરના પાદશાહ-નો હુકમ આવવાથી પોતે ત્યાં ગયો.

જામ ફૂલ બાંભણાસર તરફ વિદાય થયો એ પછી એક દિવસ સોનલ પોતાની ત્રણ દાસીઓ સાથે નાહવા ગઈ.

ત્યાં નાહીને તે સૂર્યભગવાનને અર્ઘ્ય આપવા લાગી. એટલામાં તેની દૃષ્ટિએ પાણીના પ્રવાહમાં એક પુષ્પ તણાતું આવતું પડ્યું. પુષ્પ પાસે આવી પહોંચતાં જ સોનલે તે ઉપાડી લીધું. તે તેને સૂંઘવા લાગી. તે જ દિવસથી લાખોકુમાર તેના ઉદરમાં રહેવા પામ્યો.

સંવત નવસેં છોંતેરના કારતક સુદ બીજના પ્રભાતમાં સૂર્યની જ્યોતિના પ્રકાશ સમાન લાખાકુમારનો જન્મ થયો. જામ ફૂલ બાંભણુસરથી પાછો બોલાડીગઢ આવતાં તેને સોનલને ત્યાં પુત્ર જન્મ્યાની ખબર પડી ત્યારે તેના ક્રોધનો પાર રહ્યો નહિ. સોનલે જે વાત બની હતી તે સંભળાવી. પણ જામ ફૂલને વિશ્વાસ બેઠો નહિ. તેથી તેણે સોનલની અગ્નિપરીક્ષા કરી.

સતી સોનલ પોતાના સુકુમાર બાળક સાથે ભડકે બળતી આગમાં કૂદી પડી. પરંતુ સૌની અજાયબી વચ્ચે સોનલ પોતાના સત્યના આધારે, સળગી રહેલી આગમાંથી ક્ષેમકુશળ બહાર આવીને ઊભી !

જામ ફૂલે બીજો એક ડુંગરી કિલ્લો ચણાવ્યો તેનુ નામ અણુગોરગઢ રાખવામાં આવ્યું અને પોતાની રાજધાની બોલાડીમાંથી બદલાવી અણુગોરગઢમાં રાખી.

વસંતઋતુનું આગમન થતાં જામ ફૂલના મહાલયમાં વસંતનો ઉત્સવ ઉજવાતો હતો. ચારે તરફ રંગની પિચકારીઓ ઊડી રહી હતી. એ સમયે કુમાર લાખાને તેની ઓરમાન ભાભીઓએ રંગથી તરબોળ કરી દીધો.

જામ ફૂલની પાંચ રાણીઓ હતી. તેમાંથી તે સોનલને બહુ જ ચાહતો હતો. તેથી લાખાકુમાર પ્રત્યે તેની

અહીં તેણે બન્નીના રસ્તા પર આવેલ એક ડુંગર પર ઓલાડીગઢ નામનો કિલ્લો બંધાવ્યો અને પોતે વાઘેલા સાથેના વૈરની તક જોવા લાગ્યો.

ફૂલકુમારને વૈર વાળવા આવેલો જોઈ ધરણને ભય પેઠો. તેણે કંથકોટનો કબજો ફૂલકુમારને સોંપી દીધો. ફૂલકુમાર ત્યાં જામની પદવી ધારણ કરી રાજ્યતખ્ત પર બેઠો.

ધરણ વાઘેલાએ વેર ટાળવાને પોતાની પુત્રી જામ ફૂલ સાથે પરણાવી અને ધરણ પોતે પોતાના મૂળ ગામ ગેડીમાં રહેવા લાગ્યો.

જામ ફૂલના દિલમાંથી પોતાના પિતાના વેરનો કાંટો નીકળેલ નહોતો. તેથી જામ ફૂલે ધરણ વાઘેલો શિવ-સેવા અર્થે શિકારે આવતો હતો, ત્યાં તેને મારીને પોતાના પિતાનું વેર વાળ્યું. આ વાતની ખબર જામ ફૂલની પત્ની વાઘેલીરાણીને પડી, એટલે પોતાના ગર્ભમાં પૂરા દિવસનું બાળક હોવાથી તેણે કટારીથી પોતાનું પેટ ચીરી નાખ્યું અને ગર્ભને બહાર કાઢી પોતે મૃત્યુ પામી.

આ બનાવ પછી જામ ફૂલે વિકિયા અને કુડધર નામના રબારીને જંગલમાંથી પ્રાપ્ત થયેલી સોનલ નામની મહા-સ્વરૂપવાન બાળા સાથે લગ્ન કર્યાં.

જામ ફૂલ થોડા સમય સોનલ સાથે એશઆરામમાં નિમગ્ન થઈ ગયો. પણ પછી, સિંધ-બાંભણાસરના પાદશાહનો હુકમ આવવાથી પોતે ત્યાં ગયો.

જામ ફૂલ બાંભણાસર તરફ વિદાય થયો એ પછી એક દિવસ [illegible] ત્રણ દાસીઓ સાથે નાહવા ગઈ.

નાહીને તે સૂર્યભગવાનને અર્ઘ્ય આપવા લાગી. એટલામાં તી દૃષ્ટિએ પાણીના પ્રવાહમાં એક પુષ્પ તણાતું આવતું ડયું. પુષ્પ પાસે આવી પહોંચતાં જ સોનલે તે ઉપાડી લીધું. તે તેને સૂંઘવા લાગી. તે જ દિવસથી લાખોકુમાર ના ઉદરમાં રહેવા પામ્યો.

સંવત નવસેં છોંતેરના કારતક સુદ બીજના પ્રભાતમાં સૂર્યની જ્યોતિના પ્રકાશ સમાન લાખાકુમારનો જન્મ થયો. જામ ફૂલ બાંભણાસરથી પાછો બોલાડીગઢ આવતાં તેને સોનલને ત્યાં પુત્ર જન્મ્યાની ખબર પડી ત્યારે તેના ક્રોધનો પાર રહ્યો નહિ. સોનલે જે વાત બની હતી તે સંભળાવી. પણ જામ ફૂલને વિશ્વાસ બેઠો નહિ. તેથી તેણે સોનલની અગ્નિપરીક્ષા કરી.

સતી સોનલ પોતાના સુકુમાર બાળક સાથે ભડકે બળતી આગમાં કૂદી પડી. પરંતુ સૌની અજાયબી વચ્ચે સોનલ પોતાના સત્યના આધારે, સળગી રહેલી આગમાંથી ક્ષેમકુશળ બહાર આવીને ઊભી !

જામ ફૂલે બીજો એક ડુંગરી કિલ્લો ચણાવ્યો તેનું નામ અણગોરગઢ રાખવામાં આવ્યું અને પોતાની રાજધાની બોલાડીમાંથી બદલાવી અણગોરગઢમાં રાખી.

વસંતઋતુનું આગમન થતાં જામ ફૂલના મહાલયમાં વસંતનો ઉત્સવ ઉજવાતો હતો. ચારે તરફ રંગની પિચકારીઓ ઊડી રહી હતી. એ સમયે કુમાર લાખાને તેની ઓરમાન ભાભીઓએ રંગથી તરબોળ કરી દીધો.

જામ ફૂલની પાંચ રાણીઓ હતી. તેમાંથી તે સોનલને બહુ જ ચાહતો હતો. તેથી લાખાકુમાર પ્રત્યે તેની

ફારક દાસી અજો અને અણુગોર નામના શ્રીમંતો પાસે રહી અને કુમારને ઉછેરવા લાગી.

કુમાર દસ વરસનો થયો ત્યારે બાંભણાસરના મહાજન પાસે ગોવાળિયો બની રહ્યો.

ફૂલકુમારને દાસી ફારક શસ્ત્રવિદ્યામાં પારંગત બનાવવામાં બહુ જ ઊલટભેર રસ લેતી હતી. કુમાર પણ હોંશપૂર્વક શીખતો હોવાથી, થોડાક સમયમાં પારંગત બની ગયો. હવે તે વિદ્યાનો ઉપયોગ કરવાની તક શોધવા લાગ્યો.

એક વખત એક વિકરાળ સિંહ બાંભણાસરની આજુબાજુ બહુ જુલ્મ કરવા લાગ્યો. આથી બાંભણાસરનો ધલુરો પાદશાહ એ સિંહનો નાશ કરવા પોતાની શિકારી ટોળી સાથે તેની બોડ પર ચડી ગયો.

આ વાતની ફૂલકુમારને ખબર પડી, એટલે તે પણ પોતાનાં હથિયારો લઈ ત્યાં હાજર થઈ ગયો. શિકારી ટોળીએ સિંહની ગુફાને ઘેરી લીધી અને સિંહને બહાર કાઢવા માટે જુદીજુદી રીતો અજમાવવા માંડી. સિંહ તરત જ એક ભયંકર ત્રાડ સાથે બહાર નીકળી આવ્યો. સિંહને બહાર નીકળેલો જોઈ ઘોડાઓ નાસવા લાગ્યા. માત્ર એક ધલુરા પાદશાહનો હાથી તથા ફૂલકુમાર ત્યાં ઊભા રહ્યા. ત્યાં તો છંછેડાયેલો વનરાજ તીરની પેઠે હાથી પર કૂદકો મારી પાદશાહ પર પોતાનો પંજો મારવા ઊપડ્યો, એટલે તરત જ ફૂલકુમારની તલવાર તેના પર તૂટી પડી. સિંહ તરત જ તરફડતો જમીન પર પડ્યો.

સિંહને મારી તેમજ તેનું પૂછડું અને કાન કાપી

લઈને ફૂલકુમાર તે જ ક્ષણે ત્યાંથી પસાર થઈ ગયો.

શહેરમાં આવતાં જ પાદશાહે ફૂલકુમારની તપાસ આદરી. તેના માણસો ફૂલકુમારને દરબારમાં તેડી લાવ્યા. પાદશાહે દૂરથી જ તેને ઓળખી લઈ પોતાની પાસે બોલાવ્યો અને પૂછ્યુંઃ 'બહાદુર છોકરા! તું કોણ છે? અને ક્યાંનો છે?'

ફારક દાસી કુમારની પાછળ દરબારમાં આવી હતી, તે બોલીઃ 'ખુદાવંદ! એ મારો પુત્ર છે. હું કચ્છ દેશની એક બાનડી છું.'

પાદશાહને ભરોસો ન આવ્યો. તેણે દાસીને ખરી હકીકત જણાવવા આગ્રહ કર્યો. એટલે દાસીએ સર્વ હકીકત પાદશાહને જણાવી.

પાદશાહે સત્ય સ્થિતિ સાંભળી પોતાની પુત્રી ફૂલકુમાર સાથે પરણાવી. આમ સમોકુમાર ધહુરા પાદશાહનો જમાઈ થયો.

ફૂલકુમાર રાજકન્યા સાથે એશઆરામમાં ડૂબી ગયો. આ વાત ફારક દાસીને રુચી નહિ. તે ફૂલકુમારને પોતાના પિતાના વૈર માટે પ્રેરવા લાગી.

આનંદવૈભવમાં ભાન ભૂલેલો કુમાર ફારકની વાતથી સતેજ થયો, અને પોતાના પિતાના વૈર માટે કચ્છ તરફ પ્રયાણ કરવા તત્પર થયો.

ધહુરા પાદશાહે અજો, અણગોર અને તેમની બહેન બોલાડીને કુમાર સાથે મોકલાવ્યાં.

ફૂલકુમાર પોતાના રસાલા સાથે કચ્છગનીમાં આવ્યો.

અહીં તેણે બન્નીના રસ્તા પર આવેલ એક ડુંગર પર બોલાડીગઢ નામનો કિલ્લો બંધાવ્યો અને પોતે વાઘેલા સાથેના વેરની તક જોવા લાગ્યો.

ફૂલકુમારને વેર વાળવા આવેલો જોઈ ધરણુને ભય પેઠો. તેણે કંથકોટનો કબજો ફૂલકુમારને સોંપી દીધો. ફૂલકુમાર ત્યાં જામની પદવી ધારણ કરી રાજ્યતખ્ત પર બેઠો.

ધરણ વાઘેલાએ વેર ટાળવાને પોતાની પુત્રી જામ ફૂલ સાથે પરણાવી અને ધરણ પોતે પોતાના મૂળ ગામ ગેડીમાં રહેવા લાગ્યો.

જામ ફૂલના દિલમાંથી પોતાના પિતાના વેરનો કાંટો નીકળેલ નહોતો. તેથી જામ ફૂલે ધરણ વાઘેલો શિવ-સેવા અર્થે શિકારે આવતો હતો, ત્યાં તેને મારીને પોતાના પિતાનું વેર વાળ્યું. આ વાતની ખબર જામ ફૂલની પત્ની વાઘેલીરાણીને પડી, એટલે પોતાના ગર્ભમાં પૂરા દિવસનું બાળક હોવાથી તેણે કટારીથી પોતાનું પેટ ચીરી નાખ્યું અને ગર્ભને બહાર કાઢી પોતે મૃત્યુ પામી.

આ બનાવ પછી જામ ફૂલે વિકિયા અને કુડધર નામના રબારીને જંગલમાંથી પ્રાપ્ત થયેલી સોનલ નામની મહા-સ્વરૂપવાન બાળા સાથે લગ્ન કર્યાં.

જામ ફૂલ થોડા સમય સોનલ સાથે એશઆરામમાં નિમગ્ન થઇ ગયો. પણ પછી, સિંધ-બાંભણાસરના પાદશાહ-નો હુકમ આવવાથી પોતે ત્યાં ગયો.

જામ ફૂલ બાંભણાસર તરફ વિદાય થયો એ પછી એક દિવસ સોનલ પોતાની ત્રણ દાસીઓ સાથે નાહવા ગઈ.

ત્યાં નાહીને તે સૂર્યભગવાનને અર્ધ્ય આપવા લાગી. એટલામાં તેની દૃષ્ટિએ પાણીના પ્રવાહમાં એક પુષ્પ તણાતું આવતું પડયું. પુષ્પ પાસે આવી પહોંચતાં જ સોનલે તે ઉપાડી લીધું. તે તેને સૂંઘવા લાગી. તે જ દિવસથી લાખોકુમાર તેના ઉદરમાં રહેવા પામ્યો.

સંવત નવસેં છોંતેરના કારતક સુદ બીજના પ્રભાતમાં સૂર્યની જ્યોતિના પ્રકાશ સમાન લાખાકુમારનો જન્મ થયો. જામ ફૂલ બાંભણુસરથી પાછો બોલાડીગઢ આવતાં તેને સોનલને ત્યાં પુત્ર જન્મ્યાની ખબર પડી ત્યારે તેના ક્રોધનો પાર રહ્યો નહિ. સોનલે જે વાત બની હતી તે સંભળાવી. પણ જામ ફૂલને વિશ્વાસ બેઠો નહિ. તેથી તેણે સોનલની અગ્નિપરીક્ષા કરી.

સતી સોનલ પોતાના સુકુમાર બાળક સાથે ભડકે બળતી આગમાં કૂદી પડી. પરંતુ સૌની અજાયબી વચ્ચે સોનલ પોતાના સત્યના આધારે, સળગી રહેલી આગમાંથી ક્ષેમકુશળ બહાર આવીને ઊભી !

જામ ફૂલે બીજો એક ડુંગરી કિલ્લો ચણાવ્યો તેનું નામ અણુગોરગઢ રાખવામાં આવ્યું અને પોતાની રાજધાની બોલાડીમાંથી બદલાવી અણુગોરગઢમાં રાખી.

વસંતઋતુનું આગમન થતાં જામ ફૂલના મહાલયમાં વસંતનો ઉત્સવ ઉજવાતો હતો. ચારે તરફ રંગની પિચકારીઓ ઊડી રહી હતી. એ સમયે કુમાર લાખાને તેની ઓરમાન ભાભીઓએ રંગથી તરબોળ કરી દીધો.

જામ ફૂલની પાંચ રાણીઓ હતી. તેમાંથી તે સોનલને બહુ જ ચાહતો હતો. તેથી લાખાકુમાર પ્રત્યે તેની

ચાહના બહુ જ હતી. આ કારણે અન્ય રાણીઓ ઈર્ષાના અગ્નિમાં બળ્યા કરતી હતી. આજના વસંતઉત્સવમાં સોઢીરાણીને તક મળી ગઈ. કુમારને રંગ આપી તે કહેવા લાગી કે, 'તમારી ભાભીઓ તમારા પર રંગ ઢાળે, ત્યારે તમારે પણ સામે રંગ ઢાળવો જોઈએ.' તેથી લાખો-કુમાર પણ રંગની રમતમાં ભાગીદાર બન્યો. રંગની રમતમાં થોડોક રંગ સોઢીરાણી પર પડચો. તેથી તે ગુસ્સે થઈ. પછી જ્યારે જામ ફૂલ આવ્યો ત્યારે તેણે આખી હકીકત મીઠુંમરચું ભભરાવી જામ ફૂલને કહી સંભળાવી. જામ ફૂલે એ વાત સત્ય માની કુમાર લાખાને દેશવટો આપ્યો.

કુમાર પિતાનું રાજ્ય ત્યજી ભાગ્યને ભરોસે અણહિલ-પુર પાટણમાં સામંતસિંહ ચાવડા પાસે આવ્યો. તેનું રાજ્ય બેહાલ સ્થિતિમાં હોવાથી કુમારે તેને બહુ જ સહાય કરવા માંડી.

ચાવડારાજના આગ્રહથી લાખાકુમારે ત્યાં રહીને, પોતાની અપૂર્વ વીરતા અને કાર્યકુશળતાથી અણહિલપુર પાટણમાં વણસી ગયેલી વ્યવસ્થામાં સુંદર પલટો આણ્યો.

લાખોકુમાર કચ્છ છોડી ગયા પછી મોટો પલટો આવી ગયો હતો. વળી જામ ફૂલ પોતે પણ સ્વર્ગવાસ પામ્યો હતો, અને ત્યાં કોઈ રાજ્યને લાયક નહોતો. પ્રજાની હાલત ધણી વિનાના ઢોર જેવી હતી. આ વાતની કુમારને ખબર પડતાં જ તે કચ્છ ગયો. તેણે વ્યવસ્થાપૂર્વક રાજ્યની લગામ પોતાના હાથમાં લીધી, જામની પદવી ધારણ કરી અને રાજ્યઅમલ ચલાવવા માંડચો.

## ૧૬ : લાખો ફૂલાણી

જામ લાખો ફૂલાણી અણુગોરગઢમાં પોતાનું રાજ્યતંત્ર ચલાવી રહ્યો હતો. તે અદ્વિતીય દાતાર હોવાથી તેની કીર્તિ બહુ જ ફેલાણી. તેના ઓરમાન ભાઈઓથી તેની આ તેજસ્વિતા સહન થઇ શકી નહિ. તેઓ જામ લાખા પાસેથી પોતપોતાના ગ્રાસની માગણી કરવા લાગ્યા. જામ લાખાને પોતાના બાહુબળમાં વિશ્વાસ હતો. તેથી તેણે અણુગોરગઢ તથા પાવર પરગણા સહિત સઘળો ગ્રાસ પોતાના છ ભાઈઓ સાંધ, ઘાહો, સૂર, ચરડ, નીંઅ તથા ખીંઅરા વચ્ચે વહેંચી આપ્યો. આગળ જતાં નીંએ નાડાપો નામનું ગામ વસાવ્યું અને ખીંઅરાએ ખીરસરો ગામ વસાવ્યું.

જામ લાખો અણુગોરગઢ ત્યજી આજના કેરાકોટ પાસે આવ્યો. અહીં તેણે કેરાકોટ યાને કપિલકોટની સ્થાપના કરી અને ત્યાં પોતાનું રાજ્ય સ્થાપ્યું.

જામ લાખાએ કચ્છમાં પ્રથમ અંજાર પાસેનું લાખાસાગર તળાવ જે તૂટી ગયું હતું તે સમરાવ્યું. તેમ જ તેણે

ગુજરાતકાઠિયાવાડનો ઘણો પ્રદેશ હાથ કર્યો. એની મહત્ત્વાકાંક્ષા દિનપ્રતિદિન વધતી ગઈ. તેણે આજુબાજુના નાનામોટા અનેક રાજાઓને નમાવી પોતાની સત્તા કાયમ કરી.

ચાતુર્માસની રમણીય ઋતુ કચ્છ પ્રદેશ પર ઊતરી ચૂકી હતી. વન–ઉપવનો લીલાંછમ બની ગયાં હતાં. આવા સૌંદર્યપૂર્ણ સમયમાં જામ લાખાને એક વખત કચ્છ પ્રદેશની સહેલગાહે નીકળી પડવાની ઇચ્છા થઈ. તે પોતાના રસાલા સાથે ફરતો ફરતો હમનખુડી આવ્યો. ત્યાંથી ફરતો ફરતો તે કૈયારી ગયો. ત્યાંથી કોટેશ્વરનાં દર્શન કરી, નારાયણસરોવર થઈને તે બે ગામે આવ્યો. જ્યારે જામ લાખો બે ગામે આવ્યો ત્યારે એક અપૂર્વ સૌન્દર્યવતી ઢેડી બાઈ કૂવા પર પાણી ભરી રહેલી તેના જોવામાં આવી. એ બાઈને પરમાત્માએ અદ્ભુત લાવણ્યની બક્ષિસ કરી હતી.

રાત્રી પડતાં જામ લાખાએ સઘળા મેઘવાળ લોકોને પોતાના મેલાણમાં ભજનો ગાવા માટે બોલાવ્યા અને ભોજન કરાવ્યું. ત્યારપછી ભજનો ચાલુ થયાં. આ વખતે પ્રકાશ માટે જમીનમાં ખૂંચેલી દીવીઓમાં તેલ પૂરવાનું કામ જામ લાખાએ પેલી સ્વરૂપવતી બાઈને સોંપ્યું હતું.

છેક સવારે જ્યારે ભજનોનું કાર્ય પૂર્ણ થયું, ત્યારે જામ લાખાએ પેલી ઢેડી બાઈને બહેન તરીકે બે ગામો બક્ષિસમાં આપ્યાં. તે ગામોમાં એકનું નામ બૈયાવો તથા બીજાનું નામ ઢેડડી રાખવામાં આવ્યું.

અહીંથી જામ લાખો ફરતો ફરતો ગજણસર આવી પહોંચ્યો. ત્યાં એક નવયૌવનાનું તેજસ્વી રૂપ જોઈ એ મોહિત થઈ ગયો. એ કુમારિકાનું નામ જસમા હતું. જામ લાખાએ જસમાના બાપને બોલાવી લગ્ન કરવાની ઇચ્છા પ્રદર્શિત કરી. જસમાના પિતાએ શરત મૂકી, કે જો તે જસમાને મુખ્ય રાણી બનાવે, તો જ તે પોતાની પુત્રી પરણાવવા ખુશ છે. જામ લાખાએ શરત સ્વીકારતાં જસમાનાં લગ્ન ત્યાં જ જામ લાખા સાથે થયાં.

જામ લાખા નવવધૂ સાથે કચ્છ પાછો ફર્યો.

થોડા સમય પછી સિંધુસાગરને કિનારે આવેલા ગુજરાસરની રાજકન્યા સુમલે સ્વયંવર રચ્યો છે એ વાત જામ લાખાના સાંભળવામાં આવી અને તે ગુજરાસર જવા તૈયાર થયો.

જસમા તેને અનેક રીતે સમજાવવા લાગી; પણ જામ લાખા પોતાના નિશ્ચયમાંથી જરાયે ડગ્યો નહિ અને ગુજ-રાસરને રસ્તે ચાલતો થયો.

તે ગુજરાસર પહોંચ્યો ત્યારે સુમલકુમારી રાણા મેંઘ-રાને પરણી ચૂકેલ હોવાથી ત્યાંથી પાછો વળ્યો.

એ વખતે કચ્છમાં હાલ જે પ્રદેશ ભૂવડ ચોવીસીના નામથી ઓળખાય છે, તેમાં ભૂવડ ચાવડાનો અમલ ચાલી રહ્યો હતો. આ ભૂવડ ચાવડાની કન્યાનું જામ લાખા સાથે વરવાનું બિરદ હોવાથી, તે આણાની વહેલ લઈને જામ લાખાને વરવા માટે આવતી હતી. જામ લાખાને આ

વાતની ખબર પડતાં તે વહેલની સામે ગયો. માણુંપ્રો પાસે વહેલનો ભેટો થતાં જામ લાખાએ ત્યાં જ ભૂવડ ચાવડાની કુમારિકા સાથે લગ્ન કર્યાં. પછી એ ચાવડીરાણી સાથે તે કેરાકોટ તરફ ચાલતો થયો.

જામ લાખો ચાવડીરાણીને પરણી આવતો હોવાના વર્તમાન જસમારાણીને મળ્યા એટલે તેના અંતરમાં સખ્ત આંચકો લાગ્યો, અને તે જ ક્ષણે તેણે પોતાનો દેહ છોડી દીધો.

× × ×

ગુજરાતની પ્રાચીન રાજધાની પંચાસરમાં ચાવડો જયશિખરી પ્રતાપી ભૂપાળ તરીકે પ્રખ્યાત થઇ ગયો છે. તેના પર વિજય મેળવનાર ભૂવડ સોલંકીની ચોથી પેઢીએ થયેલા ભુવનાદિત્યને રાજ, બીજ અને દંડક નામના ત્રણ કુમારો હતા. તેમાંથી દંડકે કલ્યાણનું રાજ પચાવી પાડતાં રાજ અને બીજ વઢવાણમાં આવી રહ્યા. રાજ સૌથી મોટો હતો. તે જન્માંધ હોવા છતાં કોઇ પણ વસ્તુની ચિકિત્સા કરવામાં બહુ જ પ્રવીણ હતો. આ બન્ને ભાઇઓ એક વખત અણહિલપુરપાટણમાં આવ્યા. ત્યાંના રાજા સામંતસિંહ ચાવડાના નોકરો તે વખતે ઘોડાને પાણી પિવડાવતા હતા, ત્યારે એક ઘોડી ચમકતાં નોકરે તેને ચાબુક મારી. તેથી અંધકુમાર રાજે કહ્યું કે, 'આ ઘોડીને ગર્ભ હોવાથી તેના પેટમાં પંચકલ્યાણી વછેરો છે. તેની ડાબી આંખ ચાબુકના મારથી ફૂટી ગઇ છે.'

આ વાત સામંતસિંહને કાને આવી, ત્યારે તેણે

કુમારને તેડાવી પૂછ્યું. ત્યાં પણ કુમારે આ વાત કરી. તેણે સામંતસિંહ સાથે શરત મૂકી કે, 'જો મારી વાત સાચી હોય, તો મને તમારી બહેન પરણાવવી, અને જો ખોટી હોય તો મારાં પરગણા હું તમને સોંપું.' સામંતે આ વાત કબૂલ રાખી અંને યોગ્ય સમયની રાહ જોવા લાગ્યા. પૂરા સમયે ઘોડીએ પંચકલ્યાણી વછેરાને જન્મ આપ્યો. આમ કુમારની વાત સાચી નીકળી, એટલે સામંતસિંહે પોતાની બહેન લીલાદેવીને અંધકુમાર સાથે પરણાવી.

થોડા સમય પછી અંધકુમાર પોતાના ભાઈ બીજ સાથે વઢવાણ આવ્યો. ત્યાં તેને લીલાદેવીથી એક કુમારનો જન્મ થયો. તેની જન્મોત્રી પરથી ખબર પડી કે તે મામાનો ઘાતક થશે. તેથી ચાવડીરાણી કુમારને જંગલ માં મોકલાવી પોતે પુત્રવિયોગથી મરણ પામી.

સામંતસિંહ ચાવડાને આ વાતની ખબર પડતાં તેણે તપાસ કરાવી અને કુમારને પોતાની પાસે તેડાવી તે તેને ઉછેરવા લાગ્યો. કુમારનું નામ મૂળરાજ રાખવામાં આવ્યું. આ બાળક મોટો થતાં મામાનો ઘાતક થયો અને તેની રાજસત્તા પોતાના હાથમાં લઈ રાજ્યઅમલ ચલાવવા લાગ્યો.

અંધકુમાર રાજ સોલંકી પોતે લાખા જામ પાસે ફરતો ફરતો આવ્યો. ત્યાં તેણે તેની બહેન રાંયાજી સાથે લગ્ન કર્યાં. અહીં રાંયાજીને પેટે તેને કુમારની પ્રાપ્તિ થઈ. તેનું નામ લાખાઇત રાખવામાં આવ્યું.

જામ લાખાએ એક વખત કંઇ બોલાચાલી પરથી રાજ

વાતની ખબર પડતાં તે વહેલની સામે ગયો. માણંધ્રો પાસે વહેલનો ભેટો થતાં જામ લાખાએ ત્યાં જ ભૂવડ ચાવડાની કુમારિકા સાથે લગ્ન કર્યાં. પછી એ ચાવડીરાણી સાથે તે કેરાકોટ તરફ ચાલતો થયો.

જામ લાખો ચાવડીરાણીને પરણી આવતો હોવાના વર્તમાન જસમારાણીને મળ્યા એટલે તેના અંતરમાં સખ્ત આંચકો લાગ્યો, અને તે જ ક્ષણે તેણે પોતાનો દેહ છોડી દીધો.

× × ×

ગુજરાતની પ્રાચીન રાજધાની પંચાસરમાં ચાવડો જયશિખરી પ્રતાપી ભૂપાળ તરીકે પ્રખ્યાત થઇ ગયો છે. તેના પર વિજય મેળવનાર ભૂવડ સોલંકીની ચોથી પેઢીએ થયેલા ભુવનાદિત્યને રાજ, બીજ અને દંડક નામના ત્રણ કુમારો હતા. તેમાંથી દંડકે કલ્યાણનું રાજ પચાવી પાડતાં રાજ અને બીજ વઢવાણમાં આવી રહ્યા. રાજ સૌથી મોટો હતો. તે જન્માંધ હોવા છતાં કોઇ પણ વસ્તુની ચિકિત્સા કરવામાં બહુ જ પ્રવીણ હતો. આ બન્ને ભાઇઓ એક વખત અણહિલપુરપાટણમાં આવ્યા. ત્યાંના રાજા સામંતસિંહ ચાવડાના નોકરો તે વખતે ઘોડાને પાણી પિવડાવતા હતા, ત્યારે એક ઘોડી ચમકતાં નોકરે તેને ચાબુક મારી. તેથી અંધકુમાર રાજે કહ્યું કે, 'આ ઘોડીને ગર્ભ હોવાથી તેના પેટમાં પંચકલ્યાણી વછેરો છે. તેની ડાબી આંખ ચાબુકના મારથી ફૂટી ગઇ છે.'

આ વાત સામંતસિંહને કાને આવી, ત્યારે તેણે

કુમારને તેડાવી પૂછ્યું. ત્યાં પણ કુમારે આ વાત કરી. તેણે સામંતસિંહ સાથે શરત મૂકી કે, 'જો મારી વાત સાચી હોય, તો મને તમારી બહેન પરણાવવી, અને જો ખોટી હોય તો મારાં પરગણા હું તમને સોંપું.' સામંતે આ વાત કબૂલ રાખી બંને યોગ્ય સમયની રાહ જોવા લાગ્યા. પૂરા સમયે ઘોડીએ પંચકલ્યાણી વછેરાને જન્મ આપ્યો. આમ કુમારની વાત સાચી નીકળી, એટલે સામંતસિંહે પોતાની બહેન લીલાદેવીને અંધકુમાર સાથે પરણાવી.

થોડા સમય પછી અંધકુમાર પોતાના ભાઈ બીજ સાથે વઢવાણ આવ્યો. ત્યાં તેને લીલાદેવીથી એક કુમારનો જન્મ થયો. તેની જન્મોત્રી પરથી ખબર પડી કે તે મામાનો ઘાતક થશે. તેથી ચાવડીરાણી કુમારને જંગલ માં મોકલાવી પોતે પુત્રવિયોગથી મરણ પામી.

સામંતસિંહ ચાવડાને આ વાતની ખબર પડતાં તેણે તપાસ કરાવી અને કુમારને પોતાની પાસે તેડાવી તે તેને ઉછેરવા લાગ્યો. કુમારનું નામ મૂળરાજ રાખવામાં આવ્યું. આ બાળક મોટો થતાં મામાનો ઘાતક થયો અને તેની રાજસત્તા પોતાના હાથમાં લઈ રાજ્યઅમલ ચલાવવા લાગ્યો.

અંધકુમાર રાજ સોલંકી પોતે લાખા જામ પાસે ફરતો ફરતો આવ્યો. ત્યાં તેણે તેની બહેન રાંયાજી સાથે લગ્ન કર્યાં. અહીં રાંયાજીને પેટે તેને કુમારની પ્રાપ્તિ થઈ. તેનું નામ લાખાઇત રાખવામાં આવ્યું.

જામ લાખાએ એક વખત કંઇ બોલાચાલી પરથી રાજ

સોલંકીને મારી નાખ્યો. એટલે રાંયજી પતિ પાછળ સતી થઈ. હવે એ બાળ લાખાઇત મામા પાસે ઊછરવા લાગ્યો.

આ લાખાઈતિ સોલંકી મોટો થતાં પોતાના મોટાભાઈ મૂળરાજ સોલંકી પાસે ચાલ્યો ગયો, ત્યાં બન્ને ભાઇઓ પિતાના વેરની રાહ જોવા લાગ્યા.

એ અરસામાં સોરઠ વંથલીનો રાજા ગ્રહરિપુ બહુ જ જુલ્મ કરતો હોવાથી મૂળરાજ તેની ઉપર ચઢાઈ કરી ગયો. જામ લાખો પોતે ગ્રહરિપુનો મિત્ર હોવાથી તેની મદદે ગયો. પણ લડાઈમાં મૂળરાજ સોલંકી વિજય પામ્યો અને જામ લાખો તેને હાથે લડતાં મરાયો.

## ૧૭ : 'અધાટ હમીરાવાર'

જામ લાખાના કેરાકોટના વાસ્તુ સમયે પુંઅરાએ જ્યારે જામ લાખા પાસે થોડાક શ્રાસની માગણી કરી ત્યારે તેને એક ચારણે મહેણું માર્યું કે, 'જામ લાખાએ જેવી રીતે કેરાકોટનો કિલ્લો ચણાવ્યો, તેવી રીતે તું પણ પદ્ધરગઢનો કિલ્લો ચણાવ.'

આ મહેણું સાંભળી પુંઅરાએ ક્રોધપૂર્વક કહ્યું: 'હું ધાહાનો કુમાર પુઅરો છું. મારું મસ્તક ભલે જુદું પડી જાય, પણ હું પોતાનો કિલ્લો ચણાવીશ.'

આટલું કહેતાં જ પુઅરો ત્યાંથી ચાલ્યો ગયો, અને પદ્ધરગઢનો કિલ્લો ચણાવવાની પેરવીમાં પડ્યો. કેરાકોટનો કિલ્લો તૈયાર કરનાર ગેધરના પુત્રને તેડાવી તેણે કિલ્લાનું કામ શરૂ કરાવી દીધું.

પદ્ધરગઢનો કિલ્લો જ્યારે સંપૂર્ણ તૈયાર થઈ ગયો, ત્યારે પુઅરાને ખાતરી થઈ, કે તેના કિલ્લાની બરોબરી કરી શકે એવો કિલ્લો કચ્છમાં નથી.

પદ્ધરગઢનો કિલ્લો તૈયાર થતાં જ પુઅરાનો વિચાર કોઈ રાજા સાથે યુદ્ધ કરી પોતાનું નામ ઉજ્જવળ કરવાનો થયો. તેણે બહુ જ વિચાર પછી ધુમલીના વિયડ ગુર્જરના પશુધનને વાળવા પોતાના માણસો મોકલી આપ્યા. આ માણસો તક સાધીને વિયડ ગુર્જરની આથો ( પશુધન ) વાળી ગયા.

આ વાતની વિયડ ગુર્જરને ખબર પડતાં તેણે મોટી ફોજ સાથે પદ્ધરગઢ પર ચઢાઈ કરી.

આ યુદ્ધમાં પુઅરાની હાર થવાથી તેણે હમીર સુમરાની મદદ માગી. હમીર સુમરો મોટા સૈન્ય સાથે પુઅરાની મદદે આવ્યો.

બીજે દિવસે વિયડ ગુર્જર અને હમીર સુમરા વચ્ચે શસ્ત્રયુદ્ધ ખેલવાનો નિર્ણય થયો. આ લડાઈમાં હમીર સુમરાના હાથે વિયડ ગુર્જર મરાયો. તેની ફોજમાં ભંગાણ પડયું, અને જામ પુઅરાની જીત થઈ.

આ જીતના પ્રતીકરૂપે જામ પુઅરાએ પોતાની કુંવરી હમીર સુમરા સાથે પરણાવી. આ લગ્નમાં એવી શરત હતી કે, કચ્છમાં હમીર સુમરાનું નામ અમર થાય. તેથી સુમરાનું નામ કાયમ રાખવાને કચ્છમાં અઘાટ ખતો લખતી વખતે ' અઘાટ હમીરાવાર ' એમ લખવાનો રિવાજ થઈ પડ્યો છે.

જામ પુઅરાને એક પણ પુત્ર ન હતો. તેની રાણી રાજૈને ઋષિમુનિઓનું શરણુ લેવાની ઇચ્છા થતાં, તે પદ્ધર-

ગઢથી એકાદ માઈલ દૂર બેઠેલા ઋષિઓ પાસે ગઈ અને પુત્રપ્રાપ્તિ માટે ઇચ્છા વ્યક્ત કરવા લાગી.

ઋષિઓએ આ વાતનો ઇન્કાર કર્યો, એટલે રાજૈરાણી ગુસ્સાભેર પાછી વળી. તેણે બધી વાત જામ પુઅરાને કરી. તેથી જામને પણ ગુસ્સો ચઢ્યો. તેણે ઋષિઓને ગિરફતાર કરી અંધારી કોટડીમાં પૂરી દીધા. તેથી આ ઋષિઓના એક સાથીદાર કક્કડ નામના યક્ષે પુઅરાના નાહવાને સમયે બાણના ઘાથી મેડીની એક મોટી છીપર તોડી પાડી. એટલે જામ પુઅરો તેની નીચે દબાઈને મરણ પામ્યો.

જામ પુઅરાને પુત્ર ન હોવાથી તેની રાણી રાજૈ કુશળતાપૂર્વક રાજ્યઅમલ ચલાવવા લાગી.

## ૧૮ : ત્રિપુટી!

જામ ઉન્નડ પછી નગરસમૈની રાજ્યલગામ તેના કુમાર સમાના હાથમાં આવી. સમા જામને બે કુમાર હતા. મોટો જામ કાકુ અને નાનો રાઉ. રાઉકુમારને હિસ્સામાં લિયર પરગણું મળ્યું. રાઉનો કુમાર દાસડો થયો. તેને પાંચ પુત્રો થયા. તેમાં સૌથી મોટો ચંદ્રેશ્વર અથવા ચનેસર. જામ દાસડાના અવસાન પછી બધી સત્તા ચનેસરના હાથમાં આવી. તેથી તેના ભાઈઓ એકસંપ થઈને પોતપોતાના ગ્રાસની માગણી કરવા લાગ્યા. જામ ચનેસરે ચારે ભાઈઓને ગ્રાસ આપી, પોતાની પાસે માત્ર થોડોક પ્રદેશ રાખ્યો.

જામ ચનેસરનું સગપણ થર પ્રદેશના શોભા રાજ-પૂતોની કન્યા લીલાદેવી જોડે થયું હતું. લીલાદેવી ઉંમર-લાયક થતાં તેના પિતા સંગ્રામસિંહે ચનેસરને લગ્ન માટે કહી મોકલાવ્યું. પણ ચનેસરની આર્થિક સ્થિતિ નબળી હતી તેથી રાતદિવસ તે એ જ ચિંતામાં મગ્ન

રહેતો હતો. આ મુશ્કેલી દૂર કરવાને તે પોતાના સરદારો સાથે મોટી ધાડ મારવા નીકળી પડ્યો.

આ વાતની લીલાદેવીને ખબર પડી, એટલે તે પણ પોતાના પ્રિયતમને સહાય કરવા પુરુષવેશ ધારણ કરી જામ ચનેસરની શોધમાં નીકળી પડી. લીલા પોતે શસ્ત્રવિદ્યામાં બહુ જ પારંગત હતી. તે કચ્છના રણને કાંઠે જામ ચનેસરને મળી. અહીં પોતાની ઓળખાણ લોડાઉ રાજપૂત તરીકે આપી, તે જામ સાથે રહી.

હવે લીલાએ તથા જામ ચનેસરે બાંભણાસરના પાદશાહની આથો (પશુધન) વાળવાનો મનસૂબો કર્યો.

તેઓ જ્યારે બાંભણાસરના પાદશાહની સાંઢણીઓ જંગલમાં ચરતી હતી ત્યારે તેને વાળી ગયાં.

આ વાતની પાદશાહને ખબર પડતાં તે મોટા સૈન્ય સાથે પાછળ પડ્યો. પણ લીલા બહુ જ ચાલાક હતી. તેણે એક ટેકરી પર ચઢી બાણ પર ચિઠ્ઠી બાંધીને પાદશાહના મુકુટ તરફ નેમ તાકીને બાણ છોડ્યું.

તીર બરાબર મુકુટની વચમાં લાગ્યું, અને, મુકુટ મસ્તક પરથી ઊડીને દૂર પડ્યો. તીર સાથે ચિઠ્ઠી જોઈ પાદશાહે તે કુતૂહલપૂર્વક વાંચી. તેમાં લખ્યું હતું કે, 'બાંભણાસરના પાદશાહ! જેટલો વખત તારા મસ્તક પરના તાજને ઉડાવતાં લાગ્યો છે, તેટલો જ વખત તારું મસ્તક ઉડાવતાં લાગશે. માટે પાછો વળી જા.'

ચિઠ્ઠી વાંચી તરત જ પાદશાહ ભયપૂર્વક પાછો વળ્યો.

જામ ચનેસર પાસે લગ્ન કરવા જેટલી સંપત્તિ ભાળીને લીલા તક સાધી, ત્યાંથી જુદી પડી. સહકારના સ્મૃતિ–ચિહ્નરૂપે તેણે જામ ચનેસરની વીંટી લીધી અને પોતાની તેને આપી.

જામ ચનેસરે પોતાના સ્થાનકે આવી લગ્નની તૈયારી કરી અને તે જાન લઈ થરપ્રદેશ તરફ રવાના થયો. તેની જાન રસ્તામાં જ્યારે ડાણુ ગામ પાસે આવી, ત્યારે ત્યાંના વિરમ ચાવડાની કુંવરી કોરુકુમારી જાનને જોવા દોડી. આથી તેની જ એક સખીએ તેને મહેણું માર્યું કે, 'જામ ચનેસર તને પરણવાનો નથી કે તું દોડે છે.' આ મહેણું મળતાં કોરુકુમારી જામને જ વરવાનો સંકલ્પ કરી બેઠી. આ વાતની વિરમ ચાવડાને ખબર પડતાં તેણે ગોર મારફત નાળિયેર મોકલાવ્યું; પણ જામ ચનેસર અને લીલા વચ્ચે અતૂટ સ્નેહ હોવાથી તેણે નારિયેળ પાછું મોકલાવ્યું.

નાળિયેર પાછું આવતાં વિરમના વિષાદનો પાર રહ્યો નહિ. તેણે વજીર પરખતની સહાય માગી. વજીર ચાલાક હોવાથી તેણે આ વાતને પોતાના હાથમાં લીધી. તે કોરુ અને તેની માતાને લઈને જામ ચનેસરના રાજ્યમાં આવ્યો.

પરખત વજીરે જામ ચનેસરના રાજમાં આવી બહુ જ પેરવી કરી. પણ જ્યારે તે નિષ્ફળ ગયો, ત્યારે તેણે માતા–પુત્રીને દાસીના રૂપમાં મહેલમાં ઠસાવી.

કોરુકુમારી ચાલાક હોવાથી જૂજ સમયમાં લીલાદેવીની માનીતી થઈ પડી. એક દિવસ કોરુ અને લીલા

વાર્તાલાપ કરી જાગતી બેઠી હતી, ત્યાં શયનાગારનો દીપક થોડો ઝાંખો થતાં લીલાએ કોરુને દીવાની વાટ સંકોરવા આજ્ઞા કરી. કોરુ શયનાગારમાં ગઈ, ત્યાં તેની નિષ્ફળતાને લીધે આંખમાંથી અશ્રુધારા વહેવા લાગી. થોડા સમય પછી તરત જ તે સ્વસ્થ થઈ લીલા પાસે આવી. ચતુર લીલા કોરુની લાલ આંખો જોઈ રડવાનું કારણ પૂછવા લાગી.

કોરુ તરત જ ઉત્તર આપી શકી નહિ. ત્યાં તો તેને જવાબ સૂઝ્યો, કે દીવાના ધુમાડાથી આંખો લાલ બની ગઈ છે.

આ વાતથી લીલા નવાઈ પામી. તે બોલી: 'આ વાત બનવા જોગ નથી.' તેથી કોરુએ કહ્યું કે, 'અમારે ત્યાં આવા દીવા બળતા નથી.' આ વાત સાંભળી લીલા વધુ નવાઈ પામી અને પૂછવા લાગી: 'તમારે ત્યાં કેવા દીવા બાળો છો?' જવાબરૂપે કોરુએ એક મણિ મેજ પર મૂક્યો. તેના તેજથી આખા ખંડમાં દિવ્ય પ્રકાશ ફેલાઈ રહ્યો.

લીલાદેવીએ આવો હીરો કદી જોયો નહોતો. તેણે પોતાના હાર માટે કોરુ પાસેથી હીરાની માગણી કરી અને કહ્યું: 'તને મનગમતી કિંમત આપવા તૈયાર છું.'

જવાબમાં કોરુએ તેને વચન માગ્યું તેથી લીલાએ ઉદારતાપૂર્વક વચન આપ્યું.

હવે કોરુએ ધડાકો કર્યો: 'હું જામ ચનેસરની સેવામાં માત્ર એક જ રાત્રી માગું છું.'

કોરુની માગણી સાંભળી લીલાને અપાર મૂંઝવણ થઈ. પણ પોતે વચન આપેલ હોવાથી તે કંઈ કરી શકી નહિ.

નિયત રાત્રીએ લીલાદેવી જામ ચનેસરને ખૂબ મદિરા-પાન કરાવી શયનાગારમાં છોડી બહાર ચાલી ગઈ, એટલે ત્યાં કોરુકુમારી આવી. તે જામને મૂર્છાવશ જોઈ તેને સચેત કરવાના ઉપાયો કરવા લાગી. પણ છેક પ્રભાતે જામ સચેત થયો. તેણે લીલાને બદલે અન્ય કોઈ બાળાને જોઈ, લીલા વિષે પૂછ્યું. ત્યારે કોરુએ સર્વ ઇતિહાસ જામને કહી સંભળાવ્યો. જામને લીલા પ્રત્યે બહુ જ ઘૃણા ઊપજી અને તેણે કોરુકુમારી સાથે લગ્ન કર્યાં.

લગ્ન પછી જામ પોતે નિશદિન કોરુ પાસે રહેવા લાગ્યો. તે ભૂલેચૂકે પણ લીલા પાસે જતો નહિ. તેથી લીલા પોતાની હાલત ઉપર બહુ જ વિલાપ કરવા લાગી. એ સાંભળી કોરુને દયા આવી અને જામને સમજાવી તેણે લીલાને પોતાની સાથે રાખી.

લિયરાધિપતિ જામ ચનેસર, ચાવડીરાણી કોરુ તથા શોભીરાણી લીલાદેવીની ત્રિપુટીએ પોતાના જીવનનો શેષ ભાગ અત્યંત સુખચેનમાં પસાર કર્યો.

## ૧૯ : હોથલ પદમણી

**મ**નાઇને ત્રણ કુંવરો થયા—હોથી, મોડ અને ઉઢો. તેમની રાજધાનીનું શહેર મણિયારા અથવા ઘોલાયગઢ હતું. કચ્છના પશ્ચિમ પ્રદેશની લગભગ તમામ હકૂમત તેમના હાથમાં હતી. તેમનો રાજ્યપ્રદેશ કંડ કકરાના નામથી ઓળખાતો હતો.

જામ મનાઈના ત્રણ કુમારોમાંથી સૌથી નાનો ઉઢો ઘણો ખૂબસૂરત અને પરાક્રમી હતો. તેના મોટાભાઇની સ્ત્રીનું નામ મીણાવતી હતું. આ મીણાવતી ઉઢાના અતુલ સૌંદર્ય પર મુગ્ધ બની હતી.

ઉઢાનું સગપણ ગેડી ગામમાં વિશળદેવ વાઘેલાની પુત્રી રૂપાવતી જોડે થયું હતું. ઉઢો હવે વયમાં આવી જવાથી તેનાં લગ્નની તૈયારી થવા લાગી. આ વખતે લાગ જોઈને ધણુરા પાદશાહનો સરદાર બાંભણિયો જામ હોથીના રાજ્યમાંથી આથોનું હરણ કરી ચાલ્યો ગયો તેથી હોથી અને મોડ પોતા-ની આથોને વાળવા બાંભણિયા સરદાર પાછળ ચડી ગયા.

લગ્નનો દિવસ આવતાં ઉઢો વસ્ત્રાલંકાર ધારણ કરી તૈયાર થયો. ઉઢાનું કામદેવ સરખું રૂપ જોઇ મીણાવતીએ તેની પાસેથી પ્રેમની માગણી કરી. ઉઢાએ તે માગણીને તિરસ્કારપૂર્વક પાછી ઠેલી. તેથી જ્યારે હોથી આવ્યો ત્યારે મીણાવતીએ તેને ઊંધુંચત્તું સમજાવીને ઉઢાને દેશવટો અપાવ્યો.

ઉઢો તે જ વખતે મોટાભાઇનું વચન પાળી ચાલ્યો ગયો. તે બન્નીના કીરા ડુંગર પાસે આવી પહોંચ્યો. અહીંથી તેનો વિચાર સિંધ તરફ જવાનો થવાથી તે બાંભણાસર આવીને ધલુરા પાદશાહ પાસે નોકરીમાં રહ્યો. પણ નોકરી ન ગમવાથી તે પોતાના સસરા વિશળદેવ પાસે વાગડના ગેડી ગામે આવ્યો. આ વખતે વિશળદેવની આથો ધલુરા પાદશાહના માણસો વાળી ગયા હતા તેથી તેનો સસરો ચિંતાતુર રહેતો હતો. આ વાતની ઉઢાને જાણ થઈ, ત્યારે તે પાદશાહ પાસેથી બદલો લેવા સિંધ તરફ ચાલ્યો.

ઉઢો જ્યારે સિંધ તરફ જતો હતો ત્યારે સાંગણ નિગામરા નામના સરદારની પાલક પુત્રી હોથલ પણ પુરુષ-વેશ ધારણ કરી પોતાના પાલક પિતાનુ વેર વાળવા જતી હતી. રસ્તામાં હોથલને ઉઢા જામનો ભેટો થયો. અહીં વાતચીત પરથી ઉભયના પંથ એક જ હોવાથી તેઓ સાથે રહીને કામ કરવા તૈયાર થયા. તેમણે જે કંઈ મળે તે સરખે હિસ્સે વહેંચી લેવાની શરત કરી.

આ રસાલો બાંભણાસર આવી પહોંચ્યો. ત્યાં પાદશાહની આથો જોવામાં આવી. તેઓ સઘળી આથો વાળી

પોતાને પંથે પડ્યાં. હોથલ પોતાનો અરધો ભાગ ઉઢાને મિત્રતાની નિશાનીરૂપે આપી ત્યાંથી ચાલી ગઈ.

હોથલે પુરુષવેશમાં ઉઢા સાથે મિત્રતા બાંધી હતી. ઉઢાને તેની મિત્રતા બહુ જ પસંદ પડી ગઈ હતી, તેથી તે પણ હોથલ પાછળ ચાલ્યો. તે ચકાસર તળાવ પાસે આવ્યો. ત્યારે હોથલનો ઘોડો તેના જોવામાં આવ્યો. તેથી તે તળાવની પાર ચઢી ગયો અને જુએ છે, તો તળાવના મધ્ય ભાગમાં એક નવયૌવના પોતાના વાળ છૂટા મૂકીને તરી રહી હતી.

ઉઢા જામના ઘોડાને જોઈ હોથલનો ઘોડો હણહણી ઊઠ્યો. ત્યારે હોથલનું ધ્યાન ખેંચાયું. તેણે જોયું તો ઉઢો આવી પહોંચ્યો હતો.

ઉઢા જામ અને હોથલ ત્યાંથી રાપર તાલુકાના સઈ ગામથી એકાદ માઈલ દૂર આવેલ હોથલપરા નામે ડુંગરમાં હોથલના ભોંયરા પાસે આવી પહોંચ્યા, અને ત્યાં ઉભયે ગાંધર્વલગ્ન કર્યાં.

ઉઢો અહીં સુખચેનમાં પોતાના દિવસો પસાર કરવા લાગ્યો. ત્યાં તેને જખરો ને જેસંગ નામના બે કુમારો થયા.

એક વખત ઉઢાને વતનની યાદ આવતાં તેણે હોથલને વાત કરી. તેથી હોથલે શરત મૂકી કે જો તે હોથલ પદમણી છે એવી કોઈને ખબર પડશે તો તે ત્યાંથી ચાલી જશે. હોથલની શરત ઉઢાએ સ્વીકારી, તેથી તેઓ કચ્છ તરફ આવ્યા. જામ ઉઢો આવવાથી ઘોઘાયગઢમાં આનંદનો પાર રહ્યો નહિ.

એક દિવસ જામ ઉઢાના મિત્રોએ ઉઢાને મદિરાપાનમાં મસ્ત કરી તેની પત્નીની ખાતરી પૂછી લીધી. આ વાતની

હોથલને ખબર પડતાં તે દાસીને ચાર ચિઠ્ઠીઓ આપી ત્યાંથી અદૃશ્ય થઈ ગઈ.

આ ચિઠ્ઠીઓમાં જણાવ્યું હતું કે, 'આપણા કુમારોનાં લગ્ન થશે ત્યારે તેમને પોંખવા હું જરૂર આવીશ.'

હોથલને ચાલી ગયેલી જોઈ ઉઢો બહુ જ પશ્ચાત્તાપ કરવા લાગ્યો. તેણે હોથલને શોધવા ઘણાયે પ્રયત્નો કર્યા. આખરે તેમાં નિષ્ફળ જવાથી તેણે પોતાના કુમારોનાં લગ્ન રચ્યાં. લગ્નનો દિવસ મુકરર થયો.

બરાબર લગ્નને દિવસે હોથલ કુમારોને પોંખવા આવી પહોંચી. કુમારોને પોંખી હોથલે બંને પુત્રવધૂઓને જે જોઈએ તે માગી લેવા કહ્યું. જામ ઉઢાએ ઉભયને પ્રથમથી જ શીખવી રાખ્યું હતું, તે અનુસાર નાની વહુએ હોથલ પાસેથી વચન લઈને ત્યાં જ રોકાઈ જવાની તેની પાસે માગણી કરી. તે દિવસથી હોથલ ત્યાં રહેવા લાગી અને જામ ઉઢાનો સૂનો બનેલો ગૃહસંસાર ફરી પ્રણયજ્યોતિવડે ઝગઝગી ઊઠ્યો.

જામ ઉઢાના બંને કુમારો મહાપરાક્રમી નીવડ્યા. આ બંને પરાક્રમી બંધુઓ બાંભણિયા સમાની સાથે લડતાં મરાયા.

આ બાંભણિયો સરદાર ઘૂમલીના સિયા જેઠવાને ઠાર કરી પોતે કચ્છ ગરડા તરફ વળ્યો. ત્યાં તેણે મોડના વંશજો પાસેથી કેટલોક પ્રદેશ છીનવી લીધો, અને પછી તે મનાઈના વંશજો પર ચઢી ગયો. તેથી જખરો અને જેસંગ તેની સામે લડવા આવ્યા. આ યુદ્ધમાં હજારો માણસો સાથે બંને ભાઈઓ પણ મરાયા.

## ૨૦ : ઈર્ષ્યાની હોળી

જામ ઉન્નડના મરણ પછી નગરસમૈની સત્તા તેના કુમાર સમાના હાથમાં આવી. તેના પછી નગરસમૈની ગાદીએ જામ કાકુ બેઠો. તેને બે પુત્રો થયા. મોટાનું નામ રાયધણ તથા નાનાનું નામ જખરો. આ જખરાના વંશવાળા થેબા કહેવાયા.

જામ કાકુ પછી રાયધણ ગાદીએ આવ્યો. તેને આઠ કુમારો થયા:–(૧) સૌથી મોટો પલી જામ, તે નગરસમૈની ગાદી પર બેઠો. (૨) બીજો સમેજો, તેને સિંધનું રાઠોઠી પરગણું ગરાસમાં મળ્યું. તેના પુત્ર સોમણનો દીકરો હાલો થયો. આ હાલાના નીચે મુજબ છ કુંવર થયા:–(ક) કરન, તેના સમેજા થયા. જ્યારે લાખો ને લાખિયાર નગરસમૈથી કચ્છમાં આવ્યા ત્યારે કરન તેમની સાથે આવ્યો હતો. (ખ) વહાસુદ, તેના વંશજો વહાસુદ સમા કહેવાયા. (ગ) લખમીર, તેના વંશજો લખમીર સમા કહેવાયા. (ઘ) અરંદ, તેના વંશજો અરંદ સમા કહેવાયા. (ઙ) બંભો, તેના વંશ-

જો બંભા સમા કહેવાયા. (ચ) પછી, તેના બે દીકરા–રાઉ અને જખરો થયા.

૩–૪. નાંઈ બે ભાઈ. તેમાં એકનો દીકરો થૂડિયો થયો, તેથી તેના વંશજો થૂડિયા સમા કહેવાયા.

૫–૬–૭. મંધરા. ત્રણ ભાઈ એક જ નામના હતા.

૮. નોતિયાર, તેના વંશવાળા નોતિયાર કહેવાયા.

જામ રાયધણ પછી તેનો દીકરો પલી જામ થયો. પલી પછી જામ સાંધ ગાદી ઉપર આવ્યો. આ સાંધને હાલો, કાકો, ચારો, વેરૈ અને જાડો કુમાર થયા. તેમાંથી જાડો મોટો હોવાથી સાંધ પછી તે જામ થયો.

જામ સાંધનો ચોથો કુમાર ચારો મરણ પામતાં બાકીના ચાર વચ્ચે રાજ્યની વહેંચણી કરવામાં આવી.

હાલાકુમારને કારીકચ્છી અને કાકાને મંધી પરગણું મળ્યું. જામ જાડો પોતે નગરસમૈનો જામ થયો અને વરૈને નગરસમૈમાં જ પાંતિ આપવામાં આવી.

કારીકચ્છીમાં હાલાકુમારની હાલત બહુ જ સારી હતી, પણ તેને ત્યાં પુત્રની ખોટ હોવાથી તેણે કારીકચ્છીનો ત્યાગ કરી હિંગળાજ માતાના સ્થાનકે આવી તપશ્ચર્યા આદરી. માતાજીએ પ્રસન્ન થઈને તેને ત્યાં સાત પુત્ર અને એક પુત્રી થવાનું વરદાન આપ્યું.

હાલો તત્કાળ પાછો આવ્યો. તેને પ્રથમ કુમાર થયો તેનું નામ હિંગોરજી રાખ્યું. પછી અનુક્રમે જેહો, જૂણોદ,

દેહરો, પલી, જખરો અને હાથી થયા. એક પુત્રી થઈ તેનું નામ બાધીકુમારી રાખવામાં આવ્યું.

હિંગોરજીની ઉંમર વીસ વરસની થઈ ત્યારે કારીકચ્છીમાં દુષ્કાળ પડયો. તેથી હાલો પોતાના રસાલા સાથે સિંધ તરફ નીકળી પડયો.

આ વખતે સિંધ મોમતુરમાં સુમરાઓનો સરદાર હમીર સુમરો રાજ્યઅમલ ચલાવી રહ્યો હતો. તેણે સાંભળ્યું કે હાલા સમાની કુમારી સૌન્દર્યવતી છે. તેને પરણવાના તેને કોડ લાગ્યા. તેણે સમા સરદારને ત્યાં પોતાનું માગું મોકલ્યુ.

હમીર સુમરાનું માંગું આવેલું જોઈ હાલો સમો વિચારમાં પડી ગયો. તેના સાતે કુમારો સંજોગવશાત્ બહાર ગયેલ હતા. તેથી તેણે કોઈની પણ સલાહ વિના સુમરા સરદારના માગાનો સ્વીકાર કરી લીધો.

હાલાના કુમારોને આ વાતની ખબર પડી, ત્યારે તેઓ નારાજ થયા. તેથી લગ્નસમયે તેમણે જરા પણ ભાગ લીધો નહિ.

હમીર સુમરાના મનમા સમીરાણી વસી જવાથી તે કદી પણ બીજી રાણીઓના મહેલે જતો નહિ. તેથી એ રાણીઓએ સમીરાણીને મારી નાખવા ઝેરના લાડુ મોકલાવ્યા. આ વખતે અબ્બર નામના ચાકરને શક પડવાથી તેણે લાડવા ચાખ્યા, તો તે જ વખતે ઝેર ચડી જવાથી તે મરણને શરણ થયો. પોતાના નિમકહલાલ નોકરની આવી

હાલત જોઈ સમીરાણી શોક કરવા લાગી. એટલે એક અદના નોકર માટે તેને શોક કરતી જોઈને બીજી રાણીઓ મશ્કરીમાં બોલી કે, 'તારા પિતા માટે બાકી કંઈ રાખીશ કે નહિ ?'

આ મહેણું સાંભળી સમીરાણી ક્રોધમાં પોતાના પિતાને નામે રુદન કરવા લાગી. તેમાં તેણે પિતાનાં વખાણ કરવાથી રાણીઓ બોલી, 'તારા પિતાને અમે સારી રીતે ઓળખીએ છીએ, તે તો છાશ પીનાર વાંઢિયાર છે.'

આ વાત પરથી આપસમાં ઝગડો થયો. તેથી રાણીઓ હમીર સુમરા પાસે સમીરાણી વિરુદ્ધ ફરિયાદ કરવા લાગી. વાત સાંભળી હમીર સુમરાને ગુસ્સો ચઢ્યો. તેણે સમીરાણીના પિતા હાલા સમાને નમાવવાનો નિશ્ચય કર્યો.

તેણે દરબારમાં હાલા સમાને બોલાવી કહ્યું કે, 'તારા પુત્રો નાના અને બેસમજ છે. જો તમે તેને અહીં મોકલાવો તો અમે તેને ઉદ્યમે લગાડીએ.'

હાલો જવાબરૂપે બોલ્યો કે, 'સમા લોકો કદી ચાકરી કરે નહિ. પરંતુ અશ્વ પર સવારી કરે, અને તારા જેવાની આથો વાળે.'

આ વાત સાંભળી હમીર સુમરો ક્રોધાયમાન થયો અને તેણે હાલાને નજરકેદ રાખ્યો.

આ વાતની હિંગોરજીને ખબર પડી, એટલે તેણે સૈન્ય ભેગું કરી હમીર ઉપર ચઢાઈ કરી. તેણે કુન્તરકંઠ નજીક પોતાની છાવણી નાખી.

હમીર સુમરો અહીં આવતાં તેમની વચ્ચે તુમુલ યુદ્ધ મચ્યું, તેમાં હમીર પોતે હોથીને હાથે મરાયો. હાલો સમો પોતે પણ સેંકડો દુશ્મનોને મારી વીરગતિને પામ્યો.

હાલા સમાની ઉત્તરક્રિયા પરિપૂર્ણ થતાં તેના ભાઈઓ જામની પાઘડી હિંગોરજીને બંધાવવાની તૈયારી કરવા લાગ્યા. તેથી હિંગોરજીએ કહ્યું કે, 'હમીર સુમરાને મારનાર હોથી છે. માટે જામપદ હોથીને મળવું જોઈએ.' તેથી કારીકચ્છીની ગાદી પર હોથીનો રાજ્યાભિષેક કરવામાં આવ્યો. હમીર સુમરાનો પ્રદેશ પણ તેના હાથ નીચે આવ્યો.

જામ હોથીનો પુત્ર રાઉ થયો. રાઉનો જૂણો થયો, અને જૂણાનો ગિકરાઉ થયો. તેના ત્રણ પુત્રો સુમરો, સાંધ અને લાખો થયા.

લાખિયાર ચોહાણુની મદદમાં પોતાનું સૈન્ય લઈ ગયો. ત્યાં શાહબુદ્દીન હાર પામ્યો.

પાછળથી ચૌહાણનો પરાજય કરી શાહબુદ્દીને તેને મદદ કરનારાઓની ખબર લેવા માંડી. ત્યારે તેણે પોતાનું લશ્કર જામ રાયધણ પર ચડાઈ કરવા મોકલ્યું. જામ રાયધણે સામનો કર્યો અને શાહબુદ્દીનના લશ્કરને હાર આપી.

જામ રાયધણ જોરમાં આવી ગયો હોવાથી તેણે કચ્છનો ઘણોખરો પ્રદેશ કબજે કરી લીધો. આ જામ રાયધણે દેવ માતંગની સલાહથી પોતાનો પ્રદેશ પોતાના ચાર દીકરાઓ વચ્ચે વહેંચી આપ્યો.

તેણે મોટા દેદાને કંથકોટ આપ્યું, હોથીને બાર બંધી આપી, ઓઢાને લાખિયાર વિયરો આપ્યો અને ગજણને બેહડતે બારા પરગણું આપ્યું.

મોટો દેદો કુમાર જે કંથકોટની ગાદીએ આવ્યો, તેના સાત કુંવર થયા—વીરભદ્ર, કન્હડદે, પસાઈયો, લોજદે, ફૂલ, અખડો અને રણમલજી.

રણમલજીની પાંચમી પેઢીએ દેદો નામોરી થયો, અને તેનો કુંવર રણમલજી થયો. આ રણમલજીને ગરાસમાં મોરાણું મળ્યું હતું, તે ઉપરાંત તેણે પોતાની બહાદુરીથી મચ્છુકાંઠા તરફનો કેટલોક પ્રદેશ પોતાના હાથમાં કરી લીધો હતો.

આ રણમલજી મહાન દાનવીર અને વિદ્યાકલામાં પારંગત હતો. એક દિવસ તે પોતાના સરદારો અને સામંતો વચ્ચે બેઠો હતો અને વિદ્યા–વિનોદની વાતો

ચર્ચી રહ્યો હતો. એટલામાં ઈશ્વર પાસેથી શું માંગવું એવી વાત નીકળતાં જ તે બોલ્યોઃ—

દૂહોઃ—સારા સુરો ફૂલસરો, પાનાં બીડા હાથ,
ઊડણ તુરી સુચંગ ધણ, એતી મંડા આથ.

અર્થાત્–સુંદર પુષ્પોના ગુચ્છ, પાનનાં બીડાં, જાણે આકાશમાં ઊડતો હોય એવો ઘોડો, અને સદ્‌ગુણી સ્ત્રી—એટલી પૂંજી હું પ્રભુ પાસે માગું છું.

આ દૂહો સાંભળી ભાયાતો અને સામંતોને માઠું લાગ્યું—ઈશ્વર પાસે માગવા યોગ્ય વસ્તુઓમાં રણમલજીએ તેમને યાદ કરેલ ન હોવાથી તેમને રીસ ચડી. આથી તે સઘળા તેજ વખતે રણમલજીની કચેરી ત્યજી ચાલ્યા ગયા.

સામંતો એકાએક કચેરી ત્યજી ગયા ત્યારે રણમલના નિખાલસ મનમાં પ્રથમ તો કંઈ લાગ્યું નહિ. પણ બીજે દિવસે તે જ્યારે કચેરીમાં આવ્યો ત્યારે એક પણ ભાયાત કે સામંત આવ્યો નહિ, તેથી તેને લાગ્યું કે જરૂર સામંત સરદારોને ખોટું લાગ્યું છે.

રણમલજી સોઢાવંશમાંથી પરણેલો હતો. પોતે વિદ્વાન અને વિનોદી હતો તેવી જ તેની સોઢીરાણી પણ હતી. સોઢીરાણીને કચેરીની વાતની ખબર પડી, એટલે તે તુરત સમજી ગઈ. તેથી રણમલજીને કહ્યું કે, આવતી કાલે સઘળા સરદારોને કચેરીમાં બોલાવી તમારા દૂહામાં ફેરફાર કરીને આ પ્રમાણે બોલજોઃ

દૂહોઃ—સારા સુરો ફૂલસરો, પાનાં બીડા હાથ,
ઊડણ તુરી ને સુચંગ ધણ, ભાઈયાં કેરો સાથ.

## ૨૧ : રણમલ અને સોઢીરાણી

જામ સાંધનો મોટો કુમાર જામ જાડો નગરસમૈની ગાદી પર આવ્યો. આ જાડા જામની મોટી અવસ્થા થયા છતાં તેને પુત્રપ્રાપ્તિ થઈ નહોતી આથી તેણે પોતાના ભાઈ વોરાના પુત્રને દત્તક તરીકે લીધો.

કચ્છી રાજ્યવંશને જાડેજાની અવટંક લાગવાનું બીજું કારણ એ છે કે, જામ લાખાને તેના કાકાએ દત્તક લીધો હતો તેથી સિંધી ભાષાના નિયમ અનુસાર જાડેજો અર્થાત્ જાડાનો (પુત્ર) કહેવાયો.

જામ જાડાએ દત્તક લીધા પછી તેને ત્યાં કુમાર જન્મ્યો. તેનું નામ ઘાહોકુમાર રાખવામાં આવ્યું. પોતાને ત્યાં કુમારનો જન્મ થવા છતાંયે જામ જાડાનો પ્રેમ લાખા ઉપરથી ઓછો થયો ન હતો. તેથી પોતાના પછી બન્ને કુમારોને સરખો હિસ્સો મળે એવી તેની તીવ્ર ઇચ્છા હતી. પરંતુ તેના મરણ પછી જામ ઘાહાએ અરધો હિસ્સો આપવાની વાત માન્ય રાખી નહિ. તેણે લાખાને મંધી પ્રદેશ તથા વોણા

પરગણું આપવા માંડ્યું, પણ લાખાએ તે વાત સ્વીકારી નહિ અને તે નગરસમૈ છોડીને ચાલ્યો ગયો.

લાખો નગરસમૈ ત્યજી પુંઅરાના પદ્ધરગઢ પાસે આવ્યો. પણ એ સ્થાન યોગ્ય ન જણાતાં તે હાલના લાખિયારના વિયરા પાસે આવ્યો. અહીં તેણે એક ગામ વસાવ્યું અને તેનું નામ 'લાખિયાર વિયરો' રાખવામાં આવ્યું.

જાડેજા વંશમાં દીકરી જન્મતાં જ તેને મારી નાખવાનો રિવાજ પણ અહીંથી જ પ્રચલિત થયો. તેનું કારણ એ છે કે, જામ લાખાના ભાઈ લાખિયારને સાત કુમારિકાઓ હતી. તેમને પરણવા યોગ્ય વર સમાવંશની બરોબરી કરી શકે એમ ન હોવાથી તેનું કુળાભિમાન ઊછળી આવ્યું. આ કન્યાઓએ સંવત ૧૨૦૭ ના માહ સુદ ૫ ને સોમવારે અગ્નિસ્નાન કર્યું.

જામ લાખા જાડાણીના સ્વર્ગવાસ પછી થોડા સમયમાં લાખિયાર પણ સ્વર્ગવાસ પામ્યો. તેથી લાખા જામનો કુમાર રાયધણ તખ્તનશીન થયો. તેને જત લોકો સતાવતા હોવાથી તે લાખિયાર વિયરો છોડીને બન્નીના રસ્તા પર આવેલ ટેકરી પર નિવાસ કરવા લાગ્યો અને ત્યાં પોતાનું બળ જમાવવા લાગ્યો. તેનું સૈન્ય મજબૂત થતાં તે જત લોકો પર ચઢી ગયો અને તેમને લાખિયાર વિયરા પાસેથી હાંકી કાઢ્યા.

આ વખતે દિલ્હીના તખ્ત પર પૃથ્વીરાજ ચૌહાણ હતો. તેના ઉપર શાહબુદ્દીન ઘોરી ચઢી આવ્યો, એટલે જામ

લાખિયાર ચૌહાણની મદદમાં પોતાનું સૈન્ય લઈ ગયો. ત્યાં શાહબુદ્દીન હાર પામ્યો.

પાછળથી ચૌહાણનો પરાજ્ય કરી શાહબુદ્દીને તેને મદદ કરનારાઓની ખબર લેવા માંડી. ત્યારે તેણે પોતાનું લશ્કર જામ રાયધણ પર ચડાઈ કરવા મોકલ્યું. જામ રાયધણે સામનો કર્યો અને શાહબુદ્દીનના લશ્કરને હાર આપી.

જામ રાયધણ જોરમાં આવી ગયો હોવાથી તેણે કચ્છનો ઘણોખરો પ્રદેશ કબજે કરી લીધો. આ જામ રાયધણે દેવ માતંની સલાહથી પોતાનો પ્રદેશ પોતાના ચાર દીકરાઓ વચ્ચે વહેંચી આપ્યો.

તેણે મોટા દેદાને કંથકોટ આપ્યું, હોથીને બાર બંધી આપી, ઓઢાને લાખિયાર વિયરો આપ્યો અને ગજણને બેહડતે બારા પરગણું આપ્યું.

મોટો દેદો કુમાર જે કંથકોટની ગાદીએ આવ્યો, તેના સાત કુંવર થયા—વીરભદ્ર, કન્હડદે, પસાઈયો, ભોજદે, ફૂલ, અબડો અને રણમલજી.

રણમલજીની પાંચમી પેઢીએ દેદો નામોરી થયો, અને તેનો કુંવર રણમલજી થયો. આ રણમલજીને ગરાસમાં મોરાણું મળ્યું હતું, તે ઉપરાંત તેણે પોતાની બહાદુરીથી મચ્છુકાંઠા તરફનો કેટલોક પ્રદેશ પોતાના હાથમાં કરી લીધો હતો.

આ રણમલજી મહાન દાનવીર અને વિદ્યાકલામાં પારંગત હતો. એક દિવસ તે પોતાના સરદારો અને સામંતો વચ્ચે બેઠો હતો અને વિદ્યા-વિનોદની વાતો

ચર્ચી રહ્યો હતો. એટલામાં ઈશ્વર પાસેથી શું માંગવું એવી વાત નીકળતાં જ તે બોલ્યોઃ—

દૂહોઃ—સારા સુરો ફૂલસરો, પાનાં બીડા હાથ,
ઊડણ તૂરી સુચંગ ધણ, એતી મંડા આથ.

અર્થાત્—સુંદર પુષ્પોના ગુચ્છ, પાનનાં બીડાં, જાણે આકાશમાં ઊડતો હોય એવો ઘોડો, અને સદ્ગુણી સ્ત્રી—એટલી પૂંજી હું પ્રભુ પાસે માગું છું.

આ દૂહો સાંભળી ભાયાતો અને સામંતોને માઠું લાગ્યું—ઈશ્વર પાસે માગવા યોગ્ય વસ્તુઓમાં રણમલજીએ તેમને યાદ કરેલ ન હોવાથી તેમને રીસ ચડી. આથી તે સઘળા તેજ વખતે રણમલજીની કચેરી ત્યજી ચાલ્યા ગયા.

સામંતો એકાએક કચેરી ત્યજી ગયા ત્યારે રણમલના નિખાલસ મનમાં પ્રથમ તો કંઈ લાગ્યું નહિ. પણ બીજે દિવસે તે જ્યારે કચેરીમાં આવ્યો ત્યારે એક પણ ભાયાત કે સામંત આવ્યો નહિ, તેથી તેને લાગ્યું કે જરૂર સામંત સરદારોને ખોટું લાગ્યું છે.

રણમલજી સોઢાવંશમાંથી પરણેલો હતો. પોતે વિદ્વાન અને વિનોદી હતો તેવી જ તેની સોઢીરાણી પણ હતી. સોઢીરાણીને કચેરીની વાતની ખબર પડી, એટલે તે તુરત સમજી ગઈ. તેથી રણમલજીને કહ્યું કે, આવતી કાલે સઘળા સરદારોને કચેરીમાં બોલાવી તમારા દૂહામાં ફેરફાર કરીને આ પ્રમાણે બોલજોઃ

દૂહોઃ—સારા સુરો ફૂલસરો, પાનાં બીડા હાથ,
ઊડણ તૂરી ને સુચંગ ધણ, ભાઈયાં કેરો સાથ.

સોઢીરાણીની આવી ઉચ્ચ પ્રકારની સલાહથી રણ-મલજી બહુ જ આનંદિત થયો. બીજે દિવસે તેણે સર્વે ભાયાતોને કચેરીમાં બોલાવી ઉપર્યુક્ત દૂહો સંભળાવ્યો, તેથી સર્વે ભાયાતો તેના પર રાજી થયા.

રણમલજી પોતે બહુ જ પરાક્રમી હતો. તેનાં પરાક્રમોની વાતો અમદાવાદના પાદશાહને કાને આવી. આથી તેણે પોતાના અમીર ખિલચીખાનને તથા આમરણના સૂબા મલેક લતીફને મોકલાવી રણમલજીને જોવા પોતાની પાસે બોલાવ્યો. રણમલજી પાદશાહની મુલાકાતે જઈ પહોંચ્યો. રણમલજીનું મલ્લ જેવું મજબૂત શરીર તથા તેજસ્વિતા જોઈને પાદશાહ અતિ પ્રસન્ન થયો. તેણે પોતાની 'કનક-વીજળી' નામની જશવંતી તલવાર તથા અમૂલ્ય પોશાક રણમલજીને ભેટ આપ્યાં. થોડા દિવસ પાદશાહની મહેમાનગીરી ચાખીને રણમલજી પોતાને વતન આવવા ચાલતો થયો. અમદાવાદથી નીકળતાં જ સોઢીરાણી તેની સ્મૃતિ પર ચડી આવી. તેથી તેણે તે જ ક્ષણે પોતાના અશ્વને વાયુવેગે મોરાણા તરફ મારી મૂક્યો.

રણમલજી જ્યારે મોરાણે આવ્યો, ત્યારે તેનો ઘોડો થાકથી લોથપોથ થઈ ગયો હતો. આથી, રાજમહાલમાં પહોંચતાં તે સોઢીરાણીને જોઈને બોલ્યોઃ

દૂહોઃ-તન તાજણે તોડિયા, મુખ તોડયો લગામ,
આ મૃગનેણી કારણે, મેં તોડયો કેકાણ.

ભાવાર્થ—આ મૃગનયનીને કારણે મેં મારા અશ્વનું આખું શરીર ચાબુકથી તોડી નાખ્યું, અને લગામ ખેંચી

ખેંચીને તેનું મુખ પણ તોડી નાખ્યું.

રણમલજી પોતાને આટલા બધા સ્નેહની નજરે જોતો હતો, એ જોઈ સોઢીરાણી અત્યંત હર્ષિત થઈ. તે સ્નેહભરી નજરે રણમલજી પ્રત્યે જોઇ રહી. જાણે તેના અંતરમાંથી રણમલજી પ્રત્યેનો પ્રથમ વહેમ ક્યાંયે વહી ગયો હોય!

આવી રીતે પતિપત્ની વચ્ચે અસીમ સ્નેહની સરિતા વહેતી હતી અને તેમાં ઉભય નિશદિન રાચતાં હતાં તથા પોતાની જીવનનાવ સુખપૂર્ણ પસાર કરી રહ્યાં હતાં. પણ સ્નેહમાં સુખ સ્થાયી છે પણ ક્યાં? એક વખત એવો જોગ બન્યો કે તેથી સોઢીરાણીને રણમલજીનું ગૃહ ત્યજી પોતાને પિયર જવું પડ્યું.

વાત એમ બની કે રણમલજીની અદ્વિતીય દાતારીની વાત સાંભળી એક ચારણ રણમલજીના દરબારમાં આવ્યો. તેણે રણમલજીના મસ્તકની પાઘડીની માગણી કરી. તેથી રણમલજીએ ચારણ પાસેથી મસ્તક ઉપર પાઘડી હોય ત્યારે મસ્તક ન નમાવવાનું વચન લઈ પોતાની પાઘડી ઉતારી આપી. ચારણ રણમલજીની દાતારીનાં ગુણગાન ગાતો ગાતો ત્યાંથી વિદાય થયો.

એક વખત એ જ ચારણ ફરતો ફરતો ઝાલાવાડમાં આવેલ અજમેર ગામમાં વરસંગદેવ ઝાલાના દરબારમાં જઈ પહોંચ્યો. ત્યાં તે મસ્તક નમાવ્યા વગર આશીર્વાદ ઉચ્ચારવા લાગ્યો. ચારણની આ રીત જોઈને ઝાલા રાજાને નવાઈ લાગી. તેથી તે બોલ્યો, 'બારોટજી, તમે રામરામ કર્યા વગર આશીર્વાદો ઉચ્ચારવા માંડ્યા, તે તમારા કાંધમાં લોઢાનો ખીલો ઠોકેલો છે શું?'

ચારણ એમ પાછી પાની કરે તેવો ન હોવાથી તેણે કહ્યું: 'વરસંગદેવ! મારા કાંધમાં ખીલો તો મોટો છે, અને તે મારા મસ્તક પરની રણમલજીની પાઘડી છે. રણમલજી સદા અણનમ હોવાથી તેની પાઘડી કોઈને નમે તેમ નથી.'

ચારણની વાત સાંભળી વરસંગદેવના અંતરમાં આગ ભભૂકી હોય તેમ ભાસ્યું. તે રણમલની કીર્તિ સાંખી શકયો નહિ. તે બોલ્યો: "ચારણદેવ! હવે રહેવા દો! એ રણમલિયો અમારાં વાછરડાં તગડતો ફરે છે એ જ કે બીજો?'

વરસંગદેવની વાત ચારણને બહુ જ વિષમ લાગી. તેથી તે બોલ્યો: 'જો રણમલજી ખરેખરો રણમલજી હશે, તો તરત તારો મદ ઉતારવા તત્પર થશે.' આટલું કહી ચારણ તરત જ રણમલજી પાસે આવ્યો અને બોલ્યો:

દૂહો:–રણમલિયા રણમલ્લ થઈ, અજમેરો ઉથાપ,
કળી–વાદળ વાળી લઈ, વરસંગદે વિયાપ.

ભાવાર્થ–હે રણમલિયા! તું ખરેખરો રણમલજી હોય તો અજમેર ઉથલાવી નાખ, અને તારું કટક લઈને વરસંગદેવના અભિમાનનો નાશ કર.

ચારણની આ વાત સાંભળીને રણમલે ચારણને સર્વે હકીકત વિસ્તારપૂર્વક પૂછી. તેથી સર્વ હકીકત જેવી બની હતી તેવી જ ચારણે તેને કહી સંભળાવી આથી રણમલે ઉત્તેજિત થઈને ઝાલા રાજાનો મદ ઉતારવા લશ્કર તૈયાર કરી ઝાલાવાડ તરફ કૂચ કરવા માંડી.

રણમલજીનું સૈન્ય અજમેરને પાદરે આવી પહોંચ્યું અને રણમલે વરસંગદેવ ઝાલા રાજાને રણમેદાનમાં આવવા આમંત્રણ આપ્યું.

રણમલજીનું સૈન્ય ખરેખર આવી પહોંચેલું જોઈ વરસંગદેવ મૂંઝવણમાં પડ્યો. તેને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો કે રણમલજી ચઢાઈ કરશે. તેના સૈનિકો તથા સરદારો પણ અજમેરમાં હાજર નહોતા. તેથી તેને પોતાના ઉતાવળાં વચનો માટે પસ્તાવો થવા લાગ્યો. તેણે પોતાની મૂંઝવણ રણમલજીની બહેન જાડેજીરાણી પાસે રજૂ કરી. જાડેજીરાણી ચતુર હોવાથી તેણે પોતાના પતિને સંકટમાંથી ઉગારી લેવા પોતાની પાસે મહેલમાં બેસાડી રાખ્યો.

થોડી વારમાં રણમલજીનું સૈન્ય શહેરમાં દાખલ થયું અને ચારે તરફ લૂંટફાટ મચાવવા મંડ્યું. રણમલજી પોતાની નાગી તલવાર સાથે વરસંગદેવને શોધતો મહેલમાં આવી પહોંચ્યો. આ વખતે તેની બહેન આડી ફરી અને પોતાના વીર બંધવનાં ઓવરણાં લઈ તેને પોતાનો ચૂડો સલામત રાખવા વીનવવા લાગી. બહેનની વિનવણીથી રણમલજી સહેજ શાંત પડ્યો. તે તે જ સમયે બહેનનું વચન માન્ય રાખીને પોતાના સરદારો સાથે ત્યાંથી પાછો ફર્યો.

રણમલજી અજમેરથી પોતાને ગામ મોરાણે જતો હતો, ત્યાં રસ્તામાં તેણે એક મુકામ કર્યો. એ મુકામથી થોડે દૂર કોઇ એક બીજી છાવણી તેના જોવામાં આવી. તપાસ કરતાં તેને જણાયું કે સાંગણ વાઢેરની કુંવરીનું આણું પાદશાહને વરવા માટે અમદાવાદ જાય છે. પાદ-

શાહના ઓફથી ડરી જઈ સાંગણ વાઢેરે પુત્રીની અનિચ્છા છતાં પાદશાહને વરાવવા મોકલી હતી. પરંતુ બહાદુર કુંવરી પાદશાહી સૈન્યને થાપ આપી છટકી જવાનો વિચાર કરી રહી હતી. ત્યાં તેને જાણ થઈ કે સામે દેદા રણમલજીની છાવણી છે. તેથી તે બહુ જ હર્ષિત થઈ. તેને જોવા માટે તેણે એક દાસીને મોકલી. દાસી રણમલજીની અપૂર્વ તેજસ્વિતા જોઈ છક્ક થઈ ગઈ. પોતાની બાઈ પાસે આવી તે રણમલજીના અથાગ સૌન્દર્યની પ્રશંસા કરતી કહેવા લાગીઃ

દુહોઃ—સુવર્ણ સરખી સુખછટા, રાજહંસ સમ ચાલ,
સૂરજ સરખી આંખડી, રણવંકો રણમાલ.

રણમલજીની પ્રશંસા સાંભળી કુંવરીને ખાતરી થઈ કે જરૂર રણમલજી તેને આફતમાંથી છોડાવશે.

આથી કુંવરીએ રણમલજીને પોતાની દાસી મારફત સઘળી હકીકત સંભળાવી. શરણાગતને રક્ષણ આપવાનો ધર્મ રણમલજી સારી રીતે જાણતો હતો, તેથી તેણે એક યુક્તિ રચી અને દાસીને તેની બાઈનું રક્ષણ કરવા વચન આપ્યું. દાસી રાજી થતી પોતાની બાઈ પાસે શુભ વર્તમાન જણાવવા દોડી ગઈ.

રણમલજીએ પોતાની યુક્તિ અનુસાર આણું લઈ જનાર સરદારોને તેના ઘોડા પોતાના ઘોડાઓ સાથે દોડાવવાનું આમંત્રણ આપ્યું. પેલા સરદારોએ એ વાત કબૂલ રાખી, અને બન્ને તરફથી શરત માટે તૈયારીઓ થવા લાગી.

રણમલજીએ ઊંચા પ્રકારના કચ્છી ઘોડાઓ શરતમાં મૂક્યા. પાદશાહી આણાના સારા પ્રકારના ઘોડાઓ પણ

શરતના મયદાનમાં આવી પહોંચ્યા. કચ્છી અને કાઠિયાવાડી અશ્વોનું પાણી જોવાને સૌનાં મન તલસી રહ્યાં. સમય થતાં જ બંને પક્ષના સરદારો મયદાનમાં ઉત્સુકતાપૂર્વક આવવા લાગ્યા. જ્યારે પાદશાહી રસાલાના સરદારો શરત જોવામાં તલ્લીન હતા ત્યારે રણમલજીનાં માણસોએ સાંગણ વાઢેરની કુંવરીને રથમાં બેસાડીને રથને પૂરવેગે મોરાણા તરફ જતો કર્યો.

આ તરફ શરત પૂરી થતાં જ્યારે પાદશાહી સરદારો પોતાની છાવણીમાં આવ્યા, ત્યારે તેમણે કુંવરીને તંબૂમાંથી ગેબ થયેલી જોઇ. હવે તેઓ રણમલજીની યુક્તિનું રહસ્ય સમજી ગયા. તેમણે તરત જ પોતાના અરધા માણસો રથ પાછળ દોડાવ્યા અને અરધા માણસોને રણમલજી પર હુમલો કરવા હુકમ આપ્યો. પરંતુ રણમલજી આવા નિર્બળ હુમલાથી ડરી જાય તેવો નહોતો. તેણે બહાદુરીપૂર્વક સામનો કર્યો. આ ઝપાઝપીમાં ઉભય પક્ષના અનેક માણસો મરાયા. બાકી રહેલા પાદશાહી માણસો વીલે મોઢે પાદશાહને ખબર આપવા અમદાવાદ તરફ ઊપડી ગયા.

સાંગણ વાઢેરની કુંવરીને રણમલજી સામંતોની કુશળતાથી મોરાણે લઇ આવ્યો. પરંતુ આ નવીન ઘટના જોઇ સોઢીરાણીના હૈયામાં ફાળ પડી. તેને વિચાર થયો કે રણમલજી વાઢેરકુંવરી સાથે પરણ્યા વિના રહેશે નહિ. આ વિચાર સોઢીરાણી જેવી પ્રમદા માટે અસહ્ય હતો. તેથી તે પોતાના બંને કુંવરોને લઇ પિયર ચાલી ગઇ. એટલે રણમલજી પોતાના સરદારો સાથે તેને મનાવવા ઊપડી નીકળ્યો.

ચાલતાં ચાલતાં રણમલજી જ્યારે આમરણને પાદરે આવ્યો, ત્યારે આમરણના થાણામાં રહેતા પોતાના મિત્ર પાદશાહી સૂબા મલેક લતીફને મળી, પાદશાહ શું કરવા ધારે છે તે જાણવાની તેને જિજ્ઞાસા થઈ.

આમરણને થાણે રહેલા પાદશાહી સૂબાને પ્રથમ કારભારી એક વાણિયો હતો, પણ મલેક લતીફે તેને કંઇ કારણસર મરાવી નાખેલ. તેથી કારભારું હવે વાણિયાના છોકરાના હાથમાં હતું. એ વણિકપુત્ર મલેક લતીફ પ્રત્યે વેર વાળવા બહુ જ તત્પર હતો. જ્યારે રણમલજી આમરણને પાદરે આવ્યો, ત્યારે છોકરાની દૃષ્ટિ તેના પર પડી. હમણાં બરાબર લાગ આવ્યો છે એ જોઇ તે રણમલજી પાસે ગયો અને કહેવા લાગ્યો, 'જે માણસને તમે ઉમંગભેર મળવા જાઓ છો, તે તો તમને પાદશાહી હુકમ અનુસાર મારી નાખવા કાવતરું રચી રહ્યો છે. માટે ચેતતા રહેજો.'

આ વાત રણમલજીના માનવામાં ન આવી. પણ વાણિયો મહાચાલાક હોવાથી તેણે વાત ઉલટાવી. રણમલજીને પાદશાહે 'કનક-વીજળી' નામની તલવાર ભેટ આપેલ તે તલવાર મલેક લતીફે જોઈ નહોતી, તેથી તે તેને જોવા બહુ જ ઉત્સુક હતો. હવે વાણિયો બોલ્યો, 'જો મલેક લતીફ તમારી પાસેથી તલવાર જોવાની માંગણી કરે, તો સમજી લેજો કે વાણિયો સાચો હતો.' આટલું કહી તે ચાલ્યો ગયો.

રણમલજીને મલેક લતીફની મિત્રતા પર શક પેદા

થયો, પણ તે ફરીને પાછો ભાગે એવો નિર્બળ નહોતો. તેથી તે તેને મળવા ગયો.

મલેક લતીફ રણમલજીને અચાનક જોતાં જ હર્ષભેર તેને ભેટી પડ્યો અને ક્ષેમકુશળ સમાચાર પૂછવા લાગ્યો. પરસ્પર વાર્તાલાપ પછી મલેક લતીફે રણમલજીની તલવાર જોવાની ઉત્કંઠા જાહેર કરી તેથી રણમલજીને વાણિયાની વાતમાં સહેજ તથ્ય લાગ્યું. તેણે તલવાર મ્યાનમાંથી કાઢી, મૂઠ મજબૂત પકડી, અને અણી તરફથી મલેક લતીફને તે બતાવવા માંડ્યો. પણ એવી રીતે તલવાર નીરખી શકાય તેમ નહોતું. તેથી મલેક લતીફે નિર્મળ દિલે તલવાર ખેંચવા માંડી. ત્યાં વિમાસણમાં પડેલા રણમલજીએ તલવાર મલેક લતીફના હાથમાંથી છોડાવી તેના મસ્તક ઉપર ઘા કર્યો. તેથી સૂબાનું મસ્તક તત્કાળ ધડ ઉપરથી જુદું પડ્યું. પણ તેનું ધડ તરત જ તલવાર ખેંચી પોતાનું કે પરાયું જોયા વગર તલવાર ફેરવવા મંડ્યું, તેથી ઉભય પક્ષના માણસો ઝપાઝપીમાં સામેલ થયા. તેમાં ઘણા મરાયા. મલેક લતીફનું ધડ લડતું લડતું આમરણ ગામની બહાર આવેલ તળાવ પાસે પડ્યું.

આ ધિંગાણામાં રણમલજીના ઘણા માણસો મરાયા છતાં તે સોઢીરાણી પાછળ પડ્યો. રસ્તામાં જ તેને રાણીના રથનો ભેટો થયો. તેણે સાંગણ વાઢેરની કુંવરીની સવિસ્તર હકીકત સોઢીરાણીને સમજાવી. તેથી રાણીના મનમાં જે સંદેહની ભાવના ઉત્પન્ન થઈ હતી તે નષ્ટપ્રાય થઈ, અને તે રણમલજી સાથે મોરાણે આવવા પાછી વળી.

રણમલજી મોરાણે આવતાં જ વિચારમાં પડ્યો, કે હવે પાદશાહની નજર તેના પ્રત્યે બહુ જ કરડી થઈ હશે. તેથી તેનું સૈન્ય જરૂર યુદ્ધનું આહ્વાન કરશે. પણ પોતાના સરદારો મરી પરવાર્યા હોવાથી તેનું લશ્કરી બળ ઘટી ગયુ હતું. આ કટોકટીભરી સ્થિતિમાં પોતાના બચાવ માટે તેણે પોતાના ભાઈઓ પાસેથી કચ્છ કંથકોટમાંથી પૂરતી મદદ લઈ આવવાનો નિશ્ચય કરી લીધો. તે જ દિવસે તે પોતાના રસાલા સાથે કંથકોટ પ્રતિ પ્રયાણ કરી ગયો.

અહીં પાદશાહના આણાની વહેલ તથા મલેક લતીફના ખૂનથી પાદશાહનો ગુસ્સો બહુ જ વધી ગયો હતો. તેણે પોતાના જંગી સૈન્યને મોરાણા પર ચઢાઈ કરવા મોકલ્યું. આ લશ્કર મોરાણે આવ્યુ ત્યારે રણમલજી પોતાના રસાલા સાથે કંથકોટ જવા સાત શેરડાને રસ્તે પડી ચૂક્યો હતો. આ વાતની પાદશાહી સૈન્યને ખબર પડતાં સૈન્ય પણ રણમલજી પાછળ ત્વરિત ગતિએ કૂચકદમ કરવા મંડ્યું.

રણમલજી ત્યારે અંતરજાર ગામ નજીક આવી પહોંચ્યો હતો. તેને પાદશાહી સૈન્યની ખબર પડતાં તે આગળ જવાને બદલે શાહી સૈન્યના મુકાબલા માટે ત્યાં જ રોકાઇ ગયો. તેની મદદમાં અંતરજારના આહિરો પણ શામિલ થયા.

શાહી સૈન્ય આવી પહોંચ્યુ અને ત્યાં ખૂનખાર યુદ્ધ જામ્યુ. તેમાં રણમલજી અને શાહી સૂબો બન્ને અતુલ પરાક્રમ દાખવી મરણને શરણુ થયા. વળી ઉભય પક્ષના બીજા પણ અનેક યોદ્ધાઓ કામ આવ્યા અંતે શાહી સૈન્યની જીત થઈ.

## ૨૨: જેસલ–તોરલ

જામ દેદાના વંશમાં જેસલ એક મહાપરાક્રમી બહારવટિયો થયો. તે પોતાના બહારવટિયાના મંડળ સાથે કચ્છ, કાઠિયાવાડ, ગુજરાત વગેરે પ્રદેશોમાંથી મોટી મોટી ધાડો મારી લાવતો અને અંજાર પાસેના આંબલીઓના ઝુંડમાં ભરાઈ રહેતો.

આ વખતે આજનું અંજાર શહેર સાત જુદાજુદા વાસમાં વહેંચાયેલું હતું. આ સાતે વાસ એ વખતે 'અજાડના વાસ'ને નામે ઓળખાતા. અંજારમાં હાલ જે સોરઠિયાના વાસ નામે ઓળખાતું ફળિયું છે, તે મુખ્ય વાસ હતો. તેનું તોરણ વિક્રમ સંવત ૧૦૬૧ માં કાઠી રજપૂતો તરફથી બાંધવામાં આવેલ હતું. એ વાસનો ઝાંપો હાલ અંજારની બજારમાં જ્યાં મોહનરાયજીનું મંદિર છે ત્યાં હતો. આ અજાડ વાસના નામથી અહીં જે શહેર વસાવવામાં આવ્યું, તેનું નામ અંજાર રાખવામાં આવ્યું. અંજારની બહાર ઉત્તર તરફ એ વખતે આંબલીઓનાં ઝાડ

એટલાં ખિચોખિચ હતાં કે, તેની અંદર સૂર્યનારાયણનાં કિરણો પણ ભાગ્યે જ પ્રવેશ પામતાં. આ અતિ ઘીચ વનનું નામ કજ્જલી વન રાખવામાં આવ્યું હતું. જેસલનું રહેઠાણ પણ આ વનમાં હતું. આજુબાજુના પ્રદેશમાં તેની હાક વાગતી. બહાદુરો પણ તેના નામથી કંપી જતા. તેણે અનેક જાનો લૂંટી હતી, અગણિત આથોનું હરણ કર્યું હતું, અને વળી અનેક અમર્યાદ પાપકર્મો પણ કર્યાં હતાં.

એક વખત જેસલ કાઠિયાવાડમાં લૂંટફાટ ચલાવી પાછો આવતો હતો, ત્યારે તેણે કાઠિયાવાડના કાઠીરાજાની તોરી નામની ઘોડીની અત્યંત પ્રશંસા સાંભળી. આથી તે તોરી ઘોડીને ચોરવા તે કાઠીરાજાની ઘોડારમાં પહોંચી ગયો અને ઘોડીને છોડી જવાનો લાગ શોધવા લાગ્યો.

કાઠીરાજા માતાપંથી હતો. તેથી તે વખતે તે પોતાના ભક્તમંડળ સાથે ત્યાં પૂજનકાર્યમાં લાગેલો હતો. આથી જેસલને લાગ મળ્યો નહિ, છતાં તેણે તક જોઇને ઘોડી છોડવા માંડી.

આ નવા માણસને જોઇને ઘોડી ચમકી ઊઠી, અને નાચકૂદ સાથે જમીનમાં લાગેલ ખીલો ઉખેડી નાસવા લાગી. ઘોડીને ખીલા સાથે નાસતી જોઇને તેના રખેવાળે તેને પાછી વાળી. રખેવાળને ઘોડી સાથે આવતો જોઈ જેસલ ત્યાં પડેલા ઘાસ નીચે સંતાઈ ગયો. પેલો રખેવાળ ખીલો પાછો ઠોકવા લાગ્યો. આ વખતે એવું બન્યું કે ખીલો જમીનમાં ઠોકવાને બદલે જેસલની હથેલીમાંથી આરપાર જઈ જમીનમાં ખૂંચી ગયો. પરંતુ બહાદુર

જેસલ યાતના સહન કરી છાનોમાનો પડી રહ્યો.

જ્યારે કાઠીરાજાનું પૂજનકાર્ય સમાપ્ત થયું અને પ્રસાદ વહેંચવામાં આવ્યો, ત્યારે એક માણસની પ્રસાદી વધી પડી. આટલામાં ક્યાંક માણસ હોવો જોઈએ એમ સમજી કાઠીરાજાએ તેની તપાસ ચલાવવા માંડી. ઘણી ખોળ કરતાં ઘોડારમાં વીંધાયેલા હાથ સાથે પડી રહેલા જેસલની તેને ભાળ લાગી. જેસલના હાથમાંથી ખીલો કાઢવામાં આવતાં જ તે ઊભો થયો. આ જોઈને કાઠીરાજાને બહુ જ નવાઈ લાગી. તેણે આમ સંતાઈ રહેવાનું કારણ પૂછતાં જેસલે સત્ય વાત કહી સંભળાવી અને કહ્યું કે, 'હું તો તોરીને લઈ જવા માટે આવ્યો છું.'

આ કાઠીરાજાનું નામ સાસતિયો હતું. તેને તોરી અથવા તોરલ નામની પરમ સિદ્ધિવાળી રાણી હતી. કાઠીરાજા મહાન ભક્તાત્મા હતો. તે કોઈની માગણી પાછી ફેરવે એવો ન હતો. એણે વિચાર્યું કે, જેસલ તોરીરાણીની માગણી કરે છે. તેણે તરત જ 'તથાસ્તુ' કહી તોરલરાણી જેસલને હવાલે કરી દીધી. ઘોડીને બદલે અત્યંત સ્વરૂપવાન સુંદરી મળતી જોઈને જેસલ બહુ જ આનંદિત થયો. તે બોલ્યો, 'હું તો તોરી ઘોડી લેવા માટે આવ્યો હતો.' આ સાંભળી કાઠીરાજાએ ઘોડી પણ તેને અર્પણ કરી.

જેસલ તોરીરાણીને લઈને કચ્છ તરફ ચાલવા લાગ્યો. દરિયાકિનારો આવતાં અંને જણા વહાણમાં બેઠાં. વહાણ વાયુવેગે મારગ કાપવા લાગ્યું. તે મધદરિયે આવ્યું,

તેવામાં અચાનક આકાશમાં વાદળાં ચઢી આવ્યાં. પવન સુસવાટા કરવા લાગ્યો. દરિયો તોફાનથી ખળભળી ઊઠયો. ડુંગર જેવડાં મોજાં ઊછળવા માંડયાં. જેસલનું વહાણ ડામાડોળ થવા લાગ્યું. એક જ ક્ષણે સઘળો મામલો પલટાઈ ગયેલો જોઈને જેસલને ખાતરી થઈ કે તેનું વહાણ હમણાં ડૂબી જશે. અનેકને હંફાવનાર બહાદુર બહારવટિયો પોતે કાંપવા લાગ્યો. સામે જ સતી તોરલ શાન્તિની મૂર્તિ માફક બેઠી હતી. તોરલના ચહેરા પર અજબ શાન્તિ અને દિવ્ય પ્રભાવ જોઈને જેસલને નવાઈ લાગી. તેને હવે ખાતરી થઈ કે આ કોઈ સામૂલી સ્ત્રી નહિ પણ એક પરમ સિદ્ધિવતી સતી છે. તરત જ તે સઘળું માન મૂકી દઈને સતી તોરલના ચરણમાં પડ્યો અને તેને પોતાનું રક્ષણ કરવા વીનવવા લાગ્યો. તોરલે તેનાં પાપોનો પ્રકાશ કરવાનું કહ્યું. અને તે ખુલ્લા મને પોતાનાં પાપો પ્રકાશવા લાગ્યો.

જેનું નામ સાંભળી ગર્ભવતીઓના ગર્ભ ગળી જતા, તે આ જેસલ ગરીબ ગાય બનીને પોતાનાં પાપ પોકારવા લાગ્યો. એક તરફથી તેના અંતરની દુષ્ટતા નષ્ટ થઈ, અને બીજી તરફથી દરિયાનું તોફાન શમી ગયું. એક જ પળમાં જેસલના જીવનમાં અદ્ભુત પરિવર્તન થઈ ગયું.

અંજાર પહોંચતાં જેસલ સતી તોરલ પાસેથી આધ્યાત્મિક જ્ઞાન મેળવવા લાગ્યો, અને સતીનું પવિત્ર ભાવે પૂજન કરવા લાગ્યો. તે દુષ્ટાત્મા મટીને ખરેખરો ધર્માત્મા બની ગયો.

એક વખત જેસલ કંઈ કાર્યવશાત્ બહારગામ ગયો હતો. એવામાં તેને ઘેર પાછળથી થોડાક ભક્તજનો આવ્યા. અતિથિસત્કાર માટે તોરલ પાસે કંઈ પણ સામગ્રી નહોતી. તે અત્યંત મૂંઝવણ પામી. તરત જ તેને સધીર નામનો એક વણિક વેપારી યાદ આવ્યો. તેની દુકાને જઈ તેણે તેની પાસેથી જોઈતી સામગ્રીની માંગણી કરી.

જેના સૌન્દર્ય આગળ ચંદ્રમા પણ ઝાંખો પડી જાય એવી પરમસુંદરી તોરલને જોઈને સધીરની આંખમાં શયતાને વાસ કર્યો. તેને અવળી મતિ સૂઝી. તેણે તોરલ પાસે પ્રેમયાચના કરી અને રાત્રે આવવાનું વચન માગ્યું. સતીએ માગણીનો સ્વીકાર કર્યો અને ત્યાંથી સામગ્રી લઇ તે ચાલી ગઇ.

રાત પડતાં મુશળધાર વરસાદ શરૂ થઇ ગયો, છતાં સતી પોતાના વચનને ખાતર વણિક પાસે ગઈ.

આવી મેઘલી રાતે તોરલને પોતાનું વચન પાળવા માટે આવેલી જોઈ વણિકને નવાઇ લાગી. વળી, નવાઇની વાત તો એ હતી કે વરસાદમાં આવેલી એ સતીનાં કપડાંને પાણીનો છાંટો સરખો પણ પડ્યો નહોતો. આ ચમત્કાર જોઈ વાણિયાને પોતાની ભૂલ સમજાઈ, અને તે સતી પાસેથી માફી માગવા લાગ્યો. તે દિવસથી વાણિયો સતીનો પરમભક્ત બની ગયો.

આ વખતે કચ્છમાં જેવી રીતે જેસલ અને તોરલ પવિત્રાત્મા ગણાતાં હતાં, તેમ તે વખતે ગુજરાતમાં રાવળ માલદેવ અને રાણી રૂપાંદેવીની પવિત્રાત્મા તરીકે કીર્તિ

ફેલાયેલી હતી. જેસલે રાવળ માલદેવને તથા રાણી રૂપાંદેવીને કચ્છ આવવા આમંત્રણ આપ્યું હતું, તેથી તેઓ બન્ને કચ્છ અંજાર આવવા નીકળી પડ્યાં હતાં. પરંતુ તેઓ અંજાર આવી પહોંચ્યાં ત્યારે તેને આગલે દિવસે જ જેસલ અને તોરલે સમાધિ લઈ લીધી હતી. આ બનાવ સાંભળી રાણી તથા રાવળ બહુ જ શોકગ્રસ્ત થયાં. જેસલ જાડેજાએ જ તેમને અંજાર બોલાવેલ હોવાથી તેઓ જેસલ-તોરલની સમાધિ પર તેમના વચનની યાદ અપાવતા ભજનની ધૂન લગાવવા મંડ્યાં.

કહેવાય છે કે, ત્રીજે દિવસે સમાધિમાંથી અવાજ આવતાં, રાવળ માલદેવ તથા રાણી રૂપાંદેવી સંતુષ્ટ થઈ પાછા ફર્યાં.

## ૨૩ : મોડપીર

જામ રાયધણના પુત્ર ગજણને બે કુંવર થયા—મોટો હાલો ને નાનો જેહો. જામ ગજણના મરણ પછી આ બન્ને ભાઈઓમાં ગરાસની વહેંચણી માટે ઝગડો થયો. તેમની વચ્ચેનું વૈમનસ્ય દિન પ્રતિદિન વધવા માંડયું. આ કારણથી કુટુંબક્લેશથી કંટાળીને નાના કુમાર જેહાએ બારાનો ત્યાગ કર્યો, અને તે લાખિયાર વિયરે આવીને પોતાના પિત્રાઈઓને આશરે રહેવા લાગ્યો. આ જેહાને ત્રણ કુંવર થયા—અબડો, સાડ અને રાયધણ.

જેહાનો કુંવર અબડો પણ પોતાના પિતાની માફક લખિયાર વિયરામાં જ રહેવા લાગ્યો. પણ લાખિયારની ગાદી પર જ્યારે વહેણ જામ આવ્યો, ત્યારે તેની સાથે ન બનવાથી અબડો પોતાના ભાઈ સાડ અને રાયધણને લઇ સિંધ નગરસમે તરફ ચાલવા લાગ્યો.

આ સમયે નગરસમેની ગાદી જામ ધાહા લાખાણી પાસે હતી. આ ધાહાના બાપે જામ ધાહા જાડાણી પાસેથી

નગરસમૈની ગાદી પચાવી પાડી હતી. આથી અબડાએ જામ ધાહા લાખાણી પાસે જઈને સિંધ નગરસમૈમાં પોતાનો ભાગ માંગતાં કહ્યું કે, 'નગરસમૈની ગાદી ઉપર અમારા દાદા લાખા અને લાખિયારનો બરાબર અર્ધો હક્ક પહોંચે છે. તેથી તે લીધા વિના હું જવાનો નથી.' આ વખતે અબડા પાસે લશ્કરી બળની જમાવટ હતી, તેથી જામ ધાહો વિચારમાં પડ્યો. તેનો વિચાર અબડાને કંઈ પણ ભાગ આપવાનો ન હતો. આ વાતમાં અંતે એવો નિર્ણય થયો કે દિલ્હીના પાદશાહ પાસે જવું અને તે જે ન્યાય આપે તે માન્ય રાખવો. આવો નિશ્ચય કરી બન્નેએ દિલ્હી જઈને પાદશાહ પાસે સર્વ હકીકત રજૂ કરી. આ વખતે ઇસ્લામનો પ્રચાર જોરશોરથી ચાલી રહ્યો હતો. પાદશાહે ફેંસલો આપ્યો કે, 'એમાંથી જે કોઈ ઇસ્લામધર્મ સ્વીકારે તે નગરસમૈની ગાદી ભોગવે.' પાદશાહનો વિચિત્ર નિર્ણય સાંભળી અબડો વિચારમાં પડ્યો. તે બહુ જ ટેકીલો હતો અને રાજ્યગાદી માટે ધર્મ ત્યજે એમ નહોતો. પણ ધાહો જામ બહુ જ સ્વાર્થી હતો. તેણે પાદશાહની શરતનો સ્વીકાર કર્યો. ઇસ્લામધર્મનો અંગીકાર કરી તેણે નગરસમૈની રાજ્યગાદી ઉપર પોતાનો હક્ક કાયમ કર્યો. આમ ધાહાને પાદશાહનું પીઠબળ મળી ગયું, તેથી અબડો તેની સામે ફાવે તેમ નહોતો. પાદશાહનો આ અવળો ઇન્સાફ સાંભળીને તે નિરાશ થઈ પાછો ફર્યો.

એ અરસામાં સિંધમાં બહાઉદ્દીન નામના એક સૈયદે ઇસ્લામનો પ્રચાર પૂરવેગથી કરવા માંડ્યો હતો.

સમા, સુમરા, સોઢા, સમેજા, નોડે, હિંગોરા, નોતિયાર આદિ અનેક રજપૂત જાતિઓને તેણે પોતાની કળા અને કુનેહથી ઇસ્લામમાં લેવા માંડી હતી.

જામ અબડો જ્યારે દિલ્હીથી પાછો ફરતાં કચ્છના રણમાં આવ્યો, ત્યારે તાપ સખત હતો તેથી તેને અને તેના સાથીઓને તૃષા લાગી. સૌ 'પાણી પાણી' એવા પોકાર કરવા લાગ્યા. પણ રણના મધ્ય પ્રદેશમાં પાણીનું એક પણ બિંદુ મળે તેમ ન હતું. આ વખતે બહાઉદ્દીન પીર તેમની સામે આવ્યો, અને સૌને પાણી પાઇને તેણે તેમને ઇસ્લામમાં આવી ગયેલા જાહેર કર્યા. પરંતુ ધર્મ જેવી વસ્તુનો આમ નાશ થઈ જાય, એમ માનનાર જામ અબડો ન હતો. તે રણ ઓળંગીને પહેલી જ તકે યાત્રામાં મોટાં મોટાં ધામ ફરી આવ્યો અને આ રીતે આપત્તિકાળમાં થયેલ દોષનું તેણે નિવારણ કર્યું.

જામ અબડો પોતાના વિશાળ પશુધન સાથે નગર-સમૈની હદમાં નિવાસ કરવા લાગ્યો. આ વખતે કચ્છમાં દુષ્કાળ હોવાથી ત્યાં જઈ શકાય તેમ ન હતું. તેથી સિંધ-માં રહ્યા વિના છૂટકો ન હતો. આ લોકો નગરસમૈની હદમાં પોતાની આયો ચારતા હતા. આથી જામ ઘાહો લાખાણીએ અબડાના માણસો ઉપર રોજ એક એક વચ્છ (પાડી) આપવાનો કાયદો બેસાડ્યો હતો, અને આ લોકો નાછૂટકે તેનું પાલન કરી રહ્યા હતા.

એક વખત એક વાણિયો જામ અબડાની વાંઢમાં બોર વેચવા માટે આવ્યો. આ સમયે જામ અબડાની

રાણી સોહાગદે ચાવડી ગર્ભવતી હોવાથી તેને બોર ખાવાની ઇચ્છા થઈ. વાણિયાને પાસે બોલાવી તે બોર જોવા લાગી. ચાખી જોવા માટે તેમાંથી બે-ચાર બોર ઉપાડીને તેણે મોઢામાં નાખ્યા. તે જ વખતે સોહાગદે ચાવડીને વાણિયાના બોર વગર કિંમતે ખાવાની મનાઈ કરનારો ગેબી અવાજ આવ્યો. આસપાસ બીજું કોઈ ન હોવાથી રાણી નવાઈ પામી. તેને ખાતરી થઈ, કે એ અવાજ તેના પેટમાંથી જ આવી રહ્યો હતો.

આ રીતે મોડપીરે માતાના ઉદરમાંથી જ ચમત્કાર બતાવ્યો હતો. જામ અબડાના મોટા કુંવરનું નામ સપડ હતું. તેની પછવાડે આ મોડકુંવરનો જન્મ થયો. મોડ-પીરને બાલ્યાવસ્થામાં સૌ કુડધર કહીને બોલાવતા હતા.

જામ ધાહાને તેના કરાર મુજબ નિત્ય એક એક વચ્છ આપવામાં આવતી હતી. એમ કરતાં એક વખત ગુમાઓ નામના સંગારનો વચ્છ આપવાનો વારો આવ્યો. આ ગુમાઓ સર્વે સંગારોનો મુખી હતો. તેની પાસે એક વચ્છ હતી. તેના પર તેની સાત ભેંસો દૂઝતી હતી. આથી એ વચ્છ સાત ભેંસો દૂઝી અત્યંત પુષ્ટ બનેલી હતી. ધાહા જામના માણસોને આ વચ્છ પસંદ પડવાથી તેઓ લઈ જવા લાગ્યા. સંગારના માણસોએ તેમને બીજી વચ્છ આપવા સમજાવ્યું. પરંતુ ધાહાના માણસોએ આ વાત માની નહિ અને તેઓ વચ્છને લઈ ગયા. તેથી સંગાર જામ ધાહાને મનાવવા નમ્રતાપૂર્વક વીનવવા લાગ્યો. અભિમાની ધાહા જામે સંગારની વાત પર લેશ પણ

ધ્યાન આપ્યું નહિ. ઊલટું તેણે વચ્ચેને કતલ કરી નાખવા પોતાના માણસોને કહ્યું. ઘાહાની આટલી બેપરવાઈ જોઈને સંગારનું હૃદય ઊકળી ઊઠ્યું. તે તરત જ પાછો વાંઢમાં આવ્યો, અને સઘળી હકીકત જામ અબડાના ભાઈ સાડને કહી સંભળાવી. જામ ઘાહાનું આટલું અભિમાન જોઈ સાડને બહુ ક્રોધ ચડ્યો. તેણે જામ ઘાહાનો ઘાટ ઘડી નાખવાનો નિશ્ચય કરી લીધો.

જામ ઘાહો નિત્ય સાંજને સમયે નગરસમૈની બહાર આવેલા પોતાના બાગમાં ફરવા આવતો હતો. આ વાત સાડના લક્ષની બહાર નહોતી. તેથી તે તથા ગુમાઓ સંગાર તક સાધી ત્યાં પહોંચી ગયા. આ વખતે જામ ઘાહો આનંદપૂર્વક બગીચામાં ફરી રહ્યો હતો. સાડ અને ગુમાઓ સંગાર ઓચિંતા તેની પાસે ધસી આવ્યા અને સાડે તેને તે જ વખતે પોતાની તલવારના એક જ ઝટકાથી પૂરો કરી નાખ્યો.

ઘાહા જામના પુત્રનું નામ સંજર હતું. જ્યારે તેને તેના પિતાના મરણની ખબર પડી, ત્યારે તે પોતાની ફોજ સાથે જામ અબડાની વાંઢ પર ચડી આવ્યો.

આ તરફ જ્યારે જામ અબડાને સાડના કૃત્યની ખબર પડી, ત્યારે તેને બહુ જ ખોટું લાગ્યું. પરંતુ હવે તો સંજરના લશ્કરનો સામનો કર્યા વિના છૂટકો નહોતો. તેથી તેણે વાંઢના મુખ્ય માણસો બોલાવી તેમની સલાહ માંગી.

સૌએ મળીને મરવું કે મારવું એવો નિશ્ચય કરી લીધો.

ઉભય પક્ષના માણુસો રણમયદાનમાં કૂદી પડયા. બહાદુર સંગારો અને સમાવીરો મરણિયા બનીને સંજરની ફોજ પર તૂટી પડયા. સંગારો અને સમાઓએ અતુલ પરાક્રમ દાખવ્યું. ભલ્લડ નામના એક સંગારે સંજરનાં નેજાનિશાન અને નગારાં ઝૂંટવી લઈને જામ અબડા પાસે રજૂ કર્યાં.

સમા અને સંગાર વીરોએ સંજરના લશ્કરને જબરી છક્કડ આપી હતી, તેથી તે પોતાના બચેલા માણુસો લઇને પાછો વળ્યો. તે વખતે સાડ તેને સામે આવવા પડકાર્યો, એટલે તે બોલ્યોઃ—

દૂહો–ભગો મ ભાંઈજ, નિંયાતો સે વરણ કે,
સુમી મ કજ નિંધરું, વૅર મ વિસારીજ.

ભાવાર્થ–મને ભાગી જતો સમજતો નહિ. હું જાઉં છું તે પાછો વળવા માટે જ. માટે તું ગફલતમાં રહેતો નહિ, તેમજ વેરને વિસારતો પણ નહિ.

સંજર ત્યાંથી સીધો પાદશાહ પાસે ગયો, અને તેની પાસે ધા દેતાં બોલ્યો, 'હે પાદશાહ ! સાડ સમાએ કરેલા જુલ્મની ફરિયાદ સાંભળ. એણે વચ્ચના વેરને કારણે જામ ઘાહા લાખાણીને ઠાર કર્યો છે.'

જામ અબડા અને સાડના જુલ્મથી પાદશાહને ક્રોધ ચઢ્યો. તેણે તેમનો મદ ઉતારવા માટે સંજર સાથે મોટી ફોજ રવાના કરી.

જામ અબડાને જ્યારે આ વાતની ખબર પડી, ત્યારે તે પણ કાયરની માફક ભાગવાને બદલે સામી છાતીએ લડવા તૈયાર થયો.

શાહી સૈન્ય આવી પહોંચતાં ઉભય પક્ષો રણમેદાનમાં ઝૂકી પડયા અને પરસ્પર મરવા તથા મારવા લાગ્યા.

સમા અને સંગારો આ લડાઈમાં બહુ જ વીરતાપૂર્વક ઝઝૂમ્યા, પણ શાહી સૈન્ય બહુ જ વિશાળ હોવાથી જામ અબડો, માડ અને બીજા સંગાર વીરો કામ આવી ગયા. આ વખતે અબડાના સૌથી નાના ભાઈએ પોતાના કુટુંબકબીલાને લઈ સલામતી ખાતર સિંધને તિલાંજલી આપી અને તે ગિર પ્રદેશ તરફ પ્રયાણ કરી ગયો.

આ સઘળી મંડળી જ્યારે ગિરપ્રદેશમાં આવી પહોંચી, ત્યારે રાયધણની કમરે લટકેલી તલવાર ગુમ થયેલી જણાઇ. આ તલવાર ઉચ્ચ કારીગરીની હોવાથી રાયધણ અફસોસ કરવા લાગ્યો, ત્યારે મોડપીર તરત જ રણને કિનારે ગયો. તેણે પાણીમાં હાથ નાખી તલવાર કાઢી કાકાને આપી. આ કાર્યથી સૌને નવાઇ લાગી, પણ તેની મહત્તા કોઇ પણ સમજી શકયું નહિ.

મોડપીર બાલ્યાવસ્થાથી જ દૈવી, ચમત્કારી અને નિઃસ્પૃહી જીવન જીવવા લાગ્યો હતો. તેથી સૌ તેને માનની નજરે જોતા.

મોડની ઉંમર નાની હોવા છતાં તેનું ડહાપણ અગાધ હતું. આથી સૌને તેની વાત સ્વીકાર્યા વિના ચાલતું નહિ.

એક વખત મોડપીરની કાકી તે રાયધણની સ્ત્રી સાથે અલણ સોનીની સ્ત્રી પણ વાતો કરતી બેઠી હતી. આ સોની સ્ત્રી વંધ્યા હોવાથી રાયધણની સ્ત્રી વાતવાતમાં બોલી,

'એક મોટો પીર તો આપણા ઘરમાં છે, છતાં તું શા માટે બહાર ભટકીને પીરની મિન્નત કર્યા કરે છે? આપણા મોડમાં પીરાઇનો પાર જ નથી. તે જરૂર આશીર્વાદ આપશે.'

સોની સ્ત્રીને આ વાત સત્ય લાગવાથી તે મોડ પાસે ગઈ અને આશીર્વાદ માટે વીનવવા લાગી. મોડને દયા આવતાં તેણે આશીર્વાદ આપ્યા.

આશીર્વાદ મળવાથી તે સોની સ્ત્રી પ્રસન્ન મુખે ઘેર ગઇ. યોગ્ય સમયે તેને પુત્ર જન્મ્યો. તેથી એ પતિપત્ની મોડને દૈવી વિભૂતિ માનવા લાગ્યા.

અલબ્ બત્ત સોનીને ત્યાં જે પુત્ર જન્મ્યો હતો તેના ચહેરાની અણસાર મોડને મળતી આવતી હતી. આથી કેટલાક લોકોને મોડના ચારિત્ર્ય માટે શંકા આવવા લાગી. મોડ પોતે આ વખતે ભરયુવાનીમાં હોવાથી રાયધણને પણ વહેમ પડ્યો. તેથી તેણે ખિયરા ચારણ સાથે મસલત કરી અને મોડ વિશે ભૂંડા દૂહા મોડને સંભળાવવા ચારણને મોકલ્યો.

આ ચારણ જ્યારે મોડ પાસે ગયો ત્યારે તે દાતણ કરી રહ્યો હતો. મોડની સાદાઈ, નમ્રતા અને એના આત્માની ઉચ્ચતા નિહાળી ચારણ ભૂંડા દૂહા ગળી ગયો અને મોડની પ્રશસ્તિ ગાવા લાગ્યો.

ચારણની વાતમાં મોડને વિચિત્રતા ભાસતાં તેણે ચારણને તે વિશે પૂછ્યું, ત્યારે ચારણે સત્ય હકીકત રજૂ કરી. ચારણની કળા જોઇને મોડ રાજી થયો, અને તેણે ચારણને એક સારા પ્રકારની ભેંસ દાનમાં આપી.

જામ રાયધણે ચારણને દૂહા વિશે પૂછતાં ચારણે મોડની અતિ પ્રશંસા કરી, તેથી રાયધણની છોંઠપનો પાર રહ્યો નહિ. મોડની કીર્તિ સહન કરવાને તે તૈયાર ન હતો.

મોડની પ્રશંસા અમદાવાદના પાદશાહને કાને પડતાં તેને મોડને જોવાની ઇચ્છા થઈ. તેણે મોડને પોતાને ત્યાં તેડાવ્યો અને તેની બહુ જ આગતાસ્વાગતા કરી.

ઘણા દિવસ સુધી પાદશાહની મહેમાનગીરી ચાખી મોડ પાછો ફર્યો. તેને સોરઠ જવાની ઇચ્છા થતાં, તે કાકા સાથે કૂચ કરવા લાગ્યો. તેણે સૌથી પ્રથમ ઓખા પર મીટ માંડી, અને ત્યાંના વાઢેરોને લડવા આહ્વાન કર્યું. મોડની શક્તિથી પરિચિત થયેલા વાઢેરે લડવાને બદલે સુલેહનું કહેણ મોકલાવ્યું. વળી, તેમણે પોતાની કુંવરી કુન્તાદેને મોડ સાથે પરણાવી.

ઓખાના વાઢેરો સાથે સંબંધ બાંધીને મોડ જેઠવાઓના મુલક તરફ ફર્યો. જેઠવાઓમાં પણ તેણે પોતાની આણ વર્તાવી. આમ થોડે થોડે આખા સોરઠમાં તેનાં પરાક્રમનો ડંકો વાગી રહ્યો.

જેઠવાઓના બરડા ડુંગરમાંથી થઈને મોડપીર પીરાણપટ્ટણ આવ્યો. અહીં પીરાણપટ્ટણમાં પાદશાહી થાણું હતું. થાણાવાળાઓ તેને આથો ચારતા અટકાવવા લાગ્યા. આથી જાડેજા વીરો પીરાણપટ્ટણ ઉપર તૂટી પડ્યા. તેમણે પાદશાહી થાણું ઉડાવી મૂક્યું.

અહીંથી મોડ ભાદર નદીને કિનારે આવ્યો, ત્યારે વરસાદ પૂર જોશથી પડતો હતો. ભાદર નદી ઉછાળા

મારતી હતી અને બે કાંઠે ભરપૂર ધસી આવતી હતી. આમ પૂર વેગે વહેતી ભાદરને જોઈને મોડપીર તેને ઉદ્દેશી બોલવા લાગ્યો: "ભાદર માતા! તું એક પવિત્ર નદી છે, અને તારે કાંઠે જ મૃત્યુ પામવાની મારી. અભિલાષા છે. પણ હમણાં તો તારે અમને માર્ગ આપવો જ પડશે. જો મેં મારા જીવનમાં કંઈ પણ અયોગ્ય વર્તન દાખવ્યું ન હોય, તો તું તારા ધસતા પૂરને ખાળીને અમને પાર ઊતરવાને માર્ગ આપ." -

મોડપીરના મુખમાંથી ઉપર્યુક્ત વચનો બહાર પડતાં જ ભાદરનાં પૂર હટવા લાગ્યાં. આખો રસાલો ભાદર વચ્ચેથી માર્ગ કાઢતો આગળ ચાલવા લાગ્યો.

હવે, પીરાણપટ્ટણનું થાણું લૂંટાયાની વાત પાદશાહના જાણવામાં આવી, ત્યારે તેને જાડેજાઓના જુલ્મ પર અત્યંત ક્રોધ વછૂટ્યો. તેણે તરત જ મોટી ફોજ તૈયાર કરી અને તેને જાડેજા સૈન્યની પૂંઠ પકડવા મોકલી દીધી. મોડપીરનું સૈન્ય ભાદર નદી ઓળંગી રહ્યું હતું, તે જ વખતે શાહી ફોજ ભાદરને કાંઠે આવી પહોંચી. તેઓ પણ મોડને રસ્તે નદીમાં ઊતર્યા, પણ તેઓ થોડું ચાલ્યા ત્યાં પાણીનાં પૂર ધસી આવ્યાં અને આખી ફોજ તણાઈ ગઈ.

ભાદર નદીને કાંઠે એક જોગણ મઢૂલીમાં રહેતી હતી. જ્યારે તેણે જાણ્યું કે, મોડ દિવ્ય શક્તિ દ્વારા પોતાના સૈન્યને ભરપૂર પાણીમાંથી ક્ષેમકુશળ કાંઠે લઈ આવ્યો છે, ત્યારે તે તેનાં દર્શન કરવા આવી. ત્યાં મોડપીરનું પવિત્ર મુખ જોઈ તે તેની સાથે રહેવા તૈયાર થઈ.

આટલામાં કચ્છમાં દુષ્કાળનો સમય વીતી ગયો હતો, તેથી મોડ તે તરફ જવા તૈયાર થયો. તે જ્યારે રણ ઓળંગી આવ્યો ત્યારે મામૈદેવ જે સિંધથી ગિરનાર જતો હતો તેનો ભેટો થયો. મોડપીરે તેને પોતાની સાથે રહેવા વિનંતિ કરી. આથી મોડની ઇચ્છાને માન આપી મામૈદેવ તેની સાથે ચાલ્યો. આવી રીતે સંતત્રિપુટી એકત્ર થઈ.

કચ્છપ્રદેશમાં દાખલ થઈ તેઓ દરિયાકાંઠા તરફથી ચાલવા લાગ્યા. આ કાફલો જ્યારે જોગણીનાળ પાસે આવી પહોંચ્યો, ત્યારે તે સ્થળ જોગણી દેવીને અત્યંત ચમત્કારી અને રમણીય લાગ્યું. તેણે સર્વેની અનુમતિ લઈ પોતાનું નિવાસસ્થાન ત્યાં જ રાખ્યું.

જોગણી દેવીને છોડી સર્વ મંડળ હાલના ગુંદિયાળી ગામ અને માંડવીની વચ્ચે આવ્યા. ત્યારે તાપ સખત હોવાથી સૌને અત્યંત તૃષા લાગી. પણ રણમાં પાણી મળે પણ ક્યાંથી? આ વખતે જામ રાયધણે પોતાના માણસોને એક વીરડો ખોદવાની આજ્ઞા કરી. આ કવખતની આજ્ઞા સાંભળી બધા માણસો સિંધિ ભાષામાં બોલી ઊઠ્યા, "ખુઅર.તાં ખોધાંધો મસ કો" (વીરડો તો ખોદાશે માંડ કાં!) આ વાત ઉપરથી અહીં જે ગામ વસાવવામાં આવ્યું, તેનું નામ મસકો રાખવામાં આવ્યુ.

લોકોને પાણી માટે તરફડતા જોઈ મોડપીર બધાને નજીકમાં જ આવેલ દરિયાકિનારા તરફ લઈ ગયો. દરિયો આવતાં મોડપીર પાણીમાં ઊતર્યો. તેણે પોતાના ચોફાળના ચાર છેડા લાકડીઓ ઉપર ગોઠવ્યા અને કહ્યું, 'જ્યાં આ ચોફાળના પડછાયાથી છાંયડો પડે છે ત્યાંનું પાણી

પીઓ.' આ વાત પ્રથમ તો મશ્કરીરૂપ લાગી. પણ જ્યારે બધા પાણી પીવા લાગ્યા, ત્યારે ખારા પાણીને બદલે સાકર સમાન મીઠું પાણી લાગ્યું. સૌએ પોતપોતાને જોઈતો જથ્થો એકઠો કરી લીધો. દરિયાકાંઠે રહેતા વાઘેરો પણ દોડી આવ્યા અને પાણી ભરવા લાગ્યા.

મોડ ત્યાંથી રાયણ થઈ, ત્યાંથી ચાલીને વીંઝાણની પાસે આવેલા કરોડિયા ગામે આવી પહોંચ્યો.

વીંઝાણમાં એ વખતે હોથી બાંહેરો, મનાઈના વંશવાળો, રાજ્યઅમલ ચલાવી રહ્યો હતો. આ હોથી આજાનબાહુ (ઢીંચણ સમાન લાંબા હાથવાળો) હોવાથી તેને સૌ હોથી બાંહેરોના નામથી બોલાવતા. તે બહુ પરાક્રમી હતો અને વીઝાણના ઘણા ભાગના પ્રદેશ પર તેની આણ હતી.

વીંઝાણ અને કરોડિયા ગામની વચ્ચે આવેલ તળાવ પર આ બન્ને ગામની આથો પાણી પીવા આવતી હતી. બાંહેરાના માણસો અભિમાનના મદમાં મોડના માણસોની હંમેશા છેડછાડ કરતા હતા. જાડેજાની આથો નચિંતાઈપૂર્વક સીમમાં ચરતી હોવાથી હોથી પોતાના માણસોને જાડેજા વિરુદ્ધ ઉશ્કેરતો હતો. તેણે જાડેજાને સીમમાંથી હાંકી કાઢવા સારુ વંગા વલાસામાં રહેતા સંજર અને કારો નામે નોતિયારને—પોતાના મસિયાઈ ભાઈઓને—પોતાની મદદ માટે બોલાવ્યા. પોતે પોતાના સૈન્ય સાથે જાડેજાઓ ઉપર ચઢી આવ્યો.

હોથીને ચઢી આવેલો જોઈ જાડેજાઓએ પણ તૈયારી કરી. તેઓ મામૈદેવની સલાહ પૂછવા તેની પાસે ગયા.

મામૈદેવે તરત જ આત્મધ્યાન કરીને કહ્યું:

દૂહો—નીરોણ' નિંગાર–તડ, ગું'ત્રી, ચિત્રાણ',
મિડે મૉંડ મુછારજા, ડિસજે જામાણ'.

ભાવાર્થ—નીરોણો, નિંગારતડ, ગુંત્રી, ચિત્રાણ' એમ સૌ સ્થળે મોડની જ જામ પદવી મને જોવામાં આવે છે.

મામૈદેવના આ ભવિષ્યકથનથી જામ રાયધણ ખુશ થયો. બીજે દિવસે તે પોતાના સૈન્ય સાથે હોથીનો સામનો કરવા સામો આવ્યો.

એ જ રાત્રે હોથીના મસિયાઈ ભાઈઓ પણ પોતાના સૈન્ય સાથે આવી પહોંચ્યા. તેઓ જામ રાયધણના સૈન્યને હોથીનું સૈન્ય સમજી તેમને જઈ મળ્યા. ત્યાં રાયધણે તેમને કસૂંબો આપ્યો. પાછળથી તેમને ખબર પડી કે આ લશ્કર તો હોથીના દુશ્મનનું છે, ત્યારે તેઓ વિચારમાં પડયા. જેનો પોતે કસૂંબો પીધો તેની સાથે આ લોક લડે એમ નહોતું. તેથી તેઓ નિષ્પક્ષ રહેવાના વિચાર પર આવ્યા. બીજે દિવસે તેઓ હોથી પાસે ગયા અને સમજૂતી માટે તેમને સમજાવવા લાગ્યા. ત્યારે હોથીએ ગુસ્સાપૂર્વક તેમને રાયધણ સાથે મળી જવા કહ્યું, તેથી બંને ભાઈઓ અપમાનનું વેર લેવા રાયધણના લશ્કર સાથે રહ્યા.

બીજે દિવસે સવારે બંને પક્ષો વચ્ચે ખૂનખાર લડાઈ શરૂ થઈ, તે છેક સાંજ સુધી ચાલી.

સાતસો કહેર રજપૂતો અને નવસો જાડેજાઓના સૈનિકો માર્યા ગયા. જામ રાયધણે મામૈદેવને પૂછ્યું કે, 'કહેર લોકો કચ્છ જીતી જશે કે શું?'

મામૈદેવે વિચાર કરીને રાયધણને તરત ત્યાંથી કૂચ

કરવાની સલાહ આપી. જોકે રાયધણ કંઈ સમજી શક્યો નહિ, છતાં આજ્ઞાપાલન માટે તેણે પોતાના સૈન્યને હુકમ આપી દીધો. તેઓ ત્યાંથી નાંગ્રેચા પાસે આવેલ મેહાર-ભિટ્ટ પાસે અટકયાં.

હોથી સાથેની લડાઈમાં મોડપીરે ભાગ લીધેલ ન હોવાથી મામૈદેવે તેને પણ લડાઈમાં ઊતરવા કહ્યું.

આ તરફ જ્યારે હોથીએ જોયું કે રાયધણનું લશ્કર કૂચ કરી જાય છે, ત્યારે તેણે પણ પૂંઠ પકડી. તે મેહાર-ભિટ્ટ પાસે આવી પહોંચ્યો. આ વખતે મામૈદેવનો પરમ ભક્ત જામ મૂળવોજી પણ પોતાના સૈન્ય સાથે રાયધણને સહાય કરવા માટે આવી પહોંચ્યો હતો. આમ અણધારી મદદ મળી જવાથી રાયધણના સૈન્યમાં અજબ ઉત્સાહ ફેલાઈ ગયો. આ સઘળા લોકો હોથીના સૈન્ય ઉપર તૂટી પડયા. મામૈદેવની અતૂટ શ્રદ્ધાને લીધે જામ રાયધણ અત્યંત ઉત્સાહથી લડી રહ્યો હતો. આ વખતે હોથી પોતાના મસિયાઈ ભાઈઓને તેમની બેવફાઈનો બદલો આપવા તક શોધી રહ્યો હતો. એટલામાં સંજર પર તેની દૃષ્ટિ પડી. તેણે સંજરને પડકાર્યો. સંજરે પડકાર ઝીલી તેના પર સાંગનો ઘા કર્યો. પણ હોથી ચાલાકીપૂર્વક છટકી ગયો. ત્યારે સંજરે તલવારનો ઘા કર્યો અને હોથીના બંને પગ કપાઈ ગયા. હોથી હેઠે પડયો, તેથી તેના લશ્કરમાં ભંગાણ પડયું. હોથીના અંગરક્ષકો હોથીને ઝોળીમાં લઈને પાછા ફર્યા.

જામ રાયધણે ભાગતા કહેરોની પૂંઠ પકડી અને શાખડી નદી પાસે તેમને પકડી પાડયા. ત્યાં સર્વે કહેરો

તેને શરણે આવ્યા. જામ રાયધણે તેમને વીંઝાણનો ત્યાગ કરી જવા ફરમાવ્યું.

મોડપીરે પોતાના નાના ભાઈ અબડા અબડાણીને વીંઝાણની રાજ્યગાદી પર અભિષેક કર્યો. પરંતુ વીંઝાણ કરતાં વડસરની ભૂમિ વધારે યોગ્ય જણાવાથી પાછળથી તેણે અબડા જામને વડસરમાં બીજી વાર ટીલે બેસાડયો. તેના તરફનો સઘળો પ્રદેશ તેના નામથી 'અબડાસા'ને નામે ઓળખાયો.

અબડા જામને રાજ્યગાદી પર નિયુક્ત કરી મોડપીર ત્યાંથી ચાલતો થયો. તેણે વંગઢો પાસે મોડ હુઆ પર આવીને પોતાનું સ્થાન જમાવ્યું. આથી તે વિભાગ 'મોડાસા' તરીકે પ્રખ્યાત થયો.

મોડપીરને કુબેર, હિંગોરા અને લોજદે નામના ત્રણ કુમાર થયા. તેઓ પણ તેના જેવા પરાક્રમી નીવડચા.

જ્યારે મોડનું મૃત્યુ નજીક આવ્યું, ત્યારે તેણે પોતાની સર્વે સત્તા પોતાના કુમારોને સોંપી દીધી. તેની અભિલાષા ભાદરને કાંઠે પ્રાણત્યાગ કરવાની હતી, તેથી તેણે તે તરફ પ્રયાણ કરવા માંડયું. આ વખતે સામૈદેવ પણ સાથે ચાલવા લાગ્યો. ભાદર નદીને કિનારે આવેલા વાડાસાડા નામના ગામની પાસે તેણે એક સુરમ્ય સ્થાન પસંદ કરી લીધું, અને ત્યાં જ તેણે દેહનો ત્યાગ કર્યો.

દંતકથા એવી ચાલે છે કે મોડપીરની નનામી ઊડીને વાડાસાડાથી બારાબાએઠ થઈ આખરે વંગઢો આવી, અને ત્યાં તેની અંતિમ ક્રિયા કરવામાં આવી. મોડપીરનાં અનેક સ્થળે સ્થાનક છે. આજે પણ તે પીર તરીકે પૂજાય છે.

## ૨૪: ધરતીએ માર્ગ આપ્યો !

જામ જખરો અથવા અબડો અબડાણી વડસરની રાજ્યગાદીએ આવતાં જ તેણે આસપાસના પ્રદેશ પર પોતાના શૌર્યની સુંદર છાપ પાડી. તેની દક્ષતા અને દાન વીરતાનો ડંકો દશે દિશામાં ગાજી રહ્યો. તેના અપૂર્વ પરાક્રમથી તે 'અબડા અણભંગ'ના ઉપનામથી કચ્છમા પ્રખ્યાત થયો.

મોડપીરના પ્રાણત્યાગ પછી મામૈદેવ ગિરનાર થઈ પાછો જામ અબડા પાસે આવ્યો અને ત્યા રહેવા લાગ્યો. જામ અબડો મામૈદેવનો પરમ ભક્ત બની ગયો હતો. આથી જામ અબડાના એક માનીતા લગાને અદે-ખાઈ આવી તેણે મામૈદેવના પોલની પાઘડી ખોલવા એક ત્રાગડો રચ્યો. તેણે રસોયા સાથે મળીને મામૈદેવ માટે બિલાડીનુ શાક તૈયાર કરાવ્યું. જ્યારે સર્વે જમવા બેઠા, ત્યારે બિલાડીના માંસનુ શાક મામૈદેવ સામે આવ્યુ. મામૈદેવ તરત જ સમજી ગયો. જામ અબડાએ એક હલકા

માણસને માનીતો કરેલ હોવાથી મામૈદેવ બહુ જ ગુસ્સે થયો. તેણે એક સોટી ઉપાડી શાકની થાળને મારી. એટલે તરત જ તેમાંથી મિંયાઉં મિયાઉં કરતી બિલાડી ઊભી થઈ અને ભાગી ગઈ. આ ચમત્કાર સૌ અજાયબ થઈને જોવા લાગ્યા. લંગાનું મોં કાળું મેશ થઈ ગયું. એ જ વખતે મામૈદેવ અબડા જામને રોષપૂર્વક કહેવા લાગ્યોઃ—

દૂહો–ન કો મેતો મેંધરો, ન જાચક માગણ જોય,
ઓટઈ તોજી અબડા, લગો કન લગોય, .

ભાવાર્થ–હે અબડા જામ! તેં તારા પડખામાં કોઈ મહેતા, મુત્સદ્દી કે શુભેચ્છક યાચકને રાખવાને બદલે આ લંગાને રાખ્યો છે, માટે હવે તારી પડતી થવાની છે.

દૂહો–હિકડા વેંધા મસીત, બેં હથ કરે;
ધીંગી ધાર ધરા, તોજી ઓટઈ અબડા.

ભાવાર્થ–એક મસ્જિદમાં જશે, અને બીજા હાથમાં કરા ઉપાડશે. હે અબડા જામ! તારી ધીંગી ધરા હવે પડતી દશામા આવવાની છે.

આટલુ કહેતા મામૈદેવ ત્યાથી ચાલ્યો ગયો અને અબડો જામ પોતાની ભૂલનું પ્રાયશ્ચિત્ત કરી રહ્યો.

આ વખતે સિંધ ઉમરકોટમાં હમીર સુમરાનો વંશજ ભૂંગળ સુમરો રાજ્ય કરતો હતો. આ સુમરા પાસે એક અપૂર્વ તલવાર હતી. એ તલવારમાં એક વખત ખાડો પડ્યો. આ તલવાર પર એવું પાણી ચઢાવેલુ હતું કે તેમાં પડેલ ખાડો કોઈ પણ કારીગર કાઢી શક્તો નહિ. તેણે તે માટે બહુ જ કોશિશ કરી, પણ તે નિરાશા જ પામ્યો.

છેવટે એક લુહારકન્યાએ ભૂંગળ સુમરાને સંદેશો મોકલાવ્યો, કે જો સુમરો તેને પરણવાની કબૂલાત આપે, તો પોતે એ ખોરો પૂરી શકે તેમ છે. સુમરાએ તે શરત સ્વીકારી. લુહારકન્યાએ પોતાની કળાથી તલવાર દુરસ્ત કરી આપી, તેથી તેનાં લગ્ન થઈ ગયાં. આ લુહારબાળાથી સુમરાને ચનેસર નામે એક કુમાર થયો. એ જ અરસામાં બીજી રાણીને પેટે તેને ત્યાં ઘોઘાકુમારનો જન્મ થયો.

ભૂંગળ સુમરો સ્વર્ગવાસી થતાં તેના ભાયાતો મોટા કુમાર ચનેસરનો રાજ્યાભિષેક કરવા લાગ્યા. ત્યારે ચનેસર પોતાની માતાની આજ્ઞા માટે ગયો. રાજ્યના ઘણાખરા ભાયાતો આ હલકા કુળની કન્યાને પેટે જન્મેલા કુમારની વિરુદ્ધ હતા. તેથી તેમણે ઘોઘાનો રાજ્યાભિષેક કર્યો. આ વાતની ચનેસરને ખબર પડી, ત્યારે તે ગુસ્સામાં આવી ગયો અને તેણે પોતાની માતાની સલાહ માગી. તેથી તે વ્યંગપૂર્વક બોલી, 'આટલા સમય સુધી ઘરમાં હું અને તારી સ્ત્રી હતાં. હવે તું પણ અમારી સાથે થયો. માટે આપણે ત્રણે જણ ચરખો ફેરવીશું અને ગુજરાન ચલાવીશું.' આ વાત ચનેસરને તીર સમાન લાગી. તેથી તે પોતાના અપમાનનો બદલો લેવા દિલ્હીના પાદશાહ પાસે ગયો. ત્યાં તેણે તેની મદદ યાચી. તેણે સિંધની અતુલ સૌન્દર્યવતી સુમરીઓ પરણાવવાનું વચન આપ્યું. તેથી પાદશાહે તેને સહાય માટે વિશાળ સૈન્ય આપ્યું.

સિંધ ઉમરકોટની પાદરમાં આવતાં દિલ્હીના અલાઉદ્દીન પાદશાહે પોતાના સરદાર હુસેનખાં સાથે સંદેશો

મોકલાવ્યો કે, 'જો ચનેસરને તેનો અરધો હિસ્સો આપવામાં નહિ આવે તો દિલ્હીના શાહનું વિશાળ સૈન્ય અલ્પ સમયમાં જ ઉમરકોટને કચડી નાખશે.'

આ ધમકીથી ઘોઘોકુમાર ડરી જાય તેમ નહોતો. તે યુદ્ધ માટે તૈયાર થયો. હવે બંને પક્ષો વચ્ચે તુમુલ યુદ્ધ ચાલવા લાગ્યું. ઘોઘો પોતે બહુ જ પરાક્રમી હોવાથી શાહી સૈન્યનું કચ્ચરઘાણ વાળવા માંડ્યો. પણ તેની નાની ફોજ શાહી સૈન્યને પહોંચી શકે તેમ નહોતી. તેથી તેણે મરણિયો સામનો કરવાનો વિચાર કર્યો. તેણે પોતાના મહાલયની સર્વ સુમરી સુંદરીઓને કચ્છમાં જામ અબડા અણભંગ પાસે પોતાના બે વિશ્વાસુ માણસો સાથે મોકલાવી. પોતે પોતાના ભત્રીજા નગર સાથે લડવા લાગ્યો. આ લડાઈમાં નગર બહુ જ બહાદુરી સાથે મરાયો. આમાં ઘોઘાનું પણ મસ્તક છેદાઈ ગયું, છતાં તેનું ધડ લડવા લાગ્યું. જ્યારે ધડ ઠંડું પડયું, ત્યારે એક સરદારે તેના પર લાત મારી. આથી ચનેસરને અચાનક ગુસ્સો ચઢ્યો. તેણે તલવારથી એ સરદારને મારી નાખ્યો. તેથી શાહી સરદારો તેના પર તૂટી પડ્યા અને ચનેસર પણ મરાયો. આખરે અલાઉદ્દીનની ફોજનો સંપૂર્ણ વિજય થયો.

અલાઉદ્દીન પાદશાહે નગરમાં પોતાના સૈન્ય સાથે પ્રવેશ કર્યો. રણવાસમાં જઈને તે સુમરીઓ શોધવા લાગ્યો. પણ ત્યાં સુનકાર હોવાથી તેની આશા ભાંગી પડી. તપાસ કરતાં માલૂમ પડયું, કે બધી સુમરીઓ તો કચ્છ તરફ પ્રયાણ કરી ગઈ છે. તેથી તેણે પણ પોતાના સૈન્ય સાથે પૂંઠ પકડી.

આ તરફ ઘોઘાના વિશ્વાસુ અનુચરો–ભાગ સૂમરો અને પેથો ચોહાણ અબડા જામની તપાસ કરતા આગળ ચાલવા લાગ્યા. તેઓ પ્રથમ જામ આરી કહેરના પ્રદેશમાં આવ્યા. આરી કહેર પોતે એક પરાક્રમી વીર હતો. તેણે સુમરીઓની યોગ્યતાનુસાર આગતાસ્વાગતા કરી અને શાહી ફોજને બની શકે ત્યાં સુધી રોકી રાખવા વચન આપ્યું.

સુમરીઓ ત્યાંથી આગળ ચાલી અને જૂણેચા અબડાને ત્યાં આવી પહોંચી. એને જ જામ અબડો માની લઈને તેમણે તેને શરણ આપવા યાચના કરી.

જૂણેચો અબડો વિચારમાં પડી ગયો. અલાઉદ્દીન જેવાનો સામનો કરવાની તેનામાં શક્તિ નહોતી. તે બોલ્યોઃ– 'તમને રક્ષણ આપે એવો વડસરનો જામ અબડો તે બીજો. હું તો અબડો જૂણેચો છું. મારામાં એટલી શક્તિ નથી.'

અહીંથી સુમરીઓ નોત ગામે આવી. એ વખતે ત્યાં નોતના રાજા ઉઢાર અથવા મોડ નોતિયારનાં લગ્ન હોવાથી ત્યાં ધામધૂમ હતી. મોડ પોતે એક વીરપુરુષ હતો. તેણે જ્યારે સુમરીઓની દુઃખદ કહાણી સાંભળી, ત્યારે તે બહુ જ દુઃખી થયો. તેનામાં રક્ષણ આપવાની શક્તિ ન હોવાથી તેણે માત્ર શાહી સૈન્યને રોકી રાખવાનુ વચન આપ્યું.

ત્યાંથી સુમરીઓ જુભેર નામના એક જાગીરદાર કુંભારને ત્યાં આવીને ઊતરી. તેણે પણ શાહી સૈન્યને બનશે ત્યાં સુધી રોકી રાખવાનું વચન આપ્યુ.

રોહાના ડુંગર પાસે આવતાં સઘળી સુમરીઓ થાકી ગઈ. હવે તેમનાથી એક ડગલું પણ ચાલી શકાય તેમ ન-

હોતું. આથી પેથો ચોહાણ સુમરીઓ પાસે બેઠો અને ભાગ સુમરો જામ અબડાને હકીકતથી વાકેફ કરવા વડસર તરફ ચાલ્યો.

ભાગ સુમરાએ જામ અબડાને સર્વે હકીકત સમજાવી, તેથી જામ અબડો તેમને સહાય કરવા તૈયાર થયો. તેણે તરત જ ગાડાં મોકલાવ્યાં અને સુમરીઓ ગાડાંમાં બેસીને જામ અબડા પાસે આવી પહોંચી.

આ તરફ અલાઉદ્દીન પોતાની ફોજ સાથે સુમરીઓ પાછળ આવતો હતો. રસ્તામાં અનુક્રમે જામ આરી કહેર, જૂણેચો અબડો, મોડ નોતિયાર તેમજ જુંભેર કુંભારે મજબૂત ટક્કરો ઝીલી, પણ ત્યાં શાહી સૈન્ય વિજય પામ્યું.

હવે શાહી ફોજને કોઇ રોકનાર ન હોવાથી તે વડસર તરફ ઊપડ્યો.

જ્યારે જામ અબડાએ સાંભળ્યું કે શાહી ફોજ રણ ઓળંગીને આવે છે, ત્યારે તેણે પોતાની સર્વે તૈયારી કરવા માંડી.

જામ અબડાના ડાયરામાં ઓરસો નામે મેઘવાળ હતો. તે હંમેશાં પોતાની મૂછને ત્રણ વળ ચઢાવતો. તેથી ઘણી વખત જામ અબડા પાસે તેની ફરિયાદ આવી હતી. પણ ઓરસો એક વીર નર હોવાથી જામ અબડો એ વાતો પ્રત્યે ધ્યાન આપતો નહોતો.

જ્યારે અલાઉદ્દીન વડસરથી થોડે દૂર છાવણી નાખીને પડ્યો રહ્યો, ત્યારે ઓરસો જામ અબડા પાસે આવ્યો અને તેણે અલાઉદ્દીનનું ખૂન કરી નાખવા રજા માંગી. પણ દુશ્મનને

કાયરની માફક મારી નાખવાને બદલે મેદાનમાં મરવું કે મારવું, એવા નિશ્ચયવાળો જામ અબડો રજા આપી શક્યો નહિ. તેણે માત્ર અલાઉદ્દીનના કાન ચમકી જાય તે માટે કંઈ ચમત્કાર કરી બતાવવા કહ્યું. તેથી ઓરસો રાત્રીને સમયે સિંધી કુતરાની ખાલ ઓઢીને ચોપગો થઈ શાહી છાવણીમાં ગયો. અલાઉદ્દીન સૂતો હતો ત્યાં જ અલાઉદ્દીનની રત્નજડિત કટારી લઈ, તેણે તેને સ્થાને ચામડા સાફ કરવાની રાંપડી ગોઠવી અને પોતે તંબૂની દોરી કાપી પાછો ચાલ્યો આવ્યો. બીજે દિવસે સૂર્યોદય સમયે તેણે જામ અબડાને રાતની ઘટના કહી સંભળાવી. તેથી જામ અબડાએ અલાઉદ્દીનને સંદેશો પાઠવ્યો કે, 'જેટલી વાર તારી કટારી ઉપાડી જતાં લાગી તેટલી જ વાર તારું મોત નિપજાવતાં લાગશે. માટે તારો જીવ વહાલો હોય તો પાછો વિદાય થઈ જા.'

અલાઉદ્દીનને જ્યારે આ વાતની ખબર પડી, ત્યારે તે હેરત પામ્યો. જામ અબડાની ચાલાકી ઉપર મુગ્ધ થઈ તેણે સુમરીઓ સોંપી સુલેહ કરવા જણાવ્યું. પણ જામ અબડો એમ શરણે આવેલી અબળાઓને સોંપી દે તેમ નહોતો. તેણે લડાઈનો ડંકો વગાડ્યો અને બન્ને સૈન્યો વચ્ચે ખૂનખાર યુદ્ધ મચ્યું.

અલાઉદ્દીન સામે લડવા પ્રથમ જામ અબડાનો ભાઈ સપડ ગયો, પણ તે ત્યાં મરાયો. તેથી જામ અબડો પોતે યુદ્ધે ચડ્યો. ઉભય સૈન્ય બહુ જ વીરતાપૂર્વક લડવા લાગ્યું. આ યુદ્ધ એકવીસ દિવસ સુધી ચાલ્યું, છતાં જામ અબડાએ

મચક આપી નહિ.

આ વખતે પાદશાહે પોતાના મહમ્મદશાહ જોડે જામ અબડાને કહેવડાવ્યું કે, 'પારકી ઓરતો માટે શા માટે વિનાશ નોતરવા તૈયાર થયો છો? જો હજુ પણ એ સુમરીઓ અમને સોંપતો હોય તો અમે યુદ્ધ બંધ કરવા તૈયાર છીએ.'

પાદશાહના આ સંદેશાથી જામ અબડો નમી જાય તેમ નહોતું. તે પોતાની નીતિને વળગી રહ્યો.

જામ અબડો સત્ય માર્ગ પર હતો. તેનું સૈન્ય હજુ નામનું બાકી રહ્યું હતું. છતાં તે મેરુપર્વત સમાન અડગ રહ્યો હતો. આથી મહંમદશાહ સરદાર અલાઉદ્દીનની પાસે જવાને બદલે જામ અબડાની ફોજમાં જ રહ્યો.

હવે જામ અબડો આખરી યુદ્ધ લડી, આ પાર કે પેલે પાર કરવાનો મક્કમ નિશ્ચય પર આવી ગયો હતો. અબડા જામના છેલ્લા પ્રયાસમાં સુમરીઓ પણ તેને આશીર્વાદ આપવા માટે આવી અને ઓવારણાં લેવા લાગી. અબડા જામે જતાં પહેલાં સુમરીઓને એક દૂધનો કટોરો આપીને કહ્યું, "આ દૂધનો રંગ ફરી જાય અને એ રક્તવર્ણું થઈ જાય ત્યારે સમજી લેજો કે તમારો આ ભાઈ વીરગતિને પામ્યો છે."

આ છેલ્લા યુદ્ધમાં જામ અબડાનું ઘણું લશ્કર કપાઈ ગયું. મહમ્મદશાહ સરદાર પણ મરાયો. સાથે જામ અબડો પણ ત્રણ દિવસ અને રાતના સતત યુદ્ધ પછી

મરાયો. આમ કચ્છની ભૂમિ પરથી તેજસ્વી સૂર્યસમાન જામ અબડો અસ્ત પામ્યો.

અબડો જામ પડતાં જ સુમરીઓ પાસેનો દૂધનો કટોરો રક્તમય થઈ ગયો. તેથી સુમરીઓ અલાઉદ્દીનના પંજામાંથી છટકી જવા તરત જ ત્યાંથી નાસવા લાગી.

અલાઉદ્દીનને જ્યારે આ વાતની જાણ થઈ, ત્યારે તે પણ પાછળ પડ્યો. સુમરી સતીઓ અલાઉદ્દીનના સૈન્યને જોઈ પ્રભુ પાસે યાચના કરવા લાગી. તેથી તે જ વખતે જાણે પ્રભુએ તેમની પ્રાર્થના સાંભળી હોય તેમ જમીન ફાટી અને બધી સુમરીઓ તેમાં સમાઈ ગઈ. તેમની સાથે એક લંગી હતી, તેની ઓઢણીનો છેડો થોડો બહાર રહ્યો. પોતાની ટેકને ખાતર સુમરીઓ અને જામ અબડો સદાસર્વદા કચ્છના ઇતિહાસ પર અમર થઈ ગયાં.

જામ અબડાનું સ્થાનક હજુ પણ વડસર પાસે નદી-કિનારે છે. તેની ચારે તરફ મોટું કબ્રસ્તાન આવેલું છે. અહીં હોળીના પડવાને દિવસે દરસાલ મોટો મેળો ભરાય છે, અને દર ચાંદરાતે જાડેજાઓ તેના પવિત્ર સ્મરણની યાદગીરીમાં તેને કસૂંબો ચડાવે છે.

દુહોઃ-અઠ મૂઠું જેંજ્યું મૂછડીઉં, સોરીં હથ ધડો,
સરણ રખંધલ સુમરીઉં, અભંગ ભડ અબડો.

**ભાવાર્થ**:-જેની મૂછો આઠ મૂઠ લાંબી છે અને સોળ હાથ જેવું શરીર છે, એ અણુભંગ જામ અબડો જ સુમરી-ઓને શરણ આપી શકે.

દૂહો:–જખરા! તું જસ ખરો, બ્યા મિડ઼ે ઐં ખાન,
મિટ્ટી ઉન મકાન, અસલ હુઈ ઈતરી.

ભાવાર્થ:–હે જામ જખરા (અખડાનું બીજું નામ છે), ખરેખરો યશસ્વી તો તું જ છે. બીજાઓ તો માત્ર કહેવાના જ મોટા છે. જે માટીમાંથી તું ઘડાયો, તે તો એટલી જ હતી.

દૂહો:–જખરા! તું જસ ખરો, બ્યા મિડ઼ે ઐં મીર,
જિડાં પડ઼્યો જખરો, તિડાં ન પડ઼્યા પીર,
મિટ્ટી ઉન ખમીર, અસલ હુઈ ઈતરી.

ભાવાર્થ:–હે જખરા જામ! ખરેખરો યશ તો તારો જ છે, બીજા તો કહેવાના જ મીર છે. જે ભણતર તું ભણ્યો, તે ભણતર દેવો પણ ભણી શક્યા નથી. તારા ખમીરવાળી માટી તો એટલી જ હતી.

દૂહો:–જખરા! તું જિયેં તાજો મંધો કેની મ સુણાં,
અખિયેં ને હિંયે, નાલો તાંજે નેહજો.

ભાવાર્થ:–હે જખરા જામ! તું સદા જીવતો રહેજે. તારું માઠું કદી સંભળાશો નહિ. અમારી આંખોમાં અને અંતરમાં તારા નેહનું નામ જ અંકિત થયેલું છે.

દૂહો:–જખરે જેંડો જુવાન, ડિસાં ન કો ડેહમેં,
મિટ્ટી ઉન મકાન, અસલ હુઈ ઈતરી.

ભાવાર્થ:–જામ જખરા જેવો જુવાન દેશભરમાં એક પણ જોવામાં આવતો નથી. જામ જખરો જેમાંથી ઉત્પન્ન થયો તે માટી તો એટલી જ હતી.

જેમ કચ્છના લોકસાહિત્યમાં જામ જખરાનું નામ અમર છે, તેમ કચ્છના અતિ પુરાતન ચારણી સાહિત્યમાં તેનું નામ સુવર્ણાક્ષરે અંકિત છે. આ રહ્યું એવું એક પુરાણું ચારણી ગીતઃ—

રૂપક

સરણે વહે આવી સુમરીઉં, નિરમલ નયણે ભીની,
મારો ભૂંગર વીર મહાદલ, કોય ન એસી કીની.
સુંદરીઉં સોરાં વરસાંરી* રાજ સુમરાં રાણી,
સિંધા× આવી સરણ તિહારી, આસે હું અભડાણી.
હાથી ડુંગર જેમ હાલેઆ, જોધ મહાદલ જેતા,
અભડાણી રણથંભ રચાયા, કોંધ‡ નચાયા કેતા.

* સોળ વર્ષની સુંદરીઓ. × સિંધથી ‡ માથું ઊતર્યા પછી જેનું ધડ લડે તે.

## ૨૫ : જગડુશાહ

જામ રાયધણુ પછી લાખિયાર વિયરાની ગાદીએ જામ ઓઠો આવ્યો અને બારાની ગાદી પર જામ ગજણુ આવ્યો. જામ ઓઠાને ત્યાં પુત્ર જન્મ્યો તેનું નામ ધાહો રાખવામાં આવ્યું. જામ ગજણુને ત્યાં બે પુત્રો થયા. તેમાં મોટાનુ નામ હાલો અને નાનાનું નામ જેહો. બારાની ગાદી હાલાના હાથમાં આવતાં તેની અને જેહાની વચ્ચે અણુબનાવ જાગ્યો. આ કારણુથી જેહો ત્યાંથી રિસાઈને લાખિયાર વિયરામાં ઓઠા જામ પાસે આવ્યો અને ત્યાં જ રહેવા લાગ્યો. બારામાં આ વખતે જામ હાલા અને કંડ-પ્રદેશના જતો વચ્ચે ઝગડો જાગતાં હાલા જામે ઓઠા જામને પોતાની મદદે બોલાવ્યો. તેથી જામ ઓઠો તરત જ મદદ માટે આવ્યો. તેણે જે જત લોકો હાલા જામને કનડગત કરી રહ્યા હતા, તેમને હાંકી કાઢયા.

આ જામ ઓઢો પરાક્રમી પુરુષ હતો.

જામ ઓઠા પછી લાખિયાર વિયરાની ગાદી તેના

કુમાર ધાહાના હાથમાં આવી. આ વખતે બારામાં જામ હાલાનો દીકરો રાયધણ થયો. જામ હાલાનો ભાઈ જેહો, જે રિસાઈને જામ ઓઠો પાસે રહેતો હતો, તેનો દીકરો અબડો આ વખતે ધાહાની ચાકરીમાં હતો. તેથી તેમજ જામ ધાહાની ચઢતી દશા જોઈને રાયધણના અંતરમાં આગ સળગવા લાગી. આ કારણથી તે લાખિયાર વિયરાના સેડા સંધાને અવારનવાર નુકસાન પહોંચાડવા લાગ્યો. આથી જામ ધાહા તથા રાયધણ વચ્ચે અણબનાવ જાગ્યો. પાછળથી બન્નેને રણસંગ્રામમાં ઊતરવું પડ્યું અને તેમાં રાયધણ હાર પામ્યો.

આ જામ ધાહો બાહોશ, પરાક્રમી અને દાનવીર રાજવી હતો.

આ સમય દરમ્યાન કચ્છમાં જગડુશાહ નામે એક દાનવીર પુરુષ પેદા થયો. એના જેવો ભાગ્યે જ બીજો કોઈ દાતાર પેદા થયો હશે.

જગડુશાહના પૂર્વજો કંથકોટના ઇતિહાસપ્રસિદ્ધ પ્રદેશમાં રહેતા હતા. પરંતુ જગડુશાહનો પિતા સોળશાહ કંથકોટથી નીકળીને ભદ્રાવતી નગરીમાં રહેવા લાગ્યો. આ નગરી કચ્છમાં હાલના ભદ્રેશ્વરની નજદીકમાં જ પૂર્વ તરફ આવેલી હતી. મહાભારતમાં વર્ણવાયેલી સુવનાશ્વ રાજાની ભદ્રાવતી નગરી તે જ હતી. પાંડવોએ અશ્વમેધ-યજ્ઞનો ઘોડો અહીં જ બાંધ્યો હતો, એમ કહેવાય છે. ભદ્રાવતીમાં ભૂતકાળની એ યાદીરૂપ દુદાશાના શિવાલયના થાંભલા, તેના ઘુંમટ પરનો થોડો ભાગ, દુદાવાવ, આશાપુરી દેવીનું જર્જરિત દેવાલય તથા બે પુરાતન મસ્જિદોનાં

ખંડેરો અનંત કાળને માપતાં આજે પણ ઊભાં છે.

વસઈ અથવા જગડુશાહનાં કહેવાતાં દેરાં જૂની ભદ્રાવતીની પૂર્વ દિશાએ આવેલાં છે. તેમની બાંધણી આબુ પર્વત પર આવેલા દેલવાડાનાં જૈન મંદિરોના જેવી જ જણાય છે.

જગડુશાહનો પિતા સોળશાહ શ્રીમાળી વણિક જ્ઞાતિનો હતો. તેને ત્રણ સંતાન થયાં. જગડુશાહ પર લક્ષ્મીદેવીની અત્યંત કૃપા હતી. તેને માટે કહેવાય છે કે જગડુશાહ એક વખત ખેતર વાવી રહ્યો હતો, એટલામાં ત્યાંથી કેટલાક ભૂખ્યા સાધુઓ નીકળ્યા. જગડુશાહને તેમના પર દયા આવવાથી તેણે ખેતર વાવવા માટે આવેલા બીજ સાધુઓને આપી દીધાં અને પોતે બીજને ઠેકાણે કાંકરા વાવી ઘેર પાછો વળ્યો. તેને ખાતરી હતી કે ખેતરમાં કંઈ પણ ધાન્ય પાકશે નહિ. તેથી તે ત્યાં આંટોફેરો કરવા પણ જતો નહિ. જ્યારે લોકો તેના ખેતરમાં ઊગેલા મોલની પ્રશંસા કરવા લાગ્યા, ત્યારે તે વાત તેને મશ્કરીરૂપ લાગી. પણ બધા લોકો મશ્કરી કરે નહિ એમ સમજી તે રાતે છાનોમાનો ખેતરમાં ગયો. ત્યાં ઊગેલા મોલ જોઇ તેનું અંતર હર્ષાવેશથી નાચી ઊઠ્યું. આગળ જતાં એ ખેતરમાં અનાજને બદલે સાચાં મોતીના દાણા બંધાયા. પરિણામે જગડુશાહ ધનવાન બની ગયો.

જગડુશાહ જેટલો સંપત્તિવાન હતો, તેટલો જ દાનવીર પણ હતો. તેના સમયમાં મહાભયંકર ત્રણ દુષ્કાળો પડ્યા. તે વખતે તેણે પોતાની અતુલ સંપત્તિ ગરીબો માટે વાપરવા માંડી હતી, અને દુષ્કાળના કરાળ બાહુપાશમાંથી મુલક આખાને છોડાવ્યો હતો.

જગડુશાહને સંતતિમાં પ્રતિમતિ નામની એક કન્યા હતી. કર્મસંજોગે તે વૈધવ્ય પામેલી હોવાથી જગડુશાહે તેના કલ્યાણઅર્થે કેટલાંક જૈન મંદિરો અને દેરાં બંધાવ્યાં હતાં.

જામ ઘાહાને બે કુંવર હતા. મોટાનું નામ વહેણુ અને નાનાનું નામ રાજડ. ઘાહા જામના અવસાન બાદ લાખિયાર વિયરાની રાજ્યગાદી જામ વહેણુના હાથમાં આવી. બારામાં પોતાના ભાઈ સાથે રિસાઈને જામ ઓઠા પાસે આવેલ જેહાના કુંવર અબડા અને વહેણુ જામ વચ્ચે અણબનાવ ઉત્પન્ન થયો. આથી જામ વહેણે તેને પોતાના બાપદાદાની જાગીરમાં જવા જણાવ્યું. પણ જે જાગીર પોતાનો પિતા ત્યાગી ગયો હતો, તેમાં પોતે પ્રાણાંતે પણ ન જઈ શકે, એમ સમજી તે પોતાના રસાલા સાથે સિંધ તરફ પ્રયાણ કરી ગયો.

લાખિયાર વિયરાની અને બારાની રાજ્યગાદી વચ્ચે ઝગડો ન શમ્યો તે ન જ શમ્યો. આથી વહેણુ જામ અને રાયધણ વચ્ચે અવારનવાર ઝગડો થવા માંડ્યો અને બંનેનુ બળ દિનપ્રતિદિન ઘસાતું ચાલ્યું. જામ વહેણે વિચાર કર્યો કે આવા કટોકટીના સમયમાં લાખિયાર વિયરામાં રહેવું એ જોખમકારક છે. તેથી તે પોતાનો વસવાટ હબા ડુંગર પર લઈ ગયો, અને અવારનવાર તક સાધી રાયધણની જમીનમાં લૂંટફાટ ચલાવવા લાગ્યો. જામ વહેણુનો વસવાટ બહુ જ સુદૃઢ હોવાથી રાયધણ ફાવી શકતો નહિ અને તેને રોજ નુકસાન સહન કરવું પડતું. આ કારણથી જામ રાયધણે વખત વિચારી જામ વહેણુ સાથે સુલેહ કરી. ફરી પાછા બંને જણ શાંતિપૂર્વક રાજ ચલાવવા લાગ્યા.

। જામ વહેણ સાથે રાયધણે દેખીતી રીતે સુલેહ કરી, પણ તેના દિલમાંથી વેરની આગ બુઝાઈ ન હતી. તેથી તે તક શોધવા લાગ્યો.

એ અરસામાં દિલ્હીના પાદશાહનો શાહજાદો મક્કે હજ કરવા જતો હતો. તે રાયધણના બારા ગામેથી પસાર થયો. આવી તક હાથ ચડવી મુશ્કેલ છે, એમ સમજી રાયધણે શાહજાદાને તેના રસાલા સાથે રોકી લીધો. ખૂબ આગતા-સ્વાગતા કરી તે તેને જામ વહેણ વિરુદ્ધ ભંભેરવા લાગ્યો. જામ વહેણનું અભિમાનયુક્ત વર્તન સાંભળી શાહજાદો ગુસ્સે થયો અને જામ વહેણનો મદ ઉતારવા હબા ડુંગર પર ચઢી ગયો.

હબા ડુંગરનો કિલ્લો અત્યંત મજબૂત હોવાથી તેના પર ચડી જનારની ભાગ્યેજ જીત થાય તેમ હતું. આ વખતે પણ એમ જ થયું. જામ વહેણનો મદ ઉતારવા આવેલ શાહજાદો પોતે હારી ગયો અને વીલે મોઢે પાછો ફર્યો.

જામ વહેણ ઉપર શાહી ફોજ મોકલનાર જામ રાયધણ પોતે જ છે, એ સાંભળી જામ વહેણના ગુસ્સાનો પાર રહ્યો નહિ. તેણે ફરીથી જામ રાયધણનાં લશ્કરમાં લૂંટફાટ કરવા માંડી.

જામ વહેણની લૂંટફાટથી જામ રાયધણની રૈયત દિન પ્રતિદિન અકળાવા લાગી. જામ વહેણનું નિવાસસ્થાન પણ હબા જેવા સુરક્ષિત કિલ્લામાં હોવાથી તેને પહોંચી વળવાના સર્વે પ્રયત્નો નિષ્ફળ ગયા. તેથી જામ રાયધણે વહેણ જામને નમતું દઈને સુલેહ કરી. આ રીતે બાપદાદાઓના વેર પર ફરી એક વાર તેણે થીંગડું માર્યું.

## ૨૬ : મામૈદેવ અને મૂળવો જામ

મામૈદેવ લંગાની મશ્કરીથી અબડા જામને શાપ આપીને મૂળવા જામ પાસે હબા ડુંગર પર આવી પહોંચ્યો.

આ વખતે વહેણુ જામની ગાદીએ જામ મૂળવો હતો. જામના બન્ને હાથ શીળીની અસરથી તદ્દન અકડાઈ ગયા હતા, અને અનેક ઉપાયો છતાં તે સીધા થયા નહિ.

બારાની ગાદીએ જામ રાયધણનો પુત્ર કુબેર થયો. તેની પછવાડે તરત જ તેનો પુત્ર જામ હરધોળ ટીલે બેઠો. આ હરધોળ જામ મહા જોરાવર હોવાથી તેણે થોડા સમયમાં પોતાની સત્તા જમાવી દીધી. જે જત લોકોને ઓઢા જામે કંડપ્રદેશમાંથી કાઢી મૂક્યા હતા, તેમને તેણે પાછા બોલાવી લીધા. વળી તેણે બોરીચા અને કાઠીઓને પણ બોલાવી લીધા. આમ જામ હરધોળનું જોર વધી પડતાં તેણે જામ ઓઢાના વંશજો સાથેનું જૂનું વેર પાછું તાજું કરવાની તજવીજ ચલાવવા માંડી.

· જામ મૂળવાના હાથ અકડાઈ ગયેલા હોવાથી તેની રાજ્યસત્તા તેના નાના ભાઇ હરભમજીના હાથમાં હતી. આ વખતે લાગ જોઈને જામ હરઘોળ લૂંટફાટ કરી જતો. આવી રંજાડને લીધે મૂળવો જામ સદા ચિંતાતુર રહેતો.

આ કટોકટીને સમયે મામૈદેવ આવ્યો, ત્યારે મૂળવા જામને અત્યંત આનંદ થયો. મૂળવો જામ પોતે મામૈદેવ પ્રત્યે પૂજ્યભાવ ધરાવતો હતો. તેને મામૈદેવની સિદ્ધિમાં અજબ શ્રદ્ધા હતી. આથી મામૈદેવનું આગમન તેને માટે એક રાહત સમાન હતું. તેણે દેવની ખૂબ ખાતરબરદાસ· કરી અને પછી પોતાની વ્યથા રજૂ કરી. દેવ પોતે થોડી વાર આત્મધ્યાનમાં મગ્ન રહ્યો. પછી તેણે ત્રેંજાળ ઉપર પાડો ચડાવવા મૂળવા જામને પોતાની સાથે ચાલવા કહ્યું. મામૈદેવની આજ્ઞાનો તરત જ અમલ થયો. એક પાડો લઈ સર્વે રસાલો ત્રેંજાળ તરફ જવા લાગ્યો. આ વખતે પાડા સાથે એક ખડેલો (નાનું પાડું) પણ ચાલવા લાગ્યો. તે કેમે કરતાં પાડાનો કેડો મૂકતો નહોતો. તેને ત્યાંથી હાંકી કાઢવા અનેક પ્રયત્નો થયા પણ ખડેલો પાછો ફર્યો નહિ. જ્યારે મામૈદેવને આ વાતની ખબર પડી ત્યારે તે બોલ્યોઃ 'કચ્છનું રાજ્ય તો તમારું જ છે; પણ આ ખડેલાનાં શુકન પરથી જણાય છે કે તમારા વંશજોને થોડીઘણી કનડગત અવશ્ય થશે.'

ત્રેંજાળ પર બલિદાનની યોગ્ય વિધિઓ આટોપી રહ્યા બાદ દેવે મૂળવા જામને પેલા બંને પાડાનો બલિ આપવા તેમના પર તલવાર ચલાવવા કહ્યું. પરંતુ મૂળવા

જામના બંને હાથ અકડાઈ ગયેલા હતા, તેથી તેણે તેમ કરવા અશક્તિ દેખાડી. છતાં દેવે તલવાર હાથમાં લેવા આગ્રહ કર્યો. એટલે આગ્રહવશ થઈ મૂળવા જામે તલવાર ઉપાડી. તલવાર હાથમાં આવતાં જ મૂળવા જામના હાથમાં અજબ ચેતન આવ્યું. તેણે એક જ ઝાટકાથી બંને પાડાને રેંસી નાખ્યા, આ ઘટનાથી સૌને આશ્ચર્ય થયું. મૂળવો જામ પોતે પણ ઉપકારવશ થઈ મામૈદેવને પગે પડ્યો. દેવે તેમને આશીર્વાદ આપ્યા અને પહેલી ચઢાઈ જત લોકો ઉપર લઈ જવા આજ્ઞા કરી.

મૂળવો જામ પાછો હબા પર આવ્યો ને જબરી ફોજ તૈયાર કરી જત લોકો પર ચઢી ગયો. જે જે જતો તેના હાથમાં આવ્યા તેમની તે કતલ કરવા લાગ્યો. જતો મૂળવા જામનો સામનો કરી શકે તેમ નહોતા, તેથી નાસભાગ કરવા લાગ્યા. મૂળવો જામ તેમને પકડી પાડવા માટે ખરડીના કંડ પર ચઢી બેઠો. જત લોકોએ વિચાર્યું કે મૂળવા જામ સામે તેઓ જરા પણ ટકી શકે તેમ નથી. તેથી તેઓ હથિયાર હેઠાં મૂકી શરણે આવ્યા.

જામ મૂળવો જ્યારે જતોને તાબે કરવાના કાર્યમાં રોકાયેલો હતો ત્યારે હરધોળ જામે વિચાર્યું કે, જામ મૂળવાની આથો ઉઠાવી જવાનો આ સારો પ્રસંગ છે. તેથી તે મોટી ફોજ સાથે હબા ડુંગર તરફ નીકળ્યો. મૂળવા જામની મોટી આથોને તથા જે કાછેલા ચારણો તેની વસ્તીમાં આવી રહ્યા હતા તેમની પોઠોને તેણે હરી લીધી અને પેલા આહિરો સાથે સિંધ તરફ રવાના કરી.

મૂળવા જામની રાણીને આ સમાચાર મળતાં તેણે ભિંયા મેરૈયા નાગના વફાદાર માણસ સાથે સંદેશો મોકલાવ્યો:—

દુહો:-પોંઇચે ડઈ પછાડ, આઓર રણ ઉકર્યા વિંધે,
કચ્છી કચ્છ કમાડ, માટ ન ઘટે મૂળવા.

ભાવાર્થ:-આથોને ઉપાડીને આહિર લોકો રણ ઊકરી જાય છે. માટે હે કચ્છના રક્ષક મૂળવા જામ! તને અહીં શાંત બેસી રહેવું ઘટતું નથી.

મૂળવાને આ ચોંકાવનારા સમાચાર મળતાં તેણે તરત જ પોતાની ફોજને બારડીબિટ્ટ પરથી કૂચ કરવાનો હુકમ કરી દીધો.

મૂળવા જામનું સૈન્ય હરાઈ ગયેલાં ઢોરો પાછળ પડયું. દિવસો ગરમીના હતા તેથી મૂળવા જામના સૈનિકો મધ્યાહ્ન સમયે તૃષાથી પીડાવા લાગ્યા. સૌ પાણીની શોધ કરવા લાગ્યા. એટલામાં કોઈએ કહ્યું કે, 'આપણી સાથે મામૈદેવ છે, પછી પાણીની શી ફિકર!' ત્યાં બીજો મશ્કરી-રૂપે બોલ્યો કે, 'દેવ મૂતરે તો જરૂર પાણી થાય ખરું.' આ વાતની મામૈદેવને ખબર પડતાં તે ઘોડા પરથી ઊતર્યો અને ખરેખર પેશાબ કરવા લાગ્યો. તે જ વખતે ત્યાંથી પાણીનો એક વહેળો ચાલતો થયો.

સૂકા વેરાન પ્રદેશમાં અચાનક પાણી ચાલુ થયેલું જોઈ, સૌને નવાઈ લાગી. સઘળા માણસો પાણી પીને શાન્ત થઈ આગળ ચાલવા લાગ્યા.

મૂળવા જામની આથો લઈ આહિરો જ્યાં રણને

જામના બંને હાથ અકડાઈ ગયેલા હતા, તેથી તેણે તેમ કરવા અશક્તિ દેખાડી. છતાં દેવે તલવાર હાથમાં લેવા આગ્રહ કર્યો. એટલે આગ્રહવશ થઈ મૂળવા જામે તલવાર ઉપાડી. તલવાર હાથમાં આવતાં જ મૂળવા જામના હાથમાં અજબ ચેતન આવ્યું. તેણે એક જ ઝાટકાથી બંને પાડાને રેંસી નાખ્યા, આ ઘટનાથી સૌને આશ્ચર્ય થયું. મૂળવો જામ પોતે પણ ઉપકારવશ થઈ માસિદેવને પગે પડયો. દેવે તેમને આશીર્વાદ આપ્યા અને પહેલી ચઢાઈ જત લોકો ઉપર લઈ જવા આજ્ઞા કરી.

મૂળવો જામ પાછો હબા પર આવ્યો ને જબરી ફોજ તૈયાર કરી જત લોકો પર ચઢી ગયો. જે જે જતો તેના હાથમાં આવ્યા તેમની તે કતલ કરવા લાગ્યો. જતો મૂળવા જામનો સામનો કરી શકે તેમ નહોતા, તેથી નાસભાગ કરવા લાગ્યા. મૂળવો જામ તેમને પકડી પાડવા માટે બરડીના કંડ પર ચઢી બેઠો. જત લોકોએ વિચાર્યું કે મૂળવા જામ સામે તેઓ જરા પણ ટકી શકે તેમ નથી. તેથી તેઓ હથિયાર હેઠાં મૂકી શરણે આવ્યા.

જામ મૂળવો જ્યારે જતોને તાબે કરવાના કાર્યમાં રોકાયેલો હતો ત્યારે હરધોળ જામે વિચાર્યું કે, જામ મૂળવાની આથો ઉઠાવી જવાનો આ સારો પ્રસંગ છે. તેથી તે મોટી ફોજ સાથે હબા ડુંગર તરફ નીકળ્યો. મૂળવા જામની મોટી આથોને તથા જે કાછેલા ચારણો તેની વસ્તીમાં આવી રહ્યા હતા તેમની પોઠોને તેણે હરી લીધી અને પેલા આહિરો સાથે સિંધ તરફ રવાના કરી.

મામૈદેવે તેને પોતાની પાસે બોલાવ્યો અને પોતાના બન્ને પગ પર ઊભો રાખીને આંખ મીંચવા જણાવ્યું. આંખો મીંચતાં જ જામ નંદાને અજાયબીભરેલું દૃશ્ય જોવામાં આવ્યું. એક વિશાળ હોજમાં નગ્નસ્વરૂપે નાહી રહેલી પાદશાહી ખૂબસૂરત બેગમો પર નંદા જામની દૃષ્ટિ પડી. એ અતિ સૌન્દર્યમયી રમણીઓની જળક્રીડા જોઈને જામ નંદો કામાતુર બની ગયો. એ મનોમુગ્ધ યુવતીઓ પાસે પહોંચી જવા તેણે દોટ મૂકી કે તરત જ મામૈદેવે તેને પગો પરથી દૂર કર્યો અને જામની નજરે પડેલું અલૌકિક દૃશ્ય અલોપ થઈ ગયું.

મામૈદેવે દેખાડેલ અલૌકિક દૃશ્યથી જામ નંદા પર ઊલટી અસર થઈ. તેને વિચાર થયો કે, 'આણે જેમ પાદશાહની બેગમો મને બતાવી છે, તેમ એ મારી રાણીઓ પણ અન્યને બતાવશે.' આ કલ્પનાથી તે મામૈદેવનો ઘાટ ઘડી નાખવાના નિશ્ચય પર આવ્યો.

એક દિવસ જામ નંદાએ પોતાની તલવારમાં પાછળની ધાર નખાવવા માટે મોકલાવી હતી. આ તલવાર તૈયાર થતાં જામ નંદો કચેરીમાં લાવ્યો. તેણે વિચાર્યું કે, 'મામૈદેવનું કાશળ કાઢી નાખવાની આ સારી તક છે.' આથી મામૈદેવને બતાવવાને બહાને તેણે પોતાની તલવારને મ્યાનમાંથી એટલા જોશથી કાઢી કે તે બહાર નીકળતાં મામૈદેવની ગરદન પર પડી અને મામૈદેવનું મસ્તક તેના ધડ પરથી દૂર જઈને પડ્યું.

મસ્તક જમીન પર પડતાં જ મામૈદેવે પોતાનો હાથ

કિનારે આવ્યા, ત્યાં તરત મૂળવા જામના માણસોએ તેમને પકડી પાડ્યા. સઘળા આહિરોને ઠાર કરી તેણે પોતાની આથો અને પોઠો પાછી વાળી. હરાયેલી આથોની વહાર કરી મૂળવો જામ પાછો હબા ડુંગર પર આવ્યો.

મૂળવા જામની સત્તા સારી રીતે જામી ગઈ, ત્યારે મામૈદેવ ત્યાંથી સિંધ તરફ જવા લાગ્યો. જતાં જતાં તેણે મૂળવાને આશીર્વાદ આપ્યો કેઃ–

દૂહોઃ–મામૈ મંયીને મૂરવા, મંગણેં ડીને માન,
ગરીબનાથકે ગુરને, ત તું ચેં જામેમેં ખાન.

ભાવાર્થ—હે જામ મૂળવા! જ્યાં સુધી તું મામૈને માનતો રહીશ, માગણલોકોને માન આપીશ, અને તારા વડીલોને કચ્છની રાજ્યગાદી અપાવનાર ગરીબનાથ તરફ ભાવ રાખીશ, ત્યાં સુધી તું જામ રાયધણના ચારે પુત્રોમાં સૌથી શ્રેષ્ઠ રહીશ.

મામૈદેવ મૂળવા જામ પાસેથી સીધો સિંધ નગર-સમૈમાં આવ્યો. નગરસમૈની રાજ્યગાદી પર એ વખતે જામ નંદો હતો. આ જામ નંદાની માતાને મામૈદેવે ધર્મની બહેન માનેલી હતી. આથી નંદો જામ દેવને મામા કહીને બોલાવતો.

એક દિવસ કચેરીમાં નંદા જામે મામૈદેવને કહ્યું કે, 'તમે સોરઠમાં પડેલ સાત દુષ્કાળો વખતે જૂનાગઢ જઈને મેહ વરસાવ્યો, અને મૂળવા જામનું રાજ્ય જમાવ્યું, તો હવે મને એકાદ ચમત્કાર બતાવો.'

જામ નંદાને ચમત્કાર માટે ઉત્સુક બનેલો જોઈને

આખરે મામૈદેવનો શાપ મુજબ નગરસમેની લગામ તેના વંશજોના હાથમાંથી વછૂટી ગઈ.

મામૈદેવની વિદાય પછી મૂળવા જામની દિનપ્રતિદિન ચઢતી થતી ગઈ. તેથી જામ હરધોળ તેને દિનપ્રતિદિન કનડવા લાગ્યો. તેણે તરત જ જત, ઓરીચા, કાઠીઓ આદિ ઉપર પોતાની શેહ જમાવી લીધી અને જૂજ સમય પછી કાઠીઓ તથા ચાવડાઓ સાથે મળીને મૂળવા જામ સાથે વેર આંદર્યું.

એક વખત કાઠીઓ અને ચાવડાઓ હબા ડુંગર પરથી જામ મૂળવાની આથો લઈને નાસવા લાગ્યા.

મૂળવાને આ વાતની ખબર પડતાં તે પોતાના જૂજ માણસો સાથે પાછળ પડચો.

આ તરફ જ્યારે કાઠીઓને ખબર પડી કે મૂળવો પાછળ પડચો છે, ત્યારે તેઓ ગેડી ગામના ઉમી વાઘેલાને શરણે ગયા. ઉમી વાઘેલો મૂળવા જામનો કટ્ટો વેરી હોવાથી તેણે પોતાની મોટી ફોજ તૈયાર કરી અને મૂળવા જામનો સામનો કર્યો. આ ઝગડામાં મૂળવાના સર્વે માણસો કપાઈ ગયા અને પોતે પણ લડતાં લડતાં વીરગતિ પામ્યો.

જામ મૂળવાને ચાર કુંવર થયા. (૧) કાંઇયો ટિલાત, તે ગાદીએ આવ્યો, (૨) રેલડિયો, (૩) વસણ અને (૪) તગૈયો.

## મામૈદેવની આગમવાણી

જંધરિએ જંધર નિકરંધા, હુબે થીંધા અંગાર;
ત્રેંજાર પાડો ન ચડંધો, તેની છૂટંધી કચ્છ તરાર. ૧

લાંબો કરીને મસ્તક લઈ લીધું. જામ નંદાની માતા ધર્મ-ભગિની હોવાથી મામૈદેવ જામને શાપ આપી શક્યો નહિ. તેથી તે ભાવી ભાખતાં બોલ્યોઃ-

દુહોઃ-જાં સમું તાં સામૈ, જાં નંદા તાં રાજ,
સમાં છડીંધા સિંધડી, થીંધા અંગે અકાજ.

ભાવાર્થ-નગરસમૈનું રાજ્ય જ્યાં સુધી જામ નંદો છે, ત્યાં સુધી જ ટકવાનું છે. ત્યાર પછી સમાવંશના હાથમાંથી સિંધ નીકળી જશે અને તે અંગે અકાજ થશે.

મામૈદેવ પોતાનું મસ્તક લઈને નોત ગામે આવ્યો. એ વખતે કેટલાક છોકરાઓ કોટની બાજુમાં રમત રમતા હતા. તેઓ મામૈદેવની પાછળ પડ્યા. એટલામાં એક તોફાની છોકરાએ મામૈદેવે પહેરેલી પોત કાઢી લીધી. દેવનું ધડ નગ્ન બની ગયું. વરત જ દેવનું માથું બોલી ઊઠ્યું:-

દુહોઃ-આયાસીં તિન ડહડે, જિત લાય ગિડાં પોત,
ભ્યા ત્યાંપો ફિટંધા, પૅલી ફિટંધાં નોત.

ભાવાર્થ-અમે એવા પ્રદેશમાં આવ્યા કે જ્યાં પહેરવાનું પોતિયું પણ કાઢી લેવામાં આવ્યું. માટે એ નોત પ્રદેશનો સૌથી પહેલાં નાશ થશે.

મામૈદેવનું ધડ ત્યાં જ પડ્યું. આ વાતની મંધરા રાજપૂતોને ખબર પડતાં તેઓ દેવના શબને રાયમાબઝાર લઇ ગયા અને ત્યાં તેમણે તેની સઘળી ક્રિયા કરી.

જામ નંદાએ મામૈદેવ જેવા સાધુપુરુષને મારી નાખેલ હોવાથી તેની આંખોમાં દર્દ થવા લાગ્યું, અને

આખરે મામૈદેવનો શાપ મુજબ નગરસમૈની લગામ તેના વંશજોના હાથમાંથી વછૂટી ગઈ.

મામૈદેવની વિદાય પછી મૂળવા જામની દિનપ્રતિદિન ચઢતી થતી ગઈ. તેથી જામ હરધોળ તેને દિનપ્રતિદિન કનડવા લાગ્યો. તેણે તરત જ જત, બોરીચા, કાઠીઓ આદિ ઉપર પોતાની શેહ જમાવી લીધી અને જૂજ સમય પછી કાઠીઓ તથા ચાવડાઓ સાથે મળીને મૂળવા જામ સાથે વેર બાંધ્યું.

એક વખત કાઠીઓ અને ચાવડાઓ હબા ડુંગર પરથી જામ મૂળવાની આથો લઇને નાસવા લાગ્યા.

મૂળવાને આ વાતની ખબર પડતાં તે પોતાના જૂજ માણસો સાથે પાછળ પડ્યો.

આ તરફ જ્યારે કાઠીઓને ખબર પડી કે મૂળવો પાછળ પડ્યો છે, ત્યારે તેઓ ગેડી ગામના ઉમી વાઘેલાને શરણે ગયા. ઉમી વાઘેલો મૂળવા જામનો કટ્ટો વેરી હોવાથી તેણે પોતાની મોટી ફોજ તૈયાર કરી અને મૂળવા જામનો સામનો કર્યો. આ ઝગડામાં મૂળવાના સર્વે માણસો કપાઈ ગયા અને પોતે પણ લડતાં લડતાં વીરગતિ પામ્યો.

જામ મૂળવાને ચાર કુંવર થયા: (૧) કાંઇયો રિલાત, તે ગાદીએ આવ્યો, (૨) રેલડિયો, (૩) વસણ અને (૪) તગૈયો.

## મામૈદેવની આગમવાણી

જંઘરિએ જંઘર નિકરંધા, લબે થીંદા અંગાર;
એંજાર પારો ન ચડંધો, તેની કુરંધી કચ્છ તરાર. ૧

ઝૅડા થીંધો ઝિકડી, તિત ભિલંધા મે;
હથે પાણી પતંગળો, સામકે લગંધી ખે. ૨
ઢાલ પિનંધી તરાર પિનંધી, પિનંધી કટારી;
જાચક પિનણ છડીંધા, થીંધી હુરેંજી વારી. ૩
કાંઇયું કુકધર મૂરવો, રાધુ થીંધો રા;
જાડેજેં હથા, ખાંખડ થીંધો કચ્છડો. ૪
રતું રિણ ગિડનીઉ, અરટ આયરેં કંધ;
મુંધ છડેને મીં વસંધા, ભમે અસુ સંધ. ૫
હુર જાગંધા લોકમેં, ખોટા મંઢભા ખત્ત;
મોં ન ડીંધા મંગણેં, લાચે પરીયેં પત્ત. ૬
વૅા વોંધો હિકડા જુરંધો બંધ અરોડ;
ભે મછી ને લોડ, સમેં ઇંધી મુખડી. ૭
ચડી ને વડ ડાર, શુડ વઢીંધા પિંઢજો;
જાડેજા જુડધાર, હક ન શેંધો કિનજો. ૮
જામેં મૂરવો મલંધો, જાડેજેં મેં ધીર;
તેંજા થીંધા વીર, જેં મામે કે મંયેઓ. ૯
ઉકેડે તેં ડિયા બરંધા, મુંધ ન વસંધા મીં;
સામા ધીંધા સામ કે, ઍડા ઇંધા ડીં. ૧૦
ખચરડાં ખીર પીંધા, તગડાંધા તાજી;
વડા માકુ વઈ રેંધા, પુછાંધા પાજી. ૧૧
અન પુડું ખીર ખથુરીયેં, મોંઘા થીંધા મીં;
જાડેજા જારા ગોતીંધાં, ઍડા ઇંધા ડીં. ૧૨
સભરીયા સભર કજા, ગોલા ખેંધા ગે;
પાથારીયેં પુછાભા, જેંજા મા ન કાં પે. ૧૩
કુંવરેં વિકણંધા કાઠીયું, રા વકણંધા ઘા;
નાણેં નિયા વિકાંધા, ગઢેંજ હુંધા વા. ૧૪

સા છડીંધા સા—પણું, સચ છડીંધા સેઠ;
બ્રામણ ભણુણ છડીંધા, કંધા જાડેજા વેઠ. ૧૫
સા–પણેં મેં સરમ અચીંધી, ભાઈ–પણેં મેં ભડ;
કોસે પાણીજે કોડમેં, ન રોંધી કેંજી અડ. ૧૬
સોં ખણીને સચા થીંધા, હુંધા નીથજા ભધ;
સારમાણસાઈ મેં સમૂરા વેંધા, રોંધી નિસઉે હધ. ૧૭
ભુખ માડુ મે ભડ થીંધા, સિયાડું ધ્રિજંધા સીં;
પે ધ્રિજંધા પુતરડું, ઍડા અચીંધા ડીં. ૧૮
ફીણ મખીંધા પાલો ખેંધા, રતેં ચોંયમેં રાજી;
લિખાણુ–ધુમાણુમેં ધરમ ન રખંધા, ઍડા થીંધા પાજી. ૧૯
સનેં જીવેંજી સરમ ન રોંધી, ન રોંધી ગનમેં મૅર;
ધન ખરચે ધરમી ચૅાવાંધા, કંધા વડેં સેં વૅર. ૨૦
માડ઼ી થીંધો મુકામ, સાપર થીંધો સૅર;
ગડપતિ થીંધા ગરગરા, ફિરંધા ઉઘાડે પૅર. ૨૧
કુંવર વિકણુંધા કાઠીઉં, બા બુકીંધા વા;
હિકડા પેટજા પાંપરા, બ્યો ડનીધો રા. ૨૨
જોગી થીંધા જમીનધાર, માલધાર મેગવાર;
ગરાસિયા નામેં ઘસી વેંધા, ડનાંભા સાઉકાર. ૨૩
રા થીંધા રાંકાસ, વસ્તી સેં વિરોધ;
રાણીઉં છડીંધા રીસમેં, ફિરંધા પરાઈયેં સોધ. ૨૪
ડીં અચીંધા કુખેંજા, અને—ડંધેં જે વૅર;
ત્રેંજારે તેં બેરા થીંધા, કંધા જાડેજા કૅર. ૨૫
ત્રેંજારે તેં બેરા થીંધા, જાડેજા જુવાન;
સભ વેંધો પણ કચ્છ કાછાટી, રખી ડીંધો રામ. ૨૬

## ૨૭: વેરનો બદલો વેર

જામ મૂળવાના મરણ પછી તેની ગાદી કાંઇયા જામના હાથમાં આવી. જામ મૂળવાએ અનેકને હાર આપેલ હોવાથી તે સર્વ જામ કાંઇયા પાસેથી વેર વાળવા લાગ્યા. આથી તેઓ લાગ સાધી જામ કાંઇયાને નુકસાન કરવા લાગ્યા. તેથી જામ કાંઇયાએ સર્વેને પોતાની શક્તિથી વાકેફ કરવાનો નિશ્ચય કરી લીધો.

આ વખતે બારાની ગાદી પર જામ હરપાલ હતો. તેણે બેત્રણ વખત જામ કાંઇયાની આથોનું હરણ કરેલ હોવાથી જામ કાંઇયો તેના પર ચઢાઈ કરી ગયો અને તેણે જામ હરપાલને જબરી હાર આપી.

જામ હરપાલ સમય વિચારી જામ કાંઇયા સાથે ભળી ગયો. ત્યાર પછી બન્નેએ મળીને કાહેરો પર ચઢાઈ કરી. જામ હરપાલને જામ કાંઇયાએ હાર આપેલ હોવાથી કાહેરો નમી પડ્યા અને તેમણે જામ કાંઇયાની સરદારીનો સ્વીકાર કર્યો.

કાંઇયા જામના મનમાં પોતાના પિતાને મારનાર કાઠીઓને મારવાની ઘણી જ ઇચ્છા હતી. આથી તેણે તે તરફ મીટ માંડી. તેણે કાઠીઓની તેમજ ચાવડાઓની એવી કતલ ચલાવી કે તેમાંથી જે ભાગી ગયા તે જ બચી જવા પામ્યા.

જામ કાંઇયાએ જે કાઠીઓને અને ચાવડાઓને કાઢી મૂકયા હતા, તેમને વાગડના ગેડી પ્રદેશના ઉમી વાઘેલાએ આશરો આપ્યો હતો. કાંઇયા જામના પિતાને મારવામાં તેનો પણ હાથ હતો. આથી જામ કાંઇયાએ હવે તેની ખબર લેવાનો વિચાર કર્યો. તે પોતાની મોટી ફોજ સાથે ચડાઈ કરી ગયો. ઉમી વાઘેલો સામે લડવા આવ્યો, પણ તે હાર પામ્યો.

કાંઇયો જામ ફતેહ કરીને પાછો હબા ડુંગરે આવ્યો અને ખુશાલી તરીકે યાચકવર્ગને છૂટે હાથે દાન આપવા લાગ્યો. જામ કાંઇયાને આઠ પુત્રો થયાઃ (૧) આમર જામ, ટિલાત થયો; (૨) પાંચારિયો, તેનો પુત્ર જાડો થયો; (૩) વરમશી; (૪) વેરાર; (૫) બૂટો; (૬) આરાચ; (૭) હસ્તિયો; અને (૮) નાગિયો.

જામ કાંઇયા પછી તેનો પુત્ર આમર જામની ગાદીએ આવ્યો. તે પોતાના દાદા મૂળવા જામને મારી નાખનાર ઉમી વાઘેલો જે હજી પણ હયાત હતો તેને મારી નાખવા તક શોધી રહ્યો હતો.

આ તરફ ગેડીમાં ઉમી વાઘેલો હમણાં વૃદ્ધાવસ્થા પામી ચૂકયો હતો છતાં પોતાનું વેર ભૂલ્યો નહોતો. તેથી

તેણે એક મોટી ફોજ તૈયાર કરી,' અને હબા ડુંગર પર બેધડક ચરી રહેલી આમર જામની આથોને તે વાળી ગયો. તે જ્યારે હોથલ નિગામરીના ભોંયરા પાસે આવ્યો, ત્યારે આમર જામની વહાર પણ આવી પહોંચી.

ઉભય સૈન્યોનો ભેટો થતાં તલવારો ચમકી ઊઠી. આ ઝગડામાં ઉમી વાઘેલાએ પોતાનું શૌર્ય બતાવ્યું, પણ આખરે તે જમીન પર ઢળી પડયો અને તેના અંગરક્ષકો તેને ઝોળીમાં લઈ નાસી છૂટ્યા.

આમર જામને બે રાણીઓ હતી. તેમાંથી જૂની રાણીને પેટે ત્રણ કુંવરો થયા હતા અને નવી રાણી ગર્ભવતી હતી. એક દિવસ વાતવાતમાં તેણે નવી રાણીને પેટે જો કુંવરનો જન્મ થાય તો જામની પાઘડી તેને પહેરાવવાનું વચન આપ્યું.

આ ઘટના પછી થોડાં સમયમાં કાબુલના પાદશાહની ફોજ સિંધમાં પોતાનો હક ઉઘરાવવા આવી. તે ત્યાંથી કચ્છમાં ઊતરી આવી અને આમર જામને પાદશાહની ખંડણી આપવા સંદેશો મોકલ્યો. પણ શૂરવીર આમર જામ એમ ડરી જાય તેમ નહોતો. તેણે લડાઈ જાહેર કરી. આ લડાઈમાં આમર જામે સંપૂર્ણ પરાક્રમ દાખવ્યું, અને શાહી ફોજને હાર આપી. પણ પોતે અનેક જખ્મોથી છવાઈ ગયો.

આમર જામના આ જખ્મો જીવલેણ નીવડ્યા, અને તેની સ્થિતિ દિન પર દિન બગડતી ગઈ. છેવટે એ જ હાલતમાં તે છેલ્લા શ્વાસો લેવા લાગ્યો. આમ કેટલોક સમય વીત્યા

છતાં તેનો જીવ ગત થતો નહોતો. તેથી તેનો મોટો કુંવર ભીમજી તેની પાસે આવ્યો. તેણે તેને પૂછ્યું: 'તમારો જીવ શા માટે અકળાય છે?' ત્યારે જામે કહ્યું કે, 'મારી નવી રાણીને પેટે જે કુંવર અવતરે તો તેને જામની પાઘડી બંધાવવામાં આવે એવી મારી આકાંક્ષા છે.' આ સાંભળીને ભીમજીએ તેમ કરવાની કબૂલાત આપી. તે જ ક્ષણે આમર જામના પ્રાણ પરવારી ગયા.

આમર જામને ચાર કુંવરો થયા: (૧) ભીમજી, સૌથી મોટો, તે ટિલાત થયો; (૨) કાંઈયો; (૩) મોકળશી; અને (૪) આમર આમરાણી.

આમર જામના મરણ પછી જામની પાઘડી પોતાની ઓરમાન માતાના દીકરાને આપવાની હોવાથી મોટો કુમાર ભીમજી રાજ્યઅમલ ચલાવવા લાગ્યો. થોડાક દિવસ પછી તેની માતાને ત્યાં એક બાળકનો જન્મ થયો. તેનું નામ આમર આમરાણી રાખવામાં આવ્યું. આ કુમાર મોટો થતાં તેને જામની પાઘડી બંધાવવામાં આવી.

એક વખત સ્વર્ગસ્થ આમર જામના સર્વે કુમારો પોતાની સીમ જોવા માટે નીકળ્યા. તેઓ હબા ડુંગર પરથી ચાલતા થઈને લીલાછમ ઊભેલા મોલ જોતા જોતા છેક લાખિયાર વિયરે આવી પહોંચ્યા.

અહીં એક જુવારના ખેતરમાં ખાટલા પર ગાદી નાખીને તે ઉપર જામ આમરાણીને બેસાડ્યો, અને બીજા બધા ભાઈઓ સીમ જોવાને આગળ ચાલ્યા. આ ખેતરમાં ઊગેલી કાળા નાગ જેવી જુવાર જોઈને સૌને પોંક ખાવાની

જામ ભીમજીના ચાર કુંવર હતા—હમીરજી, અજોજી, ભાણોજી અને છુગેર. હમીરજી સૌથી મોટો હોવાથી તે જામની પદ્દી પામ્યો.

જામ રાવળને પોતાના પિતાનું વેર લેવાનું હોવાથી તે જામ હમીરજી પ્રત્યે પૂજ્યભાવ રાખવા લાગ્યો. ભૂતકાળનું ઝેરવેર અહીંથી લુપ્ત થતું જોઈ સૌને આનંદ થયો.

આ બનાવ પછી જામ રાવળ કંઈ ને કંઇ પ્રસંગ જોઇ જામ હમીરજીને મળવા લખા આવવા લાગ્યો અને વેર કેવી રીતે લેવું તે માટે વિચારવા લાગ્યો.

જામ હમીરજીએ અત્યાર સુધી પોતાનો નિવાસ લખા ઉપર રાખેલો, પણ હવે શાંતિ થતાં તે પાછો લાખિયાર વિયરે રહેવા આવ્યો.

થોડા સમય પછી જામ રાવળે જામ હમીરજીને પોતાને ત્યાં મહેમાનગીરી માટે આવવાનું આમંત્રણ આપ્યું. જામ રાવળ પોતે અવારનવાર આવતો હતો, વળી પોતે વેર ભૂલી જઈ મિત્રતા રાખતો હતો તેથી તેને આમંત્રણ સ્વીકારવાનું યોગ્ય લાગ્યું.

જામ હમીરજીને ચાર કુમારો હતા—અલિયોજી, ખેંગારજી, સાહેબજી, અને રાયબજી. ઉપરાત તેને કમાબાઈ નામે એક કુંવરી પણ હતી. અલિયોજી તથા કમાબાઈ જામ હમીરજીના અનૌરસ સંતાનો હતાં. આ કમાબાઇને અમદાવાદના પાદશાહ મહંમદ બેગડા જોડે પરણાવેલ હોવાથી મોટો કુમાર અલિયોજી પોતાની બહેન પાસે અમદાવાદ રહેતો હતો, અને નાનો કુમાર રાયબજી પોતાને મોસાળ

વીરાવાવ ગયેલો હતો. માત્ર ખેંગારજી તથા સાહેબજી આ વખતે લાખિયારમાં હતા. હમીરજી આ બન્ને કુમારોને લઈને જામ રાવળ પાસે જવાનો વિચાર કરી રહ્યો હતો.

આ વખતે વીંઝાણમાં જામ રાવળના ભાઈ અજાજીનો અમલ હતો. અજાજીની સ્ત્રી ખેંગારજીની અને સાહેબજીની સગી માસી થતી હતી. આ બાઈ અત્યંત કાર્યકુશળ અને બુદ્ધિશાળી હતી. તેણે જ્યારે જાણ્યું કે, હમીરજી કુમારો સાથે જામ રાવળ પાસે જાય છે, ત્યારે તેને કંઈ વહેમ પડ્યો અને તેણે કુમારોને પોતાની પાસે બોલાવી લીધા.

આ તરફ જામ હમીરજી પોતાના સાત અંગરક્ષકો સાથે જામ રાવળની મહેમાનગીરી ચાખવા બારા ગામે આવી પહોંચ્યો. જામ રાવળે બહુ જ આનંદપૂર્વક તેમનો સત્કાર કર્યો.

રાત્રિ પડતાં જામ હમીરજીના માનમાં એક મહેફિલ ગોઠવવામા આવી. ઉત્તમ પ્રકારના શરાબની પ્યાલીઓ ઊડવા લાગી. જામ રાવળે સ્નેહ બતાવવાને બહાને જામ હમીરજીને હદ ઉપરાંત શરાબ પાયો અને ત્યાં જ તેમના સાત સંગાથીઓ સાથે જામ હમીરજીને કાપી નાખ્યા.

આવી રીતે જામ રાવળે પોતાનું જૂનું વેર વાળ્યાનો આનંદ મેળવ્યો.

તેની તૃષા આટલેથી ન છિપાતા તેણે કુમારોને પણ મારી નાખવાનો મનસૂબો કર્યો. તેમને મારી નાખવા માટે તે પોતાના માણસો સાથે જવા તૈયાર થયો.

ઇચ્છા થઈ. તેથી બેચાર માણસોને પોંક તૈયાર કરવા માટે રોકીને પોતે આગળ ચાલ્યા. આ માણસોએ થોડા સમયમાં પોંક તૈયાર કર્યો અને એક ઘડામાં ભરીને જામ આમરાણી પાસે મૂક્યો. પછી તેઓ ચાલતા થયા. આ પોંકના ઘડા પર વારંવાર ચકલીઓ આવતી હતી, તેને જામ આમરાણી ઉડાડતો હતો. થોડીક વાર પછી આસપાસનાં દૃશ્યો જોવાની ઇચ્છા થતાં જામ આમરાણી પોતાની જામની પાઘડી ઘડા ઉપર ઢાંકી ફરવા ગયો. હવે આ સ્થાન નિર્જન થયું તેથી ચકલીઓએ પાઘડીને જમીન પર પાડી દીધી અને તેઓ આનંદપૂર્વક પોંક ખાવા લાગી.

એટલામાં ભીમજી પોતાના ભાયાતો સાથે પાછો ફર્યો. તે જુએ છે તો જમીન પર અવળી પડેલી જામાઇની પાઘડી પર ભીંટો મૂકતી ચકલીઓ પોંક ખાઈ રહી હતી. પોતાના પરાક્રમી પૂર્વજોની પાઘડીને રઝળતી જોઇને તેને માઠું લાગ્યું. આમર જામની બેદરકારી તરફ સૌને તિરસ્કાર થયો, અને બધાએ તે જ વખતે પાઘડી ઉપાડીને ભીમજીને બંધાવી.

એટલામાં નજદીકમાં ફરતો જામ આમરાણી સર્વેને પાછા વળેલા જોઇને આવ્યો. તેણે પાઘડી માંગતા અન્ય ભાઇઓએ કહ્યું કે, 'અમે જામાઇની પાઘડી તમને આપી હતી, પણ તમે તેને મામૂલી વસ્તુ સમજી રઝળતી મૂકી ગયા. તેથી ભીમજીને તે બંધાવેલ છે. માટે તમને મળી શકશે નહિ.' આ વાતથી આમરાણીને ખોટું લાગ્યું. તેથી પોતે હબાથી પોતાની આથો લઇને ત્યાંથી દૂર જઇને રહ્યો.

હવે ભીમજી વિધિપુરઃસર જામ થયો. તે કાર્યકુશળ હોવાથી પોતાનું રાજ્ય સંભાળપૂર્વક ચલાવવા લાગ્યો.

આ વખતે બારાની ગાદી પર હરધોળ જામનો પુત્ર જામ લાખો હતો. આ લાખો જામ અત્યંત પરાક્રમી હતો. જામ ઓઠાના અને ગજણના વંશમાં શરૂઆતથી જ વૈમનસ્ય ચાલ્યું આવતું હતું, તેથી જામ ભીમજીના મનમાં જામ લાખા પાસેથી વેરનો બદલો લેવાની અભિલાષા જાગી.

જામ લાખો વાગડમાં વાઘેલી કુંવરી સાથે પરણ્યો હતો. એક વખત ત્યાંથી પાછો ફરતાં જામ લાખો જામ ભીમજીને મળવા હબા ડુંગર પર આવ્યો. હબાની આસપાસ એ વખતે સંગાર લોકોની વાંઢો પડેલી હતી. સંગારોએ જ્યારે જામ લાખાને જોયો ત્યારે તેને આગ્રહપૂર્વક પોતાની પાસે રોકી લીધો અને ભીમજીને ખબર આપી. પોતાના વેરીને સ્વયં આવી પહોંચેલો જોઈને જામ ભીમજી ઉત્સાહપૂર્વક તેને મળવા ગયો. તેઓ એકબીજાને ભેટીને મોડી રાત સુધી વાર્તાલાપમાં રોકાઈ છૂટા પડ્યા.

જામ ભીમજીએ સંગારો સાથે કરી રાખેલી ગોઠવણ મુજબ તેમણે રાત્રે જામ લાખાની કતલ કરી નાખી.

જ્યારે જામ લાખાના પુત્ર રાવળને આ વાતની ખબર પડી, ત્યારે તે પોતાના પિતાનું વેર વાળવા તત્પર થયો. પણ તે બળથી પહોંચી શકે તેમ નહોતો. તેથી તેણે છળથી ભીમજીને મારી નાખવાનો વિચાર કર્યો. પણ તેના મનની આશા મનમાં જ રહી ગઈ; કારણ કે થોડાક સમયે જામ ભીમજી મૃત્યુ પામ્યો.

## ૨૮ : રા'ખેંગાર

'આવો રા, આવો મારા બાપ! તમે મારે શિર સાટે,' મિયાં કક્કલે ખેંગારજીનો, સાહેબજીનો, તેમના મામા સોઢા સેંસાજીનો અને છચ્છર બુટ્ટાનો સત્કાર કર્યો.

જામ રાવળની રક્તતૃષ્ણા હમીરજીનું ખૂન કરતાં પણ શાન્ત પડી નહિ. જામ રાવળ હમીરજીના વંશવારસ ખેંગારજી અને સાહેબજીને પણ મારી નાખવા માગતો હતો. આ ખબર અજાજીની સ્ત્રીને પડી એટલે તેણે તરત જ બન્ને બાલકુમારોને છચ્છર બુટ્ટા નામના અતિ વિશ્વાસુ માણસ સાથે અમદાવાદમાં અલિયાજી પાસે મોકલી દીધા. છચ્છર બુટ્ટો પ્રથમ લાખિયાર વિયરે આવ્યો. ત્યાં આ બીનાની જાણ કરી તે રેલડી ગામે પોતાના પરમ મિત્ર મિયાં કક્કલ પાસે આવ્યો. મિયાં કક્કલ પાસે તેણે જામ રાવળની રક્તતૃષ્ણાની વાત કરી અને એ સામે બચાવ માગ્યો. મિયાં કક્કલ એક મિયાણો હતો. તે ખરેખરો મર્દબચ્ચો અને ટેકીલો હતો. તેણે ભાવિ રાજાઓનો સત્કાર કર્યો.

આ તરફ જામ રાવળને ખબર પડી કે હમીરજીના કુંવર અજાજીને ઘેર છે. આથી તે વફાદાર માણસોની ટોળી સાથે વીંઝાણુ આવ્યો. અહીં જામ રાવળની ભાભીએ તેને રોકી પાડવાની ઇચ્છાથી એક યુક્તિ રચી. જામ રાવળને વહેમમાં નાખવા માટે તે પોતાના ઓરડાના દરવાજા બંધ કરી બેસી રહી. રાવળે વહેમે ભરાઈને દરવાજા ઉઘાડવા માટે ખૂબ જ ધમકીઓ આપી. આખરે દરવાજા તોડાવ્યા. પણ કુંવરોનો પત્તો મળ્યો નહિ. એને ખાતરી થઈ કે કુંવરો વિંઝાણુમાં નથી, એટલે તે સારા પગીઓની મદદથી પગલાં જોતો જોતો આગળ ચાલ્યો. છેવટે જણાયું કે રેલડી ગામમાં લિયાં કક્કલના વાડા પાસે પગલાં ગુમ થઈ જાય છે.

કુંવરો પોતાને ત્યાં છે એ ખબર જામ રાવળને પડી ગઈ છે, એવા સમાચાર જાણતાં જ લિયાં કક્કલે તેના વાડામાંની કડબની જંગી કાલરને ઉખેડી નાખી અને તેમાં આ ચારે જણાની વ્યવસ્થા કરી તે જામ રાવળને જવાબ દેવા તૈયાર થઈ બેઠો.

કક્કલની સ્ત્રી મલ્લણી તેને વફાદાર રહેવાની ભલામણ કરવા લાગી. એટલામાં જામ રાવળ પોતાની ટોળી સાથે 'માર, માર' કરતો ત્યાં આવી પહોંચ્યો.

તેણે કક્કલની પાસે પોતાના ચોરોની માગણી કરી. પણ કક્કલે કહ્યું: 'આ વાત હું જાણતો નથી.' એટલે રાવળ ખૂબ ગુસ્સે થયો. તેણે ખૂબ ધમકીઓ પણ આપી. છતાં કક્કલ કે મલ્લણી બન્નેમાંથી એકે કબૂલ ન થયાં. જામ રાવળે તેમના સાત પુત્રોમાંથી છ પુત્રોને તેમની નજર સમક્ષ

જ વધેરી નાખ્યા. એક વખત તો કક્કલ પણ ઢીલો પડી ગયો, પણ તેની સ્ત્રીએ તેને હિંમત આપી.

જ્યારે જામ રાવળને તેના સાથીઓએ આવું કામ કરતો જોયો ત્યારે તેમણે રાવળને કહ્યું: 'પોતાના પેટના પુત્રોની કુરબાની આપનાર આ કક્કલ ખરેખર કશું જ જાણતો નથી, માટે એના નાના પુત્રને છોડી મૂકો.' જામ રાવળને આ વાત યોગ્ય જણાતાં તેણે કક્કલના નાના પુત્રને છોડી મૂક્યો અને પોતે તપાસ કરવા આગળ ચાલ્યો. પણ પરિણામમાં તેને નિષ્ફળતા સાંપડી.

જ્યારે જામ રાવળના ચાલ્યા ગયાની ભિયાં કક્કલને પૂરતી ખાતરી થઈ ત્યારે તેણે કુંવરોને કાલરમાંથી બહાર કાઢ્યા. ભિયાંનું બલિદાન જોઈ કુંવરે તેને વખત આવે બદલો વાળી આપવા વચન આપ્યું. રાત્રિ થતાં ચારે જણ રેલડીનો ત્યાગ કરી ગયા.

તેઓ ચરાડવા આવ્યા. ત્યાં મેલાણ નાખ્યું. એ ગામ-માં રહેતા ગોર માણેકમેરજી સવારે દિશાએ જતા હતા ત્યારે તેમની નજર સૂતેલા ખેંગારજીના પગ ઉપર પડી. ગોર સામુદ્રિકશાસ્ત્રના સંપૂર્ણ જાણકાર હતા. તેમણે ખેંગારજીના પગમાં રાજરેખા જોઈ. રાજરેખા જોતાં જોતાં તેમણે માથું હલાવ્યું. આ જોઈ છચ્છર બુટ્ટાને વહેમ પડ્યો કે રખેને આ માણસે ખેંગારજીને ઓળખી લીધા હશે! તેણે ગોર પાસે પૂછપરછ કરી. ગોરે તેને રાજરેખાની વાત કરી. ગોર વફાદાર માણસ છે એમ જાણતાં છચ્છરે તેમને બધી વાત કરી. ગોરે તેમને એક સાંગ આપતાં કહ્યુ કે, 'આ સાંગ

તમારા ભવિષ્યનો રસ્તો સરળ કરી આપશે અને આ વાતની નિશાની તરીકે રસ્તામાં તમને ધોળું શિરામણ અને કાળો વછેરો મળશે.' તેઓ ત્યાંથી ચાલતા થયા. રસ્તામાં દઈસિરાને તળાવે મુકામ કર્યો. ત્યાંની એક સુતારણ બાઈ તેમને ઓળખી ગઈ અને પોતાને ઘેર લઈ જઈ તેણે તેમને જુવારની ઘેંશ તથા દહીંનું શિરામણ આપ્યું તેમજ કાળો વછેરો ભેટ આપ્યો.

આ બનાવથી તેમને માણેકમેરજીમાં શ્રદ્ધા બેઠી. તેઓ હવે મજલ દર મજલ કાપતા આગળ ચાલ્યા. તેમની પાસે કોઈ કીમતી ઘરેણું પણ નહોતું કે નહોતા પૈસા. આથી વાટખરચી માટે છચ્છર પોતે કોઈ કોઈ ગામમાં શ્રીમંત શેઠને ત્યાં વેચાતો અને સંકેત મુજબ પાછો ખેંગારજીને આવી મળતો. તેથી ખેંગારજીએ તેને વચન આપ્યું કે, 'ભવિષ્યમાં હું તને અને તારા કુટુંબને બનશે તેટલી મદદ કરીશ.'

આખરે તેઓ અમદાવાદમાં અલિયાજી પાસે આવ્યા. જામ રાવળ વિષેની ઘટના સાંભળતાં તેણે તેમને પાદશાહની મદદ માગવાનું કહ્યું. પણ કુંવરોએ થોભવા જણાવ્યું. અમદાવાદમાં તેઓ બે ભટ્ટીભાઈઓ પાસેથી નિશાનબાજી વગેરે વિદ્યા શીખી અખાડાની વિદ્યામાં સંપૂર્ણ નિષ્ણાત બન્યા. એ અરસામાં અમદાવાદની આસપાસ એક સિંહ ખૂબ જ ત્રાસ આપતો હતો. પાદશાહ મહમદ બેગડો તેને મારવા ત્યાં શિકારી મંડળ સાથે આવ્યો. ખેંગારજી તેમાં જોડાયા અને પાદશાહને સિંહના પંજામાંથી છોડાવ્યો.

કટોકટીની ઘડીએ સિંહના પંજામાંથી બચાવનાર એ

જુવાન ઉપર પાદશાહ ખૂબ ખુશ થયો. બીજે દિવસે પાદશાહે શહેરમાં તે જુવાન માટે પૂછપરછ કરી, પણ પત્તો લાગ્યો નહિ. આથી ભરદરબારમાં તેણે બીડું ફેરવ્યું. આ બીડું અલિયાજીએ લીધું અને તે જુવાન તેનો ભાઈ ખેંગારજી છે એમ જાહેર કર્યું. જ્યારે બાદશાહે અલિયાજી સાથે ખેંગારજીને કચેરીમાં પગ મૂકતા જોયા ત્યારે પાદશાહના મોમાંથી અચાનક આવેશપૂર્ણ ઉદ્ગારો નીકળી ગયા કે, 'તુમ તો બડે રાવ હો!' ત્યારથી પાદશાહ તરફથી ખેંગારજીને 'રાઓ'ની પદવી પ્રાપ્ત થઈ.

આટલી નાની ઉંમરમાં આવું પરાક્રમ જોઈને પાદશાહ ખેંગારજી ઉપર ખુશ થયો અને અલિયાજીએ કચ્છમાં બનેલ ઘટના કહી. તેણે ફરી, કચ્છની રાજગાદી મળે તે માટે બંદોબસ્ત કરવા માટે પાદશાહને વિનંતિ કરી. બાદશાહે અલિયાજીની માગણીનો સ્વીકાર કર્યો અને તેમને બાર હજાર સવાર તથા તે માટેની સઘળી સામગ્રી આપવાની કબૂલાત આપી. ઉપરાંત પાદશાહે તેને મોરબી સ્વાધીન કરવાનો પરવાનો તેના થાણદાર નવાબખાન ગોરી ઉપર લખી આપ્યો.

વિશાળ ફોજ લઈને ખેંગારજી પોતાના બંને ભાઈઓ સાથે કૂચકદમ કરતા આગળ ચાલ્યા. આ ખબર હાથી નેઘણજીને પડી એટલે તે પાંચસો માણસની ફોજ સાથે ખેંગારજીને મળ્યો. રસ્તામાં આ ફોજે એક ઠેકાણે મેલાણ કર્યું. ત્યાં ખેંગારજી સઘળા ભાયાત વર્ગ સાથે જમવા બેઠા. જ્યારે ખેંગારજીના ભાણામાં દૂધ આવ્યું,

ત્યારે તે જોઈ પંવારિયો નામનો એક ચારણ જાતિસ્વભાવને લીધે બોલી ઊઠચો:

દૂહો:-રાવર લાખો વારીઓ, તોં ન વારે હમીર,
ખેંગા ! પીંધે ખીર, આડે કીં ઓઠેહરા ?

ભાવાર્થ:-જામ રાવળે પોતાના પિતા જામ લાખાના વેરનો બદલો વાળ્યો, પણ તમે હમીરજીનો બદલો વાળ્યો નહિ. આમ છતાં ઓ ખેંગારજી ! તમને દૂધ પીવું કેમ ભાવે છે ?

ચારણનું આ કથન સાંભળીને ખેંગારજીનો હાથ અટકી પડચો. ચારણના કથનથી ઉશ્કેરાયેલા ખેંગારજીએ કહ્યું કે, 'વારુ, ત્યારે હું હમીરજીનું વેર વાળીને જ દૂધને હોઠે અડાડીશ.'

ચારણને આમ બાજી બગાડતો જોઈ ચાલાક છચ્છર બુટ્ટો બોલ્યો:

દૂહો:-ચારણજો ચેઓ કરે, ખેંગ ન તજ્જે ખીર;
અડાણું અઢઇ ડીં, હાલેં ઘર હમીર.

ભાવાર્થ:-ચારણનું બોલવું સાંભળીને હે ખેંગારજી ! તમારે દૂધનો ત્યાગ કરવો જોઇએ નહિ. કારણ કે હાલાઓને ઘેર હમીરજી માત્ર અઢી દિવસ જ છે. અર્થાત્ હવે હમીરજીનું વેર આપણે તરત જ વાળી શકીશું.

આમ ચારણની વાતને છચ્છર બુટ્ટાએ ચાલાકીથી ફેરવી નાખી, અને થોડા આરામ પછી તેઓ મોરબીને માર્ગે આગળ વધ્યા.

રાઓશ્રી ખેંગાર જ્યારે અમદાવાદમાં હતો, ત્યારે

તેને રૂધા જોષી નામના બ્રાહ્મણ સાથે પરિચય થયો હતો. ખેંગારજીએ મોરબીમાં ક્ષેત્ર તૈયાર કરવા માટે તેને મોકલ્યો. રૂધા જોષીનો મામો કાળો જોષી મોરબીનો કારભારી હતો. તે રાજ્યભક્ત હતો. છતાં પણ જ્યારે ગોરીના માણસોએ તેની ગાયની કતલ કરી નાખી ત્યારે તે ગોરીની વિરુદ્ધ થયો અને રૂધા જોષીના કહેવાથી ગોરી રાજ્યની વિરુદ્ધ પ્રચારકાર્ય કરવા લાગ્યો.

જ્યારે ખેંગારજીએ ગોરીને પાદશાહનો 'મોરબી સ્વાધીન કરવું' એ મુજબનો પરવાનો મોકલ્યો, ત્યારે ગોરીએ તેનો અનાદર કર્યો. પાદશાહી પરવાનાનો અનાદર જોઈને રાઓશ્રી વિચારમાં પડી ગયો. તેણે રૂધા જોષીની સલાહ માગી. આથી રૂધા જોષીએ પોતાના મામા સાથે ગોરી કામદારનો ઘાટ ઘડવાનો પ્રબંધ રચી લીધો. ચોક્કસ કરેલ દિવસે કાળા જોષીએ મોરબીના લશ્કરને જુદેજુદે સ્થાને, કંઈક અને કંઈક બહાનાં બતાવી મોકલી આપ્યું અને સંકેત મુજબ મોરબીના દરવાજા ઉઘાડી નાખવામાં આવ્યા. આમ ખેંગારજીના લશ્કરે થોડી જ મહેનતે ગોરી કામદારને મારી નાખીને મોરબી સર કરી લીધું. આ પ્રમાણે રૂધા જોષી તથા કાળા જોષીની મદદથી ખેંગારજીએ મોરબીને જીતી લીધું, આગળ જતાં કચ્છમાં આ બન્ને જણ એટલા પ્રબળ બની ગયા કે લોકોમાં કહેવત ચાલવા લાગી કે 'કારો તાં ભારો, ને રૂધો તાં રા.'

મોરબી તાબે કરીને અલિયાજી તથા હોથી નોંઘણજી દેશનું વાતાવરણ જોવાને કચ્છ તરફ ઊપડી ગયા. આ

વખતે જામ રાવળના પક્ષનો જામ અબડો સાપરમાં રહેતો હતો. તે નોંઘણજીનો મસિયાઈ ભાઈ થતો હોવાથી અલિયાજી અને નોંઘણજી તેને ત્યાં ઊતર્યા. અબડાએ આ બન્ને જણની સારી ખાતર કરી. પણ અલિયાજી ખેંગારજીનો ભાઈ હોવાથી તે તેને મારી નાખવા માટે તત્પર બન્યો અને તે માટે તક શોધવા લાગ્યો.

હોથી નોંઘણજીને દરરોજ સવારે ઘોડા ઉપર ફરવા જવાની ટેવ હતી. આથી અંહી પણ એ વહેલો ઊઠીને નિત્ય નિયમ પ્રમાણે ઘોડેસવાર થઈ ફરવા ચાલ્યો ગયો. આ તકનો લાભ લઈ અબડાએ સૂતેલા અલિયાજીને નિદ્રાધીન અવસ્થામાં જ મારી નાખ્યો અને તેના શબને ગાંઠડીમાં બાંધી ગઢના કોઠા ઉપર ફેંકી દીધું. નોંઘણજી પાછા ફરતાં તેણે અલિયાજીને જોયો નહિ. બારીક તપાસ કરતાં તેને અલિયાજીના ખૂનની ખબર પડી. ખેંગારજી આગળ મોઢું બતાવવા જેટલી પણ તેની હિંમત ચાલી નહિ. ત્યાં જ અલિયાજીના ખૂનનો બદલો લેવાની પ્રતિજ્ઞા કરી તે તક શોધવા લાગ્યો.

જ્યારે અલિયાજીના દગાથી થયેલ ખૂનની ખબર ખેંગારજીને પડી ત્યારે ખેંગારજી વેર લેવા સાપર ઉપર ચડી આવ્યો. આ સાંભળી હોથી નોંઘણજીએ પણ રાઓશ્રી પાસે જઈને અલિયાજીના ખૂન વિશેની વાત કહી. સાથે પોતે લીધેલ પ્રતિજ્ઞા વિષે પણ કહ્યું. આ વાતની ખબર જામ રાવળને પડી એટલે તેણે અબડા જામ ઉપર કાસદ સાથે સંદેશો મોકલ્યો. તેમાં તેણે ખેંગારજીને યુક્તિપૂર્વક ઠાર

ફરી નાખવા સૂચવ્યું હતું. કાસદ જ્યારે રાપર આવ્યો ત્યારે સીમમાં જ તેને હોથી નોંઘણજી મળ્યા. કાસદે અબડા વિષે પૂછગાછ કરી. નોંઘણજીએ પોતે અબડો જામ છે એમ જણાવ્યું અને ચિઠ્ઠી લઈ લીધી અને વાત દાટી દેવા માટે તેણે કાસદને મારી નાખ્યો. હોથીએ ચિઠ્ઠી ખેંગારજીને વંચાવી. તે વાંચી રાઓશ્રીને લાગ્યું કે જામ અબડાને વધુ વખત જીવવા દેવામાં લાભ નથી. હોથી નોંઘણજી હવે જામ અબડાને મારી નાખવા માટે તૈયાર થઈ ગયો.

એક વખત જ્યારે જામ અબડો ડાયરો ભરી બેઠો હતો ત્યારે નોંઘણજી પોતાની બરછી ઘસતો ઘસતો ત્યાં આવ્યો. આ જોઈ અબડાએ પૂછ્યું: 'બરછીને આવી ચકચકતી કોને માટે બનાવી રહ્યા છો?'

જવાબ મળ્યો કે, 'ખેંગારજીના દુશ્મનો માટે.'

આથી ચમકીને અબડાએ પૂછ્યું: 'અહીં ખેંગારજીનો દુશ્મન કોણ છે?' 'પહેલો તો તું,' એમ કહી નોંઘણજીએ તેની છાતીમાં બરછી હુલાવી દીધી. આમ હોથીએ પ્રતિજ્ઞાને પૂર્ણ કરી.

દૂહો:–નોંઘણ નેજે ધા, અબડો જામ ઉથાપિઓ,
રાપર મધે રા, ખતું કરે ખેંગાર જો.

ભાવાર્થ:–નોંઘણજીએ ભાલાના ઘાથી અબડા જામના પ્રાણ લીધા. રાપર ઉપર રાઓશ્રી ખેંગારનું ખાંડું ફરવા લાગ્યું. સંકેત પ્રમાણે અબડા જામ મરતાં જ રાઓશ્રીના હથિયારબંધ સૈનિકોએ અબડાના માણસોને હરાવી રાપર કબજે કર્યું.

ત્યાં રાઓશ્રીનો રાજ્યાભિષેક કરવામાં આવ્યો. ત્યારથી તેનું નામ સાપરને બદલે રાપર રાખવામાં આવ્યું.

જ્યારે જામ રાવળને અબડાના મરણસમાચાર મળ્યા ત્યારે તેના મનમાં ભય પેઠો.

હવે જામ રાવળ અકળાવા લાગ્યો. તેને બીક હતી કે રા'ખેંગારજી તેને બેસવા દે તેમ નથી. જામ રાવળ પોતે આશાપુરીજીનો ભક્ત હતો તેથી તેણે ભક્તિ આદરી. ત્રીજે દિવસે મધ્યરાત્રિને સમયે અવાજ આવ્યો કે, 'રાવળ જામ! તેં મને વચમાં રાખ્યા છતાં હમીરજીનો દગાથી ઘાત કર્યો, તો હવે કચ્છભૂમિમાં તારા પગ ટકી શકે તેમ નથી. પણ જો પરલે કાંઠે જઇશ તો હું સહાય કરીશ.'

આ દૈવી વાણી પછી જામ રાવળ કચ્છભૂમિને ત્યાગી જવાના વિચારો કરવા લાગ્યો. ત્યાં અચાનક તેને જવાનો અવસર આવી પહોંચ્યો. વાત એમ બની કે તેનો લાલિયો ખવાસ દરરોજ ઘોડીઓ ચારવા લઈ જતો હતો. ત્યાં રા'ખેંગારનો એક બહાદુર સૈનિક મૈયો બારાચ પોતાની પવનવેગી ઘોડી સાથે લાલિયા સામે આવ્યો. તેણે પોતાની બરછીનો એવો ઘા કર્યો, કે તે ગુડથલો (ગોથું) ખાઇને જમીન પર તૂટી પડ્યો અને મરી ગયો. મૈયા બારાચે સઘળી ઘોડીઓ વાળીને રા'ખેંગારને સ્વાધીન કરી. આ પરાક્રમની યાદગીરીમાં જ્યાં લાલિયાએ ગુડથલો ખાધો હતો, ત્યાં ગુડથલ નામનું ગામ વસાવવામાં આવ્યું.

જ્યારે જામ રાવળને પોતાની ઘોડીઓ હરાયાની ખબર પડી ત્યારે તે તરત જ પોતાના સાતસો સાથીદારો સાથે

કચ્છભૂમિ ત્યાગી ચાલ્યો ગયો.

આ વખતે રા'ખેંગાર પોતાના સત્તાવીસ માણસો સાથે નિરીક્ષણ કરવા નીકળ્યો હતો. તેવામાં તેને ખબર પડી કે જામ રાવળ જાય છે, તેથી તેણે પૂંઠ પકડી. પણ જામ રાવળ સામનો કરવાને બદલે આગળ ચાલ્યો. તેથી તેના સૈનિકોમાંથી એક સૈનિક રણમલજી વિજાણી પાછો વળ્યો. તે બહાદુર હોવાથી કાયરતાપૂર્વક નાસવામાં નાનમ સમજતો હતો. પાછા વળીને તે રા'ખેંગાર સાથે લડવા લાગ્યો અને રા'ને હાથે મરાયો.

રા'ખેંગાર પૂંઠ પકડવાને બદલે ત્યાંથી પાછો વળ્યો. પણ સાહેબજી તથા છચ્છર બુટ્ટો જે રા' સાથે હતા, તેઓ કંઈ ચમત્કાર બતાવવાના ઉદ્દેશથી જામની પાછળ પડ્યા, અને તેની પાસે પહોંચી ગયા. છચ્છરે જામ રાવળ પર ઘા કરવા બરછી ફેરવી, પણ તે જ વખતે બરછીનું ફણું નીકળી ગયું અને તે બુઠ્ઠી બની ગઈ. જામ રાવળના દાંતમાં તે બરછી એવી લાગી કે તેના આગલા દાંત તૂટી પડ્યા.

છચ્છર તથા સાહેબજી ત્યાંથી પાછા વળી રા' પાસે આવ્યા.

રા'ખેંગાર પ્રથમ રાપરમાં ટીલે બેઠા પછી દબદબા સાથે બીજી વાર લાખિયાર વિયરામાં તેમનો રાજ્યાભિષેક કરવામાં આવ્યો.

કચ્છને સ્વાધીન કરીને હવે તેમાં સુંદર પરિવર્તનો કરવાનો સમય આવી પહોંચ્યો હતો. સૌથી પ્રથમ રા'એ સંવત ૧૬૦૨ ના માગશર વદ ૮ ને રવિવારના રોજ અંજાર્નું તોરણ બાંધ્યું. ઉપરાંત કચ્છમાં એક અજિત દિલ્લી

ચણાવવાની આવશ્યકતા જણાતાં તેઓ યોગ્ય સ્થાનની તલાશમાં ભુજિયા ડુંગર પર આવી પહોંચ્યા. આ સ્થાન યોગ્ય જણાતાં રા'એ સંવત ૧૬૦૫ના માગશર સુદ ૬ ના રોજ એક શહેરની સ્થાપના કરી. તેનું નામ ભુજિયાવાળા ભુજંગ પરથી ભુજંગનગર રાખવામાં આવ્યું. તે હાલ અપભ્રંશ થઈ ભુજને નામે ઓળખાય છે. નવી રાજધાનીમાં આવતાં રા'એ પોતાની જૂની લાખિયાર વિયરાની રાજધાની ચારણોને દાનમાં આપી દીધી. ત્યારબાદ ૧૬૩૯ ના મહા વદ ૧૧ ના રોજ ઠક્કર ટોપણ મારફત રા'ની પદ્‌વીની યાદગીરીમાં રાયપરબંદર સ્થાપ્યું, તે હાલ માંડવીના નામથી સુપ્રસિદ્ધ છે.

પોતાની સત્તા જમાવ્યા પછી રા'ખેંગારે સંકટસમયે મદદ કરનારાઓને બદલો આપવા માંડ્યો. તેણે છચ્છર બુટ્ટાને ત્રણ ગામ આપ્યાં, લિયાં કકકલને તેણે બાર ગામ તથા જામનો ખિતાબ આપ્યો. વળી તેમના વંશજો કદી કાઠમાં× ન પડે એવો તેણે પ્રબંધ રચ્યો. ગોરજી માણેકમેરજીને ઉપાધ્યાયની પદવી, બાર ગામ તથા તેમના વણિક યજમાનો ઉપર લાગો કરી આપવા ઉપરાંત કચેરીમાં મિસલ આપી.

આમ રા'એ સઘળાઓને પૂરતો બદલો આપ્યો. માત્ર એક છચ્છર બુટ્ટો બદલો ન મળવાના કારણે રિસાઈને ચાલ્યો ગયો. પણ રા'એ તેને સમજાવીને સાત ગામ

× અસલના વખતમા ચોરને જેલમાં પૂરવાને બદલે તેનો પગ એક મોટા લાકડામાં નાખવામાં આવતો, તેને કાઠ કહે છે.

આપીને સંતુષ્ટ કર્યો

આ વખતે સિંધ પર મિર્ઝાં ઈસાખાન દિલ્હીના પાદશાહ વતી અમલ ચલાવી રહ્યો હતો પણ પાછળથી પોતે સિંધનો ધણી થઇ પડ્યો. તેને બે પુત્રો હતા. મોટો મિર્ઝાં સાલે તથા નાનો મિર્ઝાં બાકી. ઇસાખાનની પ્રીતિ સાલે પર હોવાથી તેણે સઘળી સત્તા તેને સોંપી. તેથી મિર્ઝાં બાંકી રા'ખેંગાર પાસે આવ્યો અને પોતાને થયેલા અન્યાયની વાત કહી સંભળાવી. તેથી રા'ને દયા આવતાં તેણે પોતાના ભાઇ સાહેબજીને સિંધ જઇને બદલો અપાવવા આજ્ઞા કરી.

મિર્ઝાં ઇસાને આ વાતની ખબર પડી ત્યારે તે પોતાના સૈન્ય સાથે રા'ખેંગાર પર ચઢી આવ્યો.

આ વાતની રા'ખેંગારને ખબર પડતાં તેણે પણ પોતાનું સૈન્ય એકઠું કરી સામે ચડાઈ કરવા સાહેબજીને મોકલાવ્યો. સાહેબજીએ ઝારા ડુંગર પર મેલાણ કર્યું.

રાત્રિને સમયે જ્યારે સિંધી સૈન્ય મશાલોના પ્રકાશમાં આવતું હતું, ત્યારે સાહેબજી, મોકળશી પબાજી, તથા રવાજીએ સલાહ કરી અને સિંધી સૈન્ય સાથે ભળી ગયા. ત્યાં ત્રણે જણા લાગ જોઇને મિર્ઝાં ઇસા તથા સાલેને જખ્મી કરી પાછા નાસી આવ્યા.

સવાર પડતાં સિંધી સૈન્યમાં મિર્ઝાં સાલે તથા મિર્ઝાં ઇસો વિચારવમળમાં સપડાયા. તેમને કચ્છી સૈન્યની બીક લાગી, તેથી સુલેહ માટે તૈયાર થયા. તેમણે મિર્ઝાં બાકીને અરધો ભાગ આપવા કબૂલાત કરી. તેથી

રા'એ સુલેહ કરી. આ અહેશાનના બદલામાં મિર્ઝાંએ સિંધમાં રાયમાળાઝારથી કચ્છની હદ સુધીનો પ્રદેશ રા'ને ભેટ આપ્યો.

મિર્ઝાં બાકીખાન નસરપુરમાં રહીને પોતાને મળેલા ભાગ પર રાજ્ય ચલાવવા લાગ્યો. પરંતુ તેના ભાઈ સાલેને તે કાંટા માફક ખૂંચી રહ્યો હતો. આથી, તેણે હજામ મારફત તેને મારી નાખવા ત્રાગડો રચ્યો. એ હજામ બાકીખાનની સેવામાં રહીને પોતાનું કામ સમાપ્ત કરવાની જોગવાઈમાં પડ્યો. એક દિવસ અચાનક તક મળી જતાં તે મિર્ઝાંનું ખૂન કરીને નાસી ગયો.

મિર્ઝાંના ખૂનની ખબર તેની સ્ત્રીને પડી, એટલે તે પોતાના પતિની લાસ પેટીમાં લઈને રા'ખેંગાર પાસે ભાગી ગઈ.

રા'ખેંગારને આ કૃત્યથી બહુ જ ગુસ્સો ચડ્યો, પણ તેણે વેર લેવાની વાત મુલતવી રાખી.

થોડા દિવસ પછી એ બાઈને ત્યાં પુત્ર જન્મ્યો. તેનું નામ મિર્ઝાં ગાજી રાખવામાં આવ્યું. એ બાઈને હાથવરાના ખર્ચ માટે છારી ગામ આપવામાં આવ્યું.

ગાઝીખાન મોટો થતાં તેને પરણાવવામાં આવ્યો. એક વખત તે પોતાને સાસરે ગયો હતો. ત્યાં જમતી વખતે કોઈએ તેની મશ્કરી કરી, તેથી તે આપઘાત કરીને મરણ પામ્યો. મિર્ઝાં ગાજીની લાસને કરેલપીર જ્યાં તેના બાપની લાસ દફનાવામાં આવી હતી ત્યાં દફનાવવામાં આવી.

આ સમય હળવદમાં રાયસંગજી ઝાલાનો અમલ હતો. આ ઝાલાએ પોતાની કન્યા ક્રોળમાં રાવળ જામના ભાઈ હરધોળજીના કુમાર જસાજી સાથે પરણાવી હતી. એક વખત ઝાલો દ્વારકાનાથની યાત્રા કરીને પોતાના જમાઇ પાસે ક્રોળમાં આવ્યો.

આ સસરોજમાઇ જ્યારે ચોપાટ રમી રહ્યા હતા, ત્યારે ક્રોળને પાદરેથી યોગીઓની જમાત નગારાં વગાડતી જતી હતી. નગારાં વાગતાં સાંભળીને જસાજીએ પૂછગાછ કરતાં ખબર પડી કે યોગીઓની જમાત છે તેથી તે ચૂપ રહ્યો.

એ વખતે રાયસંગજીએ પૂછ્યું કે, 'જો એ નગારાં બીજા કોઇનાં હોત તો ?'

જસાજીએ પ્રત્યુત્તર આપ્યો કે, 'જો બીજો કોઈ હોત તો જોડા મારીને બંધ કરાવત.'

જસાજીના આ બોલ રાયસંગજીની છાતીમાં ખીલા માફક ખૂંચી ગયા. તે તરત જ ત્યાંથી ગયો અને એક લશ્કર તૈયાર કરીને નગારાના ગડગડાટ સાથે ક્રોળને પાદરેથી પસાર થયો.

રાયસંગજીને નગારા સાથે જતો જોઈને જસાજી ગુસ્સે થયો, તે પણ તરત જ પોતાના સૈન્ય સાથે નગારાં બંધ કરાવવા આવ્યો. બન્ને ફોજનો ભેટો થતાં જોશબંધ લડાઈ ચાલવા લાગી. બન્ને પક્ષના માણસો કપાઈ પડ્યા. જામ જસાજી પોતે પણ ઘાયલ થઈ જમીન પર ઢળી પડયો. જ્યારે તે છેલ્લા શ્વાસ લઇ રહ્યો હતો, ત્યારે તેણે પાસે ઊભેલા ચારણને કહ્યું કે, 'મહેરબાની કરીને સાહેબજી

હમીરાણીને મારા મરતી વખતના રામરામ કહી દેજે.'

ચારણ તરત જ ત્યાંથી ચાલ્યો ગયો. તેણે રાખેંગારના દરબારમાં જઈને જસાજીનો સંદેશો સાહેબજીને સંભળાવ્યો.

જસાજીના રામરામનું તાત્પર્ય રા'ખેંગાર સમજી ગયો. તેણે સાહેબજીને કહ્યું કે, 'બીજો કોઈ વીરમર્દ નજરે ન ચડતાં તેણે તને રામરામ મોકલાવેલ છે. માટે તેનું વેર વાળવા માટે તારે તરત જ જવું જોઈએ.' આ શબ્દો સાંભળીને સાહેબજીએ પ્રતિજ્ઞા લીધી કે, 'જ્યાં સુધી જસાજીનું વેર ન લેવાય ત્યાં સુધી પાઘડી પહેરવી નહિ.' એટલું કહી તે જેટલા માણસો એકઠા થયા, તેટલા લઈને ચાલ્યો. વળી મોકળશીં પણાજી તથા આમર આસરાણીનો પૌત્ર ફૂલ આમર પણ સાથે હળવદ પર ચડી જવા તૈયાર થયા. સાહેબજીને ઉતાવળો થતો જોઈને રા'ખેંગાર બોલ્યો કે, 'તમે માળિયે જઈને થોભજો, અને દેશરે માણસ મૂકીને દેદાઓનું સૈન્ય મંગાવી લેજો.'

રાયસંગજીને આ વાતની ખબર પડતાં તે પણ પોતાનું સૈન્ય એકઠું કરીને સાહેબજીની સામે ચડી આવ્યો.

માળિયે પહોંચતાં સાહેબજીએ સાંભળ્યું કે રાયસંગજી ચડી આવે છે ત્યારે તે વિચારમાં પડ્યો. તે વખતે ફૂલ આમરે જણાવ્યું કે, 'જો તેને આજ્ઞા આપવામાં આવે, તો તે દેદાઓનું સૈન્ય લઈ આવવા તૈયાર છે.' આ વાત સાંભળીને સાહેબજીએ રજા આપી અને પોતે દુશ્મનના મુકાબલા માટે તૈયારી કરવા લાગ્યો. પણ દેદાઓની મદદ આવી પહોંચે તે પહેલાં તો રાયસંગજીનું સૈન્ય આવી

પહોંચ્યું અને લડાઈ શરૂ થઈ.

રાયસંગજીનું અસલ સૈન્ય ભૂખ્યા વરુની માફક સાહેબજીના સૈન્ય પર તૂટી પડયું. વીરરસમાં મસ્ત બનેલો સાહેબજી પણ પોતાના બૂજ માણસો સાથે લડવા લાગ્યો. પણ આખરે તે ઘાયલ થઈને ધરણી પર ઢળી પડ્યો અને ત્યાં જ મૃત્યુ પામ્યો. રાયસંગજી પોતે પણ ઘાયલ થયો.

સાહેબજી કામ આવ્યો. રાયસંગજી પણ પડ્યો. એટલામાં દેદાઓની ફોજ આવી પહોંચી અને તેણે રાયસંગજીના સૈન્યને મારી હઠાવ્યું. તેણે તેમનાં નગારાંનિશાન સર્વે ઝૂંટવી લીધાં. નગારાંની બે જોડ હતી, તે ભુજ લઈ જવામાં આવી.

આ તરફ રાયસંગજીની મૂર્છા ઊતરી, ત્યારે તે વેદનાથી ચીસો પાડવા લાગ્યો. એ વખતે મુકુંદભારથી નામના એક અતીતની જમાત ત્યાંથી જતી હતી. તેની ચીસો સાંભળી ને તે પાસે આવ્યા અને રાયસંગજીને ઉપાડી પોતાની સાથે લઈ ગયા.

અતીતની જમાત ફરતાં ફરતાં દિલ્હીની પાડોશમાં અકબર પાદશાહની છાવણી પડી હતી ત્યાં આવી પહોંચી. આ વખતે બાવાનાં વેશમાં રાયસંગજીએ અકબર પાદશાહના માણસ પાસેથી પાણી માગ્યું. પણ એ માણસે તોછડાઈભર્યો જવાબ આપતાં રાયસંગે તેને ત્યાં જ મારી નાખ્યો. આ વાતની પાદશાહને ખબર પડી, એટલે તેણે રાયસંગને પોતાની પાસે બોલાવીને પૂછ્યું કે, 'તું કોણ છે?' ત્યારે રાયસંગે જણાવ્યું કે, 'હું એક સાધુ નથી, પણ હળવદનો ઝાલો રાજા રાયસંગજી પોતે છું.' ત્યારે પાદશાહ

પ્રસન્ન થયો અને તેણે તેને હળવદની ગાદી પર બેસાડવાનો પ્રબંધ ધકરી દીધો.

સાહેબજીના મરણ પછી જૂજ સમયમાં રા'ખેંગારને આમર આમરાણીના પુત્ર હરધોળજી સાથે યુદ્ધમાં ઊતરવું પડ્યું.

આ હરધોળજી પોતે પહેલાં તો રા'ખેંગારને ત્યાં જ રહેતો હતો. પણ એક વખત તેના મોચીને રા'ખેંગારના એક ખવાસે માર્યો તેથી અણબનાવ કરીને તે ત્યાંથી ચાલ્યો ગયો અને લાગ જોઈને રા'ના પ્રદેશમાં લૂંટફાટ ચલાવવા લાગ્યો.

આ વાતની રા'ને ખબર પડી ત્યારે તેને દુઃખ થયું. એક તો સાહેબજીનું અવસાન થયું હતું અને બીજી બાજુ તેનો નાનો ભાઈ રાયબજી પણ હાલ મોસાળ હતો. તેથી તેને ચેન પડતું નહિ. આથી તેણે રાયબજીને બોલાવવા માટે માણસ મોકલાવ્યો.

જ્યારે આ વાતની હરધોળજીને ખબર પડી, ત્યારે તે રાયબજીનો માર્ગ રોકીને બેસી રહ્યો. રાયબજી ત્યાંથી પસાર થતાં જ તે તેના પર તૂટી પડ્યો. ઉભય પક્ષના સૈનિકો વચ્ચે દારુણ ઝપાઝપી ચાલી. હરધોળજી એક પંજાહથો યુવાન હતો, ત્યારે રાયબજી ઠીંગણો હતો; છતાં અત્યંત ચાલાક હોવાથી તે કુશળતાપૂર્વક હરધોળજી પર ત્રાટક્યો. તેણે તક મળતાં પોતાની તલવાર હરધોળજી પર વીંઝી, તેથી હરધોળજી ત્યાં જ પડ્યો.

હરધોળજી પડતાં તેનું બળ પણ ભાંગી પડ્યું. હર-

ઘોળજીને મારીને ફતેહના ડંકા વગાડતો રાયબજી શ'એંગાર પાસે આવ્યો.

આ વખતે કચ્છ ભદ્રેસરમાં જામ રાવળનું થાણું હતું. ભદ્રેસરના હાલાઓ સમય મળતાં શ'ના પ્રદેશમાં કંઇ ને કંઈ અડપલું કરી જતા હતા. તેથી રાયબજી સૈન્ય લઈને તેના પર ચડી ગયો અને તેણે સાત શેરડા સુધી તેમને હાંકી કાઢ્યા.

## રાવળપીર

'પટ્ટણ સબ ડટ્ટણ'નો પ્રબળ મંત્ર ફૂંકનાર યોગીરાજ ધૂંધળીમલ્લ અથવા મહાત્મા ધોરમનાથ લોકોક્તિ અનુસાર એક વખત માંડવી તાલુકામાં આવેલ હાલના રાયણ પાસેની રિયાણ પટ્ટણની પાદરે ધૂણી લગાવીને બેઠો હતો. તેનો એક ચેલો ગામમાંથી ભિક્ષા માગી લાવતો હતો. વખત જતાં ગામમાં ભિક્ષા મળતી બંધ થઈ. તેથી ચેલાએ નવો રસ્તો લીધો. તે રોજ જંગલમાંથી લાકડાં કાપીને વેચી આવતો અને એક બાઈ પાસેથી રોટલા પકાવી ગુરુને ખવડાવતો. એક દિવસ લાકડાંનો ભારો તેના માથામાં લાગ્યો અને તેથી તેનું માથું પાકી ગયું. આગળ જતાં તેમાં કીડા પડયા. છતાં તે પોતાનું નિત્યનું કાર્ય બજાવતો હતો. એક દિવસ તે સૂતો હતો, ત્યારે તેના માથા પર ઓઢેલું તેનું કપડું ખસી ગયું એટલે તેના જખ્મ પર ગુરુની નજર પડી ગુરુએ તેને પૂછ્યું, ત્યારે તેણે સર્વ હકીકત ગુરુને કહી સંભળાવી. વાત સાંભળતાં ગુરુ કોપાયમાન થયો, અને તેણે પોતાના શાપથી રિયાણ પટ્ટણને ભસ્મીભૂત કરી દીધું. એક રિયાણ પટ્ટણને પ્રતાપે ચોર્યાસી પટ્ટણ હોમાઈ ગયાં.

આ પાપનું પ્રાયશ્ચિત્ત કરવા ધોરમનાથ ધીણોધરના ડુંગર પર આવ્યો અને પ્રાયશ્ચિત્ત કરવા લાગ્યો. ત્યાં તેને એ જ અવસ્થામાં બાર વર્ષ થઈ ગયાં. આ સમય દરમિયાન અરલ ગામની એક બાઈ તેની પાસે આવી અને પોતાનું વંધ્યાપણું ટળી જાય તે માટે આશીર્વાદ માગવા લાગી. ધોરમનાથને આ બાઈ પર દયા આવી. પણ એ બાઈના ભાગ્યમાં સંતતિ ન હોવાથી એ વિચારમાં પડ્યો. અંતે તેણે બાઈને નિરાશ ન કરવાના ઉદ્દેશથી આશીર્વાદ આપ્યા. બાઈ ચાલી જતાં ધોરમનાથજી પોતે સમાધિ લઈ એ બાઈને પેટે અવતરવા તૈયાર થયો. તેણે સમાધિ લઈ લીધી.

મજૂર બાઈને પેટે પૂરે દિવસે એક સુંદર બાળકનો અવતાર થયો. એ બાળકનું નામ રાવળ રાખવામાં આવ્યું. આ બાળક મોટો થતાં રોજ પોતાના પિતાની ગાયો ચરાવતો. બાળક યુવાન થતાં માતપિતાને તેને પરણાવવાના કોડ જાગ્યા. તેથી એક સુંદર બાલિકા સાથે તેનું વેવિશાળ કરવામાં આવ્યું. પણ રાવળ પોતે યોગીનો અવતાર હતો, તેથી પરણવા તૈયાર નહોતો. આથી, એક વખત તેની ભાવી પત્ની પનઘટ પર પાણી ભરી રહી હતી ત્યારે રાવળે કહ્યું: 'બહેન ! ઘડો ઉપડાવું કે ?'

રાવળનાં વચનો સાંભળી તે બાળાને તો પોતે જાણે જમીનમાં સમાઈ જતી હોય તેમ લાગ્યું. રાવળ પોતે ત્યાંથી નાસી ગયો અને હાલના ગુંદિયાળી ગામની દક્ષિણે આવેલા દેવરાજ ધલના ગામે આવી પહોંચ્યો. ત્યાં તે દેવરાજ ધલના ઘોડા ચરાવવાની કામગીરી પર રહ્યો. રાવળને આ

કામગીરી બહુ જ ગમી ગઈ અને તે સવારથી સાંજ સુધી જંગલમાં જ રહેવા લાગ્યો.

એક વખત દેવરાજને ત્યાં અવસર હોવાથી રાવળ માટે ખાવાનું મોકલાવવાનું રહી ગયું. આ વાતની દેવરાજને ખબર પડતાં તે પોતે ઘોડા પર સવાર થઈ ભાણું આપવા ગયો. રાવળ એ વખતે સૂતો હતો. તે જે ઝાડ નીચે સૂતો હતો તેની નીચે થંડો છાંયડો હતો. પણ સૂર્ય અસ્તાચળે જતો હોવાથી છાંયડો સ્થિરતાપૂર્વક મધ્યમાં રહ્યો હતો. આ ભાળી દેવરાજ અચરજ પામ્યો અને ત્યાં જ બેસી રહ્યો. જ્યારે રાવળ ઊઠ્યો ત્યારે પડછાયો પોતાના અસલ ઠેકાણે પહોંચી ગયો. આ જોઈ દેવરાજ રાવળને પગે પડ્યો. તે દિવસથી રાવળ પોતે રાવળપીરના નામે ઓળખાવા લાગ્યો.

દેવરાજને બે રાણીઓ હતી, છતાં તેને કંઈ સંતતિ નહોતી. તેણે રાવળપીર પાસે આશીર્વાદ માગ્યા. રાવળપીરે બન્ને રાણીઓ પાસેથી દૂધના કળશિયા ભરી લાવવા કહ્યું. દેવરાજે તરત જ આ વાતને અમલમાં આણી. તે દૂધના બે કળશિયા લઈ આવ્યો. રાવળપીર દૂધને જોઈ રહ્યો અને બોલ્યોઃ 'આ કળશિયા લઈ જાઓ અને રાણીઓને પિવડાવજો. મોટી રાણીએ ચોખ્ખું દૂધ આપ્યું છે, પણ નાની રાણીએ દૂધમાં પાણી ભેળવ્યું છે. તેથી એને કપટી કુમારનો જન્મ થશે. પરિણામે તમારે આ ભૂમિનો ત્યાગ કરવો પડશે.'

દેવરાજ ત્યાંથી ચાલ્યો ગયો અને રાવળપીરે આપેલ આશીર્વાદ ફળીભૂત થવાની રાહ જોવા લાગ્યો. યોગ્ય સમયે

તેને ત્યાં બન્ને રાણીઓને એકેક કુમાર અવતર્યો. આગળ જતાં રાવળપીરનું વચન સત્યાર્થ નીવડયું. વીંઝાણુના હાલા અજાજીના વીરકુમાર હાલા મહેરામણુજીએ આ ઘલ લોકોને અહીંથી હાંકી કાઢ્યા અને આખા પ્રદેશનો કબજો પોતાના હાથમાં લઈ લીધો.

રાવળપીરે લોકોપકારનું એક બીજું મહાન કાર્ય કરેલું કહેવાય છે. એ અરસામાં શેખ લોકોનું અતિ પરિબળ હતું. તેઓ આવકમાંથી પાંચમો હિસ્સો (પંજડી) ઉઘરાવતા, અને તેમણે એવા અનેક લાગાઓ જનતા પર બેસાડેલા. આ શેખ લોકોના ત્રાસથી જનતા કંટાળી ગઈ હતી. છતાં તે તેમને સાંખી રહી હતી. આ લોકો કર ઉઘરાવવા ઉપરાંત નિત્ય એક માણસ બલિદાન માટે પણ જનતામાંથી લેતા હતા. એક વખત એક કુંભારણુનો યુવાન છોકરો હતો તેનો વારો આવ્યો. આજે તે શેખ લોકોના બલિદાન તરીકે હોમાઈ જવાનો હોવાથી એ કુંભારણુ બહુ જ આક્રંદ કરી રહી હતી. જ્યારે રાવળપીરને આ વાતની ખબર પડી ત્યારે તે ત્યાં ગયો અને એ કુંભારણુના છોકરાને બદલે પોતે જશે એમ કહ્યું.

મધરાત થતાં છોકરાને લઈ જવા શેખ લોકો આવ્યા અને રાવળપીર તે લોકોની સાથે ગયો. તેણે પોતાના આત્મબળના પ્રતાપે શેખ લોકોને એવા સપડાવી દીધા કે તે લોકો રાવળપીરને પગે પડ્યા અને પોતાનાં કૃત્યો બદલ માફી માગવા લાગ્યા. આ દિવસથી એ શેખ લોકો સર્વ કુકૃત્યો કરતા ભૂલી ગયા.

જે બાળા સાથે રાવળપીરનું વેવિશાળ થયું હતું, તે શુંદલદેવી સતી હતી. તેથી રાવળપીરના ચાલ્યા જવા પછી તેણે પોતાના માવિત્રોને પોતાનાં લગ્ન બીજા કોઈ પક્ષ સાથે કરવાની મનાઈ કરી દીધી. તેણે પોતે પોતાનું જીવન કૌમાર્યાવસ્થામાં વ્યતીત કરવાનો નિશ્ચય કરી લીધો. જ્યારે આ બાઇને રાવળપીરના રહેઠાણની જાણ થઇ, ત્યારે તે રાવળપીર પાસે આવી.

રાવળપીરને આ વાતની ખબર પડી ગઇ, એટલે તેને બહુ સંકોચ થયો. શુંદલ આવી પહોંચે તે પહેલાં જ તેણે સમાધિ લઈ લીધી.

શુંદલને રાવળપીરે સમાધિ લઈ લીધાની ખબર પડી, એટલે તે પણ તેની પાછળ સતી થઈ.

સતી શુંદલ બાઇના નામ પરથી ત્યાં જે ગામ વસાવવામાં આવ્યું, તેનું નામ શુંદિયાળી રાખવામાં આવ્યું. તેના ભાઈ નારાણના નામથી ત્યાં એક વિશાળ તળાવ ખોદાવવામાં આવ્યું, અને તેનું નામ નારાણસર રાખવામાં આવ્યું.

કચ્છ વીંઝાણમાં આ વખતે જામ હરધોળના પુત્ર તે જામ રાવળના કાકા અજાજીનો અમલ હતો. વીંઝાણમાં અજાજીએ પોતાને નામે અજાસર તળાવ હમણાં જ બંધાવ્યું હતું. અજાજી પાસે સુમરાઓ અને હિંગોરાઓનું સૈન્ય હતું. તેમાંથી હિંગોરાઓએ તો મુસ્લિમધર્મ સ્વીકારી લીધો હતો. પણ સુમરાઓ અર્ધહિંદુ અને અર્ધમુસલમાન ધર્મ માનતા હતા. તળાવ નવું તૈયાર

થયેલ હોવાથી ગામના માણસો દાતણપાણી માટે સવારે અહીં આવતા હતા.

એક વખત અજાજીનો કુમાર રાયધરજી અહીં આવ્યો અને હિંગોરાઓ દાતણ કરતા હતા તે તરફ જોવા લાગ્યો. હિંગોરાઓ દાતણ કરીને દાતણને ત્યાં જ પાળ પર બીજા દિવસ માટે ખોડી રાખતા. તેથી કુમારે એ માટે પૂછ્યું. હિંગોરાઓએ ધાર્મિક કારણ બતાવતાં કહ્યું કે, 'જ્યારે કયામતનો દિવસ આવશે ત્યારે દાતણમાંથી વિષ્ઠા જેવી વાસ નીકળશે.' તેથી કુમારને આ લોકોની મશ્કરી કરવાનું સૂઝયું. તેણે પોતાના ખવાસને કહીને દાતણને વિષ્ઠાનો સ્પર્શ કરાવ્યો અને તેમને જેમ હતાં તેમ રાખી મૂક્યાં.

બીજે દિવસે હિંગોરાઓ જ્યારે દાતણ કરવા આવ્યા, ત્યારે પોતાનાં દાતણોને ઇરાદાપૂર્વક ખરાબ કરાયેલાં જોઇ તેઓ ઉશ્કેરાઈ ગયા. તપાસ કરતાં તેમને ખબર પડી કે અજાજીના કુમાર રાયધરજીએ આ મશ્કરી કરી છે ત્યારે તેઓ વીંઝાણ ત્યાગીને સાહેબજીના કુમાર જસાજી પાસે ભુજમાં આવ્યા. તેમણે જસાજીને વીંઝાણ અપાવવાની લાલચ આપીને પોતાની સાથે ચાલવા તૈયાર કર્યા.

આ વખતે રા'ખેંગાર મોરબીમાં હોવાથી જસાજીને વીંઝાણ પડાવી લેવાનો લોભ જાગ્યો. તેથી તે મોટી ફોજ સાથે વીંઝાણ પર ચડાઇ કરી ગયો.

હિંગોરા જતાં અજાજીનું લશ્કરી બળ ઘટી ગયું હોવાથી અજાજીએ વિચાર્યું કે જસાજીના જંગી સૈન્યનો સામનો કરવા જેટલું બળ મારી પાસે નથી. વળી તેની

રાણી ગર્ભવતી હોવાથી તેણે વીંઝાણ ખાલી કરવા જસાજી પાસેથી બે માસની મહેતલ માગી. પણ જ્યોતિષીની સલાહ લઈને જસાજીએ એ મહેતલ સ્વીકારી નહિ અને તાત્કાલિક વીંઝાણ ખાલી કરવા જણાવ્યું. તેથી અજાજી પોતાના રસાલા સાથે વીંઝાણ ખાલી કરી ગયો.

વીંઝાણથી બેત્રણ માઈલ જતાં અજાજીએ ત્યાં પોતાની છાવણી નાખી. ત્યાં તેની રાણીને પેટે પુત્રનો પ્રસવ થયો. તેનું નામ મહેરામણજી રાખવામાં આવ્યું.

થોડાક દિવસ પછી અજાજી પોતાના સૈન્ય સાથે આગળ ચાલ્યો અને કચ્છ માંડવી પાસે સળાયા ગામે મુકામ કર્યો. આ પ્રદેશમાં તે વખતે ધલ રજપૂતોની સત્તા હતી. અજાજીએ ધીમે ધીમે આ લોકોને મારી હઠાવીને સળાયા, મસ્કા, ગુંદિયાળી આદિ ગામો પોતાના કબજામાં લઈ લીધાં અને પોતાનું મુખ્ય સ્થાન ગુંદિયાળીમાં રાખ્યુ. આ પ્રદેશમાં પોતાની સત્તા જમાવતાં તે સ્વર્ગવાસ પામ્યો. અજાજીના મૃત્યુ પછી સર્વ સત્તા તેના કુમારોના હાથમાં આવી. મહેરામણજી હવે યુવાન થઈ ગયો હોવાથી તે પોતાના ભાઈ રાયધરજીને હરેક કાર્યમાં મદદ કરવા લાગ્યો. એક દિવસ સૂર્યોદય થવા છતાં પણ રાયધરજી સૂતો પડ્યો હતો, ત્યારે તેની માતાએ કહ્યું કે, 'આવી રીતે સૂતો રહીશ તો મહેરામણજી ગરાસ ખાવા દેશે નહિ.'

આ શબ્દો મહેરામણજીને તીરસમાન લાગવાથી તે ગુંદિયાળી છોડીને ચાલ્યો ગયો.

કચ્છ–ભદ્રસરમાં આ વખતે જામ રાવળનુ થાણું નામ

માત્રનું હતું. અહીં આવીને મહેરામણજીએ પોતાની સત્તા જમાવી. તેણે ભદ્રેસર, લૂણી આદિ પ્રદેશો કબજામાં લઈ લીધા. મહેરામરણજી બુદ્ધિશાળી અને વીર હોવાથી તેની દશા દિનપ્રતિદિન ઉજ્જ્વળ થતી ગઈ. તેને ચૌદ કુંવર હતા. સૌથી મોટો ડુંગરજી અને સૌથી નાનો ભોજરાજજી.

આ વખતે ઝાલા રાજ રાયસંગજી હળવદની ગાદી પર સ્થાપિત થતાં તેણે ચંદ્રસંગજીને ઉઠાડી મૂકયો. તેથી ચંદ્રસંગજી રા'ખેંગાર પાસે સહાય માટે આવ્યો. હળવદની ગાદી પર પુનઃ રાયસંગજીને આવેલો સાંભળી રાંખેંગારના દિલમાં પોતાના ભાઈ સાહેબજીના બદલાની પ્યાસ જાગી. તેથી તેણે કચ્છના નાનામોટા જાગીરદારોને સહાય માટે કહેણ મોકલ્યું. પણ ઝાલા રાયસંગજીના બળથી ડરીને કોઈ પણ સહાય માટે તૈયાર થયો નહિ. માત્ર મહેરામણજી પોતાના સૈન્ય સાથે રા'ખેંગારને સહાયરૂપ થવા આવ્યો. મહેરામણજીની અતુલ હિંમત જોઈને રા' બહુ જ ખુશી થયો. તેણે મહેરામણજીને પોતાનું સૈન્ય પણ સાથે આપીને રાયસંઘ પર ચડાઈ લઈ જવા મોકલ્યો.

મહેરામણજીને ચડી આવેલા જોઈ રાયસંગજી પણ મેદાનમાં લડવા માટે આવ્યો. રીતસરની લડાઈ શરૂ થઈ. આ લડાઈમાં અસંખ્ય સૈનિકો સાથે રાયસંગજી પણ મરાયો. તેથી તેના સૈન્યમાં ભંગાણ પડયું. થોડાક સમયમાં રાયસંગજીનો એક પણ માણસ મેદાનમાં જોવામાં આવ્યો નહિ. તેથી મહેરામણજી વિજયધ્વજ સાથે હળવદના દરવાજામાં દાખલ થયો.

આ યુદ્ધમાં છૂત્યા પછી મહેરામણજીની કીર્તિ ચોતરફ ફેલાવા પામી. આ વાતને કેટલોક સમય વ્યતીત થઈ જતાં કાઠિયાવાડમાં ભૂચરમોરીનું યુદ્ધ ફાટી નીકળ્યું. જામનગરની ગાદી પર એ વખતે જામ સત્તાજી હતો. જામ સત્તાજી એક વીરપુરુષ હતો. તેને નમાવવા અકબર બાદશાહે એક ફોજ મોકલી. પણ તેને સત્તાજીએ હાર આપવાથી અકબર પાદશાહે અઢી લાખની જંગી ફોજને દક્ષિણ, ગુજરાત અને બંગાળાના સૂબા આજમ, કોકો અને બાબીની સાથે મોકલાવી. તેથી મહેરામણજી પોતાના ચૌદ કુંવરોને લઈ આ લડાઇમાં સત્તાજીને સહાય આપવા ગયો.

આ યુદ્ધમાં મહેરામણજી પોતાના ચૌદે કુમારો સાથે અગાધ પરાક્રમ દાખવી મૃત્યુને ભેટ્યો. એમાં જામ સત્તાજીનો કુમાર અજોજી જેનાં અંગ પર હજી તો લગ્નની પીઠી ચોળેલી હતી તે પણ મરાયો. આ રક્તપિપાસુ યુદ્ધને જોઈને દયાનાથ નામનો યોગી ડરીને ભાગવા લાગ્યો, તેથી તેના દરબારમાં અફવા ઊડી કે મહેરામણજી ડરીને નાસી છૂટ્યો.

× × × ×

## લાખો આમર

આમર હરધોળજી અને રાયબજી વચ્ચેની લડાઇ પછી હરધોળજીના મૃત્યુ પછી તેના ભત્રીજા લાખા તથા ફૂલે રા' સામે વેર બાંધવામાં સાર નથી એમ સમજીને પોતાનું વેર જતું કર્યું. તેમણે રા'ને આશરે આવીને ક્ષમા માગી રા'એ તેમનો વાક માફ કરી તેમના ઉદરનિર્વાહ માટે ગળ-

પાદર આદિ ચાર ગામો આપીને પોતાની પાસે રાખ્યા. કચ્છમાં ફરી શાંતિ સ્થપાઈ.

આમ, કેટલોક વખત વીતતાં એક વખત કચેરીમાં વાત પર વાત નીકળતાં ખેંગારજી બોલ્યો કે, 'હાલમાં ઉતાવળે લેઠો બંધાવનાર કોઈ ન હોવાથી, છોકરાઓ રણનો ખેલ પણ ભૂલી જશે.' આ વાતથી કચેરીમાં બેઠેલો એક ચારણ લાખા આમરને પાનો ચઢાવતાં બોલ્યો કેઃ—

દૂહોઃ-લાખા મરાચે હરધોળ, તું જીયો ન જીયો,
પાણેં ઉજાય પિંડજો, હથેસેં ડીયો.

ભાવાર્થઃ-હે લાખા આમર! તું તારા કાકાના નાશ પછી જીવ્યો ન જીવ્યો તે સમાન છે. તેં એ દીવડાને તારે હાથે જ હોલવી નાખ્યો.

ચારણનું મહેણું આમર લાખો સહન કરી શકે તેમ ન હોવાથી તે તરત જ ત્યાંથી ચાલ્યો ગયો. ફૂલકુમાર પણ તેની સાથે ચાલ્યો. રા'ખેંગારે આમ ચાલ્યા જવાનું કારણ પૂછતાં તે બોલ્યો કે, 'તમને ઉતાવળે લેઠો બંધાવનાર જોઈએ છે, તો અમે પણ અમારાથી બની શકશે તે કરી દેખાડીશું. તમે પણ હવે ભુજનું ઢાંકણું તૈયાર કરી રાખજો.' આમ કહી બન્ને ભાઈઓ સડસડાટ કરતા ચાલ્યા ગયા અને તે દિવસથી બહારવટે નીકળી પડ્યા.

કચ્છનું રણ ઊતરીને બન્ને ભાઈઓ સિંધ તરફ ગયા અને ત્યાં પોતાના પરિવારને સુરક્ષિત રાખીને બન્ને ભાઈઓ ધુનેરી આવ્યા. ત્યાંથી તેઓ રા'ના પ્રદેશમાં લૂંટફાટ ચલાવવા લાગ્યા. લાખા આમરે પોતાની બહાદુરી તથા

ચાલાકીથી થોડાક દિવસોમાં કચ્છમાં ત્રાહિત્રાહિ બોલાવી દીધી.

લાખા આમરની દિન પર દિન સતામણી વધી ગઈ, એટલે રા'ખેંગારે તેના સામના માટે પોતાનું સૈન્ય મોકલાવ્યું. પણ એ સૈન્યના સપાટામાં લાખો આમર આવ્યો નહિ. તે તો જ્યારે રા'ની આથો હાથ આવતી ત્યારે તેને વાળી જઈને સિંધ તરફ હાંકી જતો.

લાખાના ત્રાસથી લોકો ડરવા લાગ્યા અને ઘરની બહાર પણ નીકળતા નહિ. લાખો પોતે જેવો વીર હતો, તેવો દાનેશ્વરી પણ હતો.

લાખા આમરના સાથીઓમાં નિંગાળિયા જસો અને જસરાજ નામે બે ભાઈઓ હતા. આ બંને ભાઈઓ પોતાની બહાદુરીનો પરચો બતાવવા પાતાળમાંથી પણ આથોનું હરણ કરી લાવતા હતા.

દિન પર દિન વધતા જતા ત્રાસથી રા' પાસે જનતાની ઘણીયે રાવો આવી, એટલે રા' એ ગુસ્સામાં પોતાના ભાઈ રાયબજીને જંગી ફોજ સાથે લાખા આમરનો મદ ઉતારવા મોકલાવ્યો.

આ વખતે ભુજની બહાર બુરાનશાહ પીર પોતાની ધૂણી નાખીને પડયો હતો. જ્યારે રા' અહીંથી પસાર થયો, ત્યારે પીરે પણ આશીર્વાદ આપ્યા.

રા' પોતાની ફોજ સાથે લાખા આમરની છાવણી 'ફૂલર્ગા' પાસે આવી પહોંચ્યો. રા'ને આવી પહોંચેલો જોઈને લાખાએ પોતાના ભાઈ ફૂલની સરદારી નીચે એક લશ્કર લડાઈ માટે મોકલાવ્યું અને લડાઈ શરૂ થઈ. ફૂલ

અને રાયબજી લડતાં લડતાં સામેસામે ભટક્યા અને એક-બીજા પર વાર કરતાં કરતાં મૃત્યુને ખોળે પડયા. રાયબજી મૃત્યુ પામતાં તેની સ્ત્રી સતી થઈ અને એની દેવડી અદ્યાપિ કાયમ છે.

ફૂલના સમાચાર મળતાં લાખો આમર પોતે લડવા આવ્યો. પોતાના ભાઈ ફૂલના મૃત્યુ પરથી તે પણ જીવ પર આવીને લડવા લાગ્યો. તેનો વિચાર રા'ખેંગારને મારી નાખવાનો હતો. તે રા'ની સામે આવ્યો. તેણે પોતાની તલવાર અઝૂમાવી પણ એ વખતે વેરાર નામનો રા'નો સૈનિક વચ્ચે પડ્યો. તેણે પોતાની શક્તિ મુજબ લાખા આમર પર તલવાર વીંઝી, અને તેથી લાખો મૃત્યુને શરણ થયો. આમ એક મહાન બહારવટિયાનો અંત આવ્યો.

લાખા આમરના મરણ પછી કેટલોક સમય તો શાંતિમાં પસાર થયો. પણ કાબુલનો મિર્ઝા હુસેન થોડા સમય પછી સિંધમાં થઈને કચ્છ પર ચઢી આવ્યો. આ વાતની રા'ખેંગારને ખબર પડી, એટલે તે પણ પોતાના સૈન્ય સાથે સામો લડવા ગયો. ઐડા પાસે ઉભય સૈન્યનો ભેટો થયો અને તલવારો મ્યાનબહાર થઈ. આ લડાઈમા કચ્છી વીરો બહુજ શૌર્યપૂર્વક લડ્યા અને તેમણે મિર્ઝા-હુસેનને મારી હઠાવ્યો.

રા'ખેંગારને ભોજરાજજી તથા ભારમલજી નામના બે કુમારો હતા. કુંવરો મોટા થતાં રા'એ તેમનુ વેવિ-શાળ કરવા પોતાના સમોવડિયા કોઈ રાજ્વીને ત્યાં કુળ-ગોરને મોકલાવ્યો. ગોર ફરતો ફરતો છેક પાવાગઢના

રાણા પાસે પહોંચી ગયો અને તેને ત્યાં રાજકુમારોનું માથું નાખ્યું. પાવાગઢના રાણાનું અભિમાની હૃદય ઉશ્કેરાઈ ગયું. તેણે કચ્છના રાજ્યગોરને ગર્વથી કહ્યું કે, 'તમારા રા' એક સાવજને મારીને અણનમ બન્યા છે, તે અમે જાણીએ છીએ. પણ એવા સાવજ તો અમારા છોકરા સુધ્ધાં મારી શકે છે.'

રાણાનાં આ વચનો સાંભળી ગોરને ઘણું માઠું લાગ્યું. તે તે જ વખતે પાછો ફર્યો અને ભુજમાં આવી તેણે રા'ને સર્વે હકીકત જણાવી.

રાણાના ઘમંડી બોલ સાંભળી રા' ઉશ્કેરાઈ ગયો, અને તેનો મદ ઉતારવા મોટી ફોજ સાથે પાવાગઢ ચડી ગયો. રા' ને આમ ચડી આવેલો જોઈને તેના અવટંકીપણા માટે રાણો ધન્યવાદ આપવા લાગ્યો, અને પોતાના અભિમાની બોલ માટે પસ્તાવો કરવા લાગ્યો. તેણે સુલેહના સંદેશા ચલાવવા માંડ્યા. તેથી સુલેહ કરી, રાણાની મહેમાની ચાખીને રા' ભુજ તરફ પાછો ફર્યો.

રા' ના સૈન્યમાં મોટો ભાગ મિયાણાનો હતો. મિયાણા લોકો મહા બહાદુર હતા, પણ સાથે બેપરવા હતા. તેથી તેમણે રસ્તામાં અકબર પાદશાહના શાહજાદા સલીમનાં એકાદબે ગામોમાં લૂંટ ચલાવી. રા'ને આ વાતની ખબર પડી, ત્યારે તેણે પોતાના માણસોને ધમકાવ્યા. પણ જ્યારે અકબર પાદશાહના સૂબાને આ વાતની ખબર પડી, ત્યારે તેણે મોટા સૈન્ય સાથે કચ્છી લશ્કરની પૂંઠ પકડી.

જ્યારે પોતે ઝારા ડુંગર પાસે આવ્યો, ત્યારે રા'ને પાદશાહી સૈન્યની ખબર પડી. તેથી પાદશાહી ફોજનો સામનો કરવા માટે ઝારા ડુંગરને યોગ્ય સ્થાન સમજી રા'એ પોતાની છાવણી ત્યાં નાખી.

પાદશાહી સૈન્ય આવી પહોંચતાં બંને વચ્ચે ભયંકર લડાઈ ચાલુ થઈ. આ લડાઈમાં રા'એ અતુલ બહાદુરી દાખવી. તેણે પાદશાહી ફોજના બાર મોટા ખાન સરદારોને કાપી નાખ્યા અને શાહી સૈન્યમાં ત્રાસ મચાવી દીધો.

આ લડાઈ વખતે જામ રાવળના કાકા હઠ્ઠાજી ઘણું પરાક્રમ દાખવી કામ આવ્યા. તેથી લદ્રેસર પાસેનું હરડી ગામ રા'એ બદલારૂપે તેમના વંશજોને ગરાસમાં આપ્યું. વળી મિયાણા જખરાએ પણ બહાદુરી બતાવેલ હોવાથી રા'એ તેને સમસ્ત મિયાણાઓનો સરદાર બનાવ્યો તેમજ જામની પાઘડી બંધાવી.

રા' એ મોગલ ફોજને હરાવી ભુજ તરફ પ્રયાણ કર્યું. વૃદ્ધાવસ્થામાં પણ રા'એ દાખવેલા પરાક્રમથી કચ્છી જનતા તેમને અનન્ય માનથી પૂજવા લાગી.

## રાયધર આમર

એક વખત સમસ્ત કચ્છમાં ત્રાસ ફેલાવનાર લાખા આમરનો પુત્ર રાયધર થયો. તે જ્યારે ઉંમરલાયક થયો, ત્યારે કચ્છનરેશ પાસેથી પોતાના પિતાનું વેર વાળવા તૈયાર થયો. રાયધર પણ પોતાના પિતા જેવો બહાદુર અને બુદ્ધિશાળી હતો, તેથી તેણે થોડા સમયમાં પોતાનો

પક્ષ મજબૂત જમાવી લીધો. તે પણ પોતાના પિતાની માફક કચ્છની હદમાંથી આથોનું હરણ કરીને સિંધ તરફ હંકારવા લાગ્યો.

આ વખતે ગુંદિયાળીમાં રાવળ જામના કાકા અજજીના કુમાર રાયધર હાલાનો અમલ હતો. રાયધર હાલો હંમેશ કસૂંબો પીતી વખતે રાયધર આમરને રંગમાં કહેતો કે, 'એ તો બોડીઓમાં ચરનારો છે. પણ જ્યારે તે કોઈ શીંગાળાને પડખે ચડશે, ત્યારે જ બહાદુરીની ખબર પડશે.'

રાયધર હાલાના આ શબ્દો એક વખત રાયધર આમરના આશ્રિત એક ચારણના કાને પડ્યા. તેણે રાયધર આમરને ખબર આપી. તેથી તે જ દિવસે આમર ગુંદિયાળીની હદમાં ચડાઈ કરી ગયો અને હાલાઓની મોટી મોટી આથોનું હરણ કરી લાવ્યો. આ વખતે એક આથનો રબારી રાયધણ હાલા પાસે ધા નાખવા દોડ્યો. તેથી આમરે તેને પોતાની પાસે બોલાવીને તેના બન્ને કાન કાપીને રાયધર હાલા પાસે મોકલાવ્યો. રબારી લોહી—નીતરતા કાને હાલા પાસે આવ્યો અને તેને તેણે વાત કરી. તેથી હાલાએ તરત જ પોતાના માણસો એકઠા કરીને આમરની પૂંઠ પકડી. પાંચટિયા પાસે બન્ને પક્ષોનો ભેટો થઈ ગયો અને લડાઈ શરૂ થઈ. ઝપાઝપીમાં બંન્ને પક્ષોના માણસો રણભૂમિમાં પડ્યા. આ ઝપાઝપી દરમ્યાન રાયધર આમર આથોને દૂર લઈ ગયેલ હોવાથી હાલા રાયધરને નિષ્ફળતાપૂર્વક પાછા જવું પડયું. રાયધર હાલાને પાછો જતો જોઈ પેલા ઉઠા ચારણે મહેણું માર્યું કેઃ—

દુહો:-રાયધરીયા રાયધરકે, વિંયણ દીજે વીર,
અભંગ આમર હરો, ડે તત્તા રતા તીર.

**ભાવાર્થ:**—હે વીર રાયધર હાલા! તું રાયધર આમરને જવા દે. નહિ તો તે આમરનો વંશજ તને તાતાં તીર આપ્યા વિના રહેશે નહિ.

આ મહેણું સાંભળી રાયધરજી હાલો શુંદિયાળી જવાને બદલે ભુજ તરફ વળ્યો. ત્યાં તેણે રા'ખેંગારજીને સર્વે હકીકત કહી સંભળાવી.

રાયધર આમરે મચાવેલો ઉત્પાત. કેટલાયે દિવસથી રા'ના દિલમાં ખટકી રહ્યો હતો. પણ પોતે વૃદ્ધાવસ્થા પામી ચૂકયો હતો. વળી તેના કુમારો પણ પુખ્ત વયના થયા નહોતા. આથી તે ચૂપ રહ્યો હતો. પણ હમણાં જ્યારે રાયધર હાલો ધા નાખવા આવ્યો, ત્યારે રાયધર આમર સામે ચડયા સિવાય છૂટકો નહોતો. તેણે પોતાના નાના કુમાર ભારમલજીને આમર સામે ચડી જવા આજ્ઞા આપી.

રાયધર આમરના વીરત્વની વાતોથી ભારમલજી વાકેફ હતો. તેથી તેણે વિચાર્યું કે, 'પાટવીકુમાર તો ભોજ-રાજજી છે. તો પછી મારે શું કામ મોતના મુખમાં જવું?' આમ વિચારી આંખો દુખવાનું બહાનું કાઢી તે પલંગ પર પોઢી રહ્યો.

જ્યારે રા'ને આ વાતની ખબર પડી, ત્યારે તેને બહુ જ દુ:ખ થયું. તેણે ભોજરાજજીને સૈન્ય લઇ જવા આજ્ઞા કરી. તેથી ભોજરાજજી જવા તૈયાર થયો. તેની મદદમાં રાયધર હાલો તથા રાઉ સમેજો આપવામાં આવ્યા.

કુમાર ભોજરાજજીની ફોજ વાયુવેગે રાયધર આમરને પકડવા ગઈ. ભુજથી દશ-બાર માઈલ પર આવેલા ઝાલુછેલા પાસે રાયધર આમરને તેમણે આપકડયા.

રાયધર આમરે ફોજ સાથે ભારમલજીના આવવાની આશા સેવી હતી. પણ જ્યારે ભોજરાજજી પોતે હતા, ત્યારે તેણે યુદ્ધમાં ઊતરવાને બદલે સુલેહની વાતો ચલાવી અને જે જોઈએ તે લઈ જવા ભોજરાજજીને કહ્યું.

કેટલીક વાટાઘાટ પછી દરબારી આથો અને હાલાની આથો પાછી આપવાના ફેંસલા પર સુલેહ થઈ. બન્ને પક્ષના માણસો પોતપોતાની આથોને ચૂંટવા લાગ્યા. આ વખતે એવી ઘટના બની કે, રાયધર આમરના ભાગમાં આવેલી એક ગાયનો વાછરડો રા'ની હદમાં રહેતા એક કણબીએ વેચાતો લીધેલ હતો, તેથી તે ભોજરાજજીને ભાગે આપતો હતો. પરંતુ આ વાછરડો ગાય સાથે બહુ જ હળી ગયો હતો, તેથી ઘડી ઘડી ગાય તરફ નજર નાખતો હતો. પણ કુમારના માણસો તેને પાછો વાળતા હતા. તેથી રાયધર આમરનો એક માણસ બોલ્યો કે, 'આવા વખતમાં વાછરડાને ખેંચી જતાં તમને દયા નથી આવતી ? રા' એક વાછરડા માટે કયાં દૂબળા પડી જાય તેમ છે?'

'એવા દયાળુના દીકરા હો, તો ગાયને પણ વાછરડા સાથે મોકલી આપોને ! તમને તો ચોરીનો માલ છે. કયાં કમાવા જવા પરસેવો ઉતારવો પડયો હતો ?'

બસ ! બાજી બગડી ગઈ. ઉપરની બોલાચાલી પરથી સુલેહ પર પાણી ફરી ગયું. સામસામી તલવારો ખેંચાઈ

અને કાપાકાપી ચાલવા લાગી. બાલુછેલાની જમીન લોહીથી નીતરવા લાગી.

કુમાર ભોજરાજજી બહાદુરીપૂર્વક લડી રહ્યા હતા, એટલામાં રાયધર આમર કુમાર સામે આવ્યો અને બન્ને બહાદુરો વચ્ચે રણસંગ્રામ શરૂ થયો. આ દ્વંદ્વયુદ્ધમાં રાયધર આમરે તક સાધી કુમાર પર જનોઈવઢનો એવો ઝટકો લગાવ્યો, કે તે જ વખતે કચ્છનો કુમાર હતપ્રાણ થઈ ધરણી પર ઢળી પડ્યો. ભોજરાજજીની કમરમાં લટકતી સુવર્ણની મૂઠવાળી કટારી રાયધર આમરે ખેંચી લીધી.

પાટવીકુમાર લડાઈમાં મરાતાં લડાઈ બંધ થઈ. કુમારનું મૃત્યુ કેટલી ભયંકર વસ્તુ છે તેની ખબર તો રાયધર આમરને પછી પડી. તેને લાગ્યું કે રા'ખેંગારજી હવે અમારો વંશ કચ્છમાં રહેવા દેશે નહિ. તેથી આમર પોતાના માણસો સાથે કચ્છ તજીને બરડા તરફ નીકળી ગયો.

જ્યારે રા'ખેંગારજીને કુમારના મૃત્યુની ખબર પડી, ત્યારે તેમને બહુ જ દુઃખ થયું. એક પછી એક આવતા આઘાતોને લીધે રા'નું અંતર વલોવાઇ જતું હતું. રાયધર આમર ઉપર વેરની વસૂલાત લેવા માટે રા' તક સાધી રહ્યો હતો.

રાઉ સમેજો કુમારની સહાયમાં લડતાં મરી ગયો હતો, તેથી તેના બદલામાં રા'એ તેના પુત્ર જેસર સમેજાને જમીતરની પાઘડી બંધાવી યોગ્ય કદર કરી.

રા'ખેંગારજીએ બારાની ટેકરી પર અકબર પાદશાહ-ની સેનાને હરાવેલ હોવાથી અકબરશાહના અંતરમાં આ વાત ખટકી રહી હતી. કચ્છ રાજ્ય દિલ્હીના પેટામાં હોવા-

થી, તે ખુલ્લી રીતે કચ્છ પર ચડી આવવાને બદલે આડકતરી રીતે રા' પાસેથી બદલો લેવા માગતો હતો.

આ વખતે ઘૂમલીમાં જેઠવાઓ અકબરની સત્તાને પણ ગણકારતા ન હતા. ઉપરાંત તેઓ અવારનવાર દિલ્હીના તાબાના પ્રદેશોમાં લૂંટફાટ કરી જતા. તેથી અકબર બાદશાહે રા'ને ઘૂમલી જઈને જેઠવાઓને દાબી દેવાનું ફરમાન કર્યું. દિલ્હીપતિના હુકમનો અનાદર થઈ શકે તેમ ન હોવાથી રા' ઘૂમલી પર ચડી જવા તૈયાર થયો.

રા'ખેંગારને ઘૂમલી પર ચડી આવતો સાંભળીને જેઠવાઓએ આવશ્યક વસ્તુઓનો કિલ્લામાં સંગ્રહ કરીને ઘૂમલીના દરવાજા બંધ કરી દીધા.

રા'એ આવીને ઘૂમલીના કિલ્લાને ઘેરો ઘાલ્યો. જેઠવાઓ પાસે પૂરતો સંગ્રહ હોવાથી તેઓ તરત જ બહાર આવે તેવો સંભવ ન હતો. કિલ્લો પણ મજબૂત હોવાથી તેને ઝટ તોડી પડાય તેમ ન હતું. આમ કેટલાય દિવસ પડ્યા રહેવા છતાંયે કંઈ ન વળવાથી રા' વિચારમાં પડ્યો.

રાયધર આમર જેવો બહાદુર હતો તેવો બુદ્ધિશાળી પણ હતો. તેને રા'ની નિષ્ફળતાની ખબર પડતાં તેણે વિચાર્યું કે, 'જો આ વખતે રા'ની કંઈ સેવા કરી શકાય, તો અવશ્ય રા'નો ગુસ્સો ઊતરી જશે.' તેથી તે પોતાના માણસો સાથે ઘૂમલી આવ્યો અને તપાસવા લાગ્યો કે કિલ્લાના દરવાજાઓ તોડી શકાય તેમ છે કે નહિ.

રાયધર આમરમાં બળનો પાર નહોતો. તે એક દરવાજા પાસે આવ્યો. દરવાજાની મજબૂતી અજમાવવા

તે પોતાના સર્વ બળથી તેને હડસેલવા લાગ્યો; તેથી દરવાજો ચણિયારામાંથી છટકી ગયો અને અંદર જવાનો રસ્તો ખુલ્લો થઈ ગયો. મધ્યરાત્રિને સમયે તે પોતાના માણસો સાથે અંદર ગયો. તેણે જેઠવાઓના સૈનિકોને બેપરવાઈથી પોઢેલા જોઈને તેમને રહેંસી નાખ્યા, અને કિલ્લો સર કરી દીધો. રાયધર આમરના માણસોના 'જિયેરા'ના લલકારથી વાતાવરણ ગાજી ઊઠ્યું.

રાયધર આમરના માણસોના 'જિયેરા'ના પોકારો રા'ની છાવણીમાં સ્પષ્ટ સંભળાતા હતા. તેથી રા'એ પોતાંના એક જાસૂસને ખબર કાઢવા મોકલ્યો.

થોડીક વાર પછી જાસૂસે આવીને જણાવ્યું કે, 'રાયધર આમરે રા'ના નામથી ધૂમલીનો કિલ્લો કબજે કરી લીધો છે અને ત્યાં રા'નો વાવટો ફરકાવેલ છે.'

આ વાત સાંભળી સર્વે હેરત પામી ગયા કે, 'એક દુશ્મનને આ શું સૂઝ્યું ?'

સવાર થતાં રાયધર આમર રા'ની મુલાકાતે આવ્યો, ત્યારે તેની કમરે કુમાર ભોજરાજજીની સુવર્ણજડિત કટારી લટકતી હતી. તેથી રા'ના સૈનિકોએ રા'ને આમરને મારી નાખવા કહ્યું. પણ શરણે આવેલા માણસને મારવો નહિ એવા ઉદ્દેશથી રા'એ પોતાના સૈનિકોને ચેતવણી આપી દીધી.

'પણ અન્નદાતા ! કુમારની કટારી જોઈને અમારી આંખમાં ખુન્નસ તરી આવે છે,' રા'ના સૈનિકોએ કહ્યું.

સાગરદિલ રા'એ તેમની વાત તોડી પાડવાના ઉદ્દેશથી ટૂંકો જવાબ આપ્યો કે, 'કાઠી કાઠીજે ભારસેં ઝૂરી ચોંધી.'

બન્યો. તેણે પોતાની હદ વીંઝાણ સુધી વધારીને પોતાનું નામ અમર કરવા અલિયાસર નામે તળાવ બંધાવ્યું.

આ અલિયાજીએ કચ્છ માફક સિંધમાં પણ લૂંટફાટ ચલાવવા માંડી હતી. એક વખત તે સિંધના એક રાયશીપોત્રા બુરાનશાહની ભેંસો વાળી લાવ્યો. આ વાતની બુરાનશાહને ખબર પડી, એટલે તેણે પોતાની ભેંસો પાછી આપવા માગણી કરી. અલિયાજીએ પ્રત્યુત્તરરૂપે જણાવ્યું કે, 'મિંયા, મારી વાળેલી આથો કદી પાછી મળતી નથી. માટે જેમ આવ્યા છો, તેમ પાછા ચાલ્યા જાઓ ' બુરાનશાહ બોલ્યો કે, ' મારા જેવા ફકીરની ભેંસો રાખવામાં તમારું સારું કદી નહિ થાય. ' આમ કેટલેક વાદવિવાદ થતાં બુરાનશાહે શાપ આપ્યો કે, 'તારી મેડીમાં ગધેડાં લોટશે, તારો વંશ કે તારી ઠકરાઈ પણ રહેવા પામશે નહિ. '

ફકીરના શબ્દો સાંભળીને અલિયાજી બોલ્યો કે, 'કોરીનો કાંઠો તો તું પણ ઓળંગીશ નહિ.' આમ સામસામાં વચનો નીકળવા માંડ્યાં. બુરાનશાહ કોરી નદીને કિનારે આવ્યો, કે તરત જ તેણે દમ છોડ્યો, અને આ તરફ અલિયોજી પણ દેવલોક પામ્યો. પેલા ફકીરને કોરીથી દોઢ ગાઉ દૂર લઈ જઈ ત્યાં દફનાવવામાં આવ્યો, ત્યાં તે ઓલિયા તરીકે પૂજાય છે. અલિયાજી કોરામાં પીર થઈને પૂજાય છે. અલિયાજીના પાળિયાને આજ પણ લોકો કસૂંબો પાય છે.

એક વખત ભગન ભાટ નામનો એક પાદશાહી ભાટ દેશદેશના રાજ્વીઓની કસોટી કરતો મુલક મુલકમાં ફરી રહ્યો હતો. ફરતો ફરતો તે કચ્છમાં આવી પહોંચ્યો. દાતારોની

પરીક્ષા કરવા તેણે એક વિલક્ષણ રીત અખત્યાર કરી હતી. તેણે લોઢાની એક મોટી ગદા તૈયાર કરાવી હતી. તેણે એવો નિયમ કર્યો હતો કે જે રાજવી પોતાને આ ગદા એક વખત મસ્તકમાં મારવાની પરવાનગી આપે, તેની પાસેથી દાન લેવું. તે આજ લગીમાં અનેક મુલકો ફરી વળ્યો હતો. પણ તેની કસોટીમાંથી પાર ઊતરે એવો એક પણ રાજવી તેને ભળ્યો નહોતો. તેથી તે રા' ભારમલજીની દાનવીરતાની પ્રશંસા સાંભળીને પોતાના રસાલા સાથે તેની પાસે આવ્યો. રા'એ તેનો સત્કાર કર્યો અને દાનમાં જે જોઈએ તે માગી લેવા કહ્યું. પણ ભગન ભાટે પોતાની મુશ્કેલી વ્યક્ત કરી અને પેલી પ્રચંડ ગદા બતાવીને કહ્યું: 'નામદાર, જે કોઈ આ લોઢાની ગદા મને મસ્તકમાં મારવા દે, તેમનું દાન લેવાનું મારું બિરદ છે. તેથી જ્યાં સુધી મારું બિરદ પૂરું ન થાય ત્યાં સુધી હું દાન સ્વીકારી શકું નહિ.' 'ભાટની આ વિચિત્ર વલણ જોઈને રા' વિસ્મિત થયો. પેલી લોઢાની ગદા એક જ ફટકામાં પ્રાણ લે તેવી ભયંકર હતી. પણ રા' એ ભીષણ વસ્તુથી ભય પામે તેવો ન હતો. તેથી તેણે તરત જ મસ્તક પરથી પાઘડી ઉતારી અને ભાટને પોતાનું બિરદ પરિપૂર્ણ કરવા આજ્ઞા કરી. ભગન ભાટે તરત જ પોતાની આંખો લાલઘૂમ કરીને ગદા ઉગામી. રા' તો કશી પણ ભીતિ વગર સંપૂર્ણ શાંતિપૂર્વક અડગ અને અડોલ ઊભો હતો. ભગન ભાટે ઉગામેલી ગદાને ઊંચે જ રહેવા દઈ ફરીથી રા'ને વિચારી જોવા કહ્યું કે, 'આ ગદાનો એક જ ઘા મનુષ્યનું મસ્તક તોડી પાડી, તેની ખોપરીના ભૂરચે ભૂરચા ઉડાવી દેવાને બસ છે. માટે ફરી વિચાર

રા'નો જવાબ સાંભળીને સૌ ચૂપ થઈ રહ્યા. એટલામાં રાયધર આમર પણ પરવાનગી લઈને રા'ના તંબૂમાં આવ્યો અને ક્ષમાયાચના કરવા લાગ્યો.

રાયધર આમરનો ખરા દિલનો પશ્ચાત્તાપ જોઈને રા'એ તેના સઘળા ગુના માફ કર્યાં અને ઘૂમલી સર કરવાના તેના અપૂર્વ પરાક્રમ માટે ધન્યવાદ આપ્યો.

આમ થોડા સમયના વાર્તાલાપ પછી આમર રા'ની રજા લઈને પોતાના માણસો સાથે પાછો ફર્યો. પરંતુ જ્યાં તે તંબૂની દોરી ઓળંગતો હતો, ત્યાં તેનો પગ અટવાઈ ગયો અને તે જમીન પર પડયો. નીચે પડતાં જ કમરમાં લટકતી કટારી તેના પેટમાં ખૂંચી ગઈ અને તે મરણ પામ્યો. આમ રા'ના શબ્દો સાચા પડયા.

આ સમયે માણુ મેરૈયાના વંશવાળો શિહો મેરૈયો પણ ભુજ આવી પહોંચ્યો. જ્યારે રાવળ જામે હમીરજીનું ખૂન કર્યું, ત્યારે શિહા મેરૈયાનો બાપ કચ્છ છોડીને જેસલમેર ચાલ્યો ગયો હતો. તે ત્યાં જ મરણ પામ્યો. તેથી તેના દીકરાએ જ્યારે રા'ની ચઢતી કળા સાંભળી, ત્યારે તે સમાવંશની ચડતી કળાના ચોપડા લઈ ભુજમાં આવ્યો. તુમેર ચારણના વંશમાંથી તારસુર તુમેર હતો. તે પણ રા' પાસે આવ્યો તેથી રા'એ તેમની કદર કરી અને તેમને છૂટે હાથે દાન આપ્યું.

રા'ખેંગારજી નેવું વર્ષની જિંદગી જીવીને સ્વર્ગવાસી થયો. બાલ્યાવસ્થાથી વૃદ્ધાવસ્થા સુધીમાં અનેક પરાક્રમો દાખવી તે પોતાનું નામ અમર કરી ગયો.

## ૨૯ : દાનવીર ભારમલ

દુહો:-સંમે સત્રુ કઢ્ઢેઆ, સારે સંભારે,
ખટ્યો રા' ખેંગાર, ભોગવેઆ ભારે.

રા' ખેંગારના યુવરાજ કુમારશ્રી ભોજરાજજી ઝાલુ-છેલામાં રાયધર આમર સાથે લડતાં કામ આવ્યા. ભોજ-રાજજીનો કુંવર અલિયાજી નાની ઉંમરનો હોવાથી, રા' ના સ્વર્ગવાસ પછી રાજ્યલગામ કુમારશ્રી ભારમલજીના હાથમાં આવી. ભારમલજીએ ઘણી ઉદારતા દાખવીને દેશવિદેશમાં પોતાનું નામ દાનવીર તરીકે મશહૂર કર્યું. આથી જનસમાજ-માં કહેવત ચાલી છે, 'ખટ્યો ખેંગાર, ને ભોગવ્યો ભારે.'

ભોજરાજજીના કુંવર અલિયાજીને કોરા પરગણું આપ-વામાં આવ્યું. અલિયાજીએ ઉંમરલાયક થતાં જ પોતાના હક માટે દાવો કર્યો અને રા' ભારમલજી સામે બળવો પોકાર્યો. વળી તેણે કચ્છપ્રદેશમાં લૂંટફાટ ચલાવવા માંડી. પણ રા' ભારમલજી બધું સહન કરી અલિયાજી પાછળ પોતાના માણસો મોકલતા નહિ. આથી અલિયાજીનો માર્ગ વધુ સરળ

કરીને જ મારી માગણીનો સ્વીકાર કરજો.'

રા' ભારમલજીએ તેને વખત ન લગાડતાં તરત જ તેનું કાર્ય પૂર્ણ કરવાની શાંત ચિત્તે સૂચના કરી. ભગન ભાટે ફરીથી પેલી ભયાનક ગદા વીંઝી. પરંતુ ગદા રા'ના મસ્તકને અડે તે પહેલાં જ તેણે તેને અટકાવી દીધી અને જમીન પર પટકી નાખી. રા'એ પોતાનું બિરદ પૂરું કર્યું તે માટે ભાટે તેને ધન્યવાદ આપી તેની પ્રશંસા કરવા માંડી. રા'એ પણ તેને ખૂબ દાનમાનાદિથી નવાજીને સંતુષ્ટ કર્યો, અને હવે પછી કોઇ પણ દાનવીરની આવી કપરી પરીક્ષા ન લેવાનું તેની પાસેથી વચન લઇ લીધું. ભગન ભાટ રા'ની પ્રશંસા રૂપે કહે છે કેઃ—

છપ્પો

જહાં નાંહિ જલ બિમલ, કમલ ફૂલે ન સરોવર,
અઢક શુઅર અપાર, એક પંખી નહિં બઢભર.
કઠન ભોમ ડુંગર અઘાત, સિંહ તેહિ ઠોરહી હુકે,
પંથી ચલે ન પંથ, ચોર ઠીંગાલુ લૂંટે.
ભુખરી ભુરટ લગે ઘનાં, નર તુરંગ થકે ગવન,
તું ન હોત ભારા નૃપત, કચ્છ દેશ આવત કવન?

આટલી પ્રશંસા કરીને ભગન ભાટજી ત્યાંથી ચાલ્યા ગયા અને હર જગાએ કચ્છનરેશની પ્રશસ્તિ ગાવા મંડયા.

રા' ભારમલજી નિશદિન ચિન્તામાં રહેતો હતો. કારણ કે તેને ત્યાં જે સંતાન થતું તે જૂજ સમયમાં મૃત્યુને શરણ થતું. રા'એ કેટલાયે ઇલાજો અજમાવ્યા, કેટલીય જહેમત ઉઠાવી, પરંતુ તેનાં સંતાનો જીવતાં રહેવા પામતાં નહિ.

એક વખત એક યોગીરાજ ફરતાં ફરતાં ભુજ નગરમાં આવી પહોંચ્યો. રા'એ આ યોગીને માનપૂર્વક બોલાવી પોતાની હૃદયવ્યથા રજૂ કરી. યોગીએ સહેજ વિચાર કરીને જણાવ્યું કે, 'રાજાએ પૂર્વજન્મમાં એક ગરીબ બ્રાહ્મણની થાપણ ઓળવેલી હોવાથી, તે બ્રાહ્મણે આત્મહત્યા કરી અને એ પાપકર્મને લીધે જ રાજાની સંતતિ જીવતી નથી.' યોગીએ એ પાપની અસર દૂર કરવા યોગ્ય વિધિ કરી અને રા'ને દાનપુણ્ય આદિ ખૂબ ધર્મકાર્યો કરવાની સલાહ આપી. તે દિવસથી રા'એ પોતાને હાથે પુણ્યની સરિતા વહાવવા માંડી. તેણે પોતાના પ્રદેશમાં બાર ઝાળીઓ બાંધી આપી, સુવર્ણરાયનું મંદિર બંધાવ્યું અને એવાં ધર્મકાર્યોમાં છૂટે હાથે પૈસા ખરચવા માંડયા.

આ પુણ્યકર્મના પ્રતાપને લીધે થોડા સમયમાં રા'ને ત્યા દેવના ચક્રસમાન એક બાળકુમારનો જન્મ થયો. આ કુમારનું નામ જેહોજી (જિયોજી) રાખવામાં આવ્યુ. જેહો-કુમાર બાળપણથી જ દાતાર હતો. કચ્છના દાનવીરોમાં અદ્વિતીય એવો એ બાલ દાતાર હતો. જન્મતાં વેંત જ તેણે એકશ્વાસે રુદન કરવા માંડયું. કુમારનું રડવું જ્યારે કોઈ પણ પ્રકારે અટકાવી શકાયું નહિ, ત્યારે આ વાત પેલા યોગીને જણાવવામાં આવી. યોગીએ કહ્યુ કે, 'કુમાર મહાન ઘોડાનો દાતાર થશે. માટે જો તેને હાથે દરરોજ અકેક ઘોડો દાનમાં આપવામાં આવશે તો જ કુમારનું રડવું બંધ થશે.' યોગીના કહેવા અનુસાર દાન કરવામાં આવતાં જ બાળ-કુમારનું રડવું બંધ પડી ગયું અને તેણે ધાવવા માંડયું.

તે દિવસથી બાળકુમારને હાથે ઘોડાનું દાન દેવાનો રિવાજ રાખવામાં આવ્યો.

જેહાકુમાર જેમજેમ મોટો થતો ગયો, તેમતેમ તેની દાનવીરતા પણ વધતી ચાલી. દેશપરદેશના ચારણો દાન માટે આવતા અને કુમાર છૂટે હાથે દાન કરતો. તેને માટે ભારમલજી રા'નો ખજાનો ખુલ્લો હતો.

કચ્છી કુમારની દાનવીરતાની પ્રશંસા સાંભળી એક મારવાડી ચારણ તેને યાચવા માટે આવ્યો, અને જેહાની દાનવીરતા જોઈ આશ્ચર્યમાં ગરકાવ થઈ ગયો. જેહાજી પાસે આવી તેણે વચન માગ્યું. કુમારે તરત જ તેને વચન આપ્યું અને જે જોઇએ તે માગી લેવા જણાવ્યું.

ચારણ તરત જ બોલી ઊઠ્યો:

દુહો:–જોયા દેશ વિદેશ, નર કોઈ નીરખ્યો નહિ,
પાત્રાં પિતા કર પેશ, જેહલિયા ભારે તણા.

**ભાવાર્થ**:—મેં દેશવિદેશ જોયા, પણ કોઈ ખરેખરો નર દીઠો નહિ. માટે હે ભારમલજીના જેહાજી! તું તારો પિતા આ યાચકને સોંપી દે.

ખુદ ભારમલજીને દાનમાં માગનાર આવો વિચિત્ર માગણ આજ સુધી જેહાજીએ જોયો નહોતો. ચારણની આ માગણી સાંભળી કુમાર ધર્મસંકટમાં આવી પડ્યો. પિતા પુત્રને દાનમાં આપી શકે, પણ પુત્ર પિતાને કેવી રીતે દાનમાં આપી શકે? તે વાત જેહાજીની સમજમાં ઊતરી શકી નહિ. તેથી તેણે રા' ભારમલજી પાસે સલાહ માગી. રા' જગતવ્યવહારનો અનુભવી હતો. તેણે વિચાર્યું કે, આવી વિલક્ષણ

માગણી કરવામાં ચારણનો જરૂર કંઈ ઉદ્દેશ હશે. તેથી તેણે ચારણને બોલાવીને તેની માગણી માટે પૂછી જોયું. એટલે ચારણ બોલ્યો કે, 'અન્નદાતા! મારે આપનું બીજું કંઈ પણ કામ નથી. પણ હું આપને મારવાડ તેડી જઈશ. ત્યાં હું આપને એક રૂપાળી રજપૂતાણી સાથે પરણાવીશ, અને ત્યાં પણ આપના કુમાર જેહા જેવા અદ્વિતીય દાતાર ઉપજાવીશ. જેહાજીને યાચવા માટે અમારે છેક મારવાડથી કચ્છ સુધી આવવું પડે છે. તેને બદલે ત્યાંજ જેહાજી જેવા દાનવીરો પાકશે, તો કચ્છ સુધી આવ્યા વિના અમારો બેડો પાર થઈ જશે.'

ચારણની આ ચતુરાઈ જોઈ ભારમલજી અત્યંત આનંદ પામ્યો. તે બોલ્યો: 'ચારણદેવ! એક વાર જેહાજીની માતા જેવી રાજપૂતાણી શોધી લાવો, અને પછી ખુશીથી તમારી સાથે મને તેડી જજો.'

'જેહાજીનાં માતા કેવાં હતાં, અન્નદાતા?' ચારણે વાત છેડી.

'સાંભળો, બારોટજી! જેહાજીની માતા વિવેક, વિનય અને મર્યાદાની સાક્ષાત્ અવતારરૂપ હતી. જેહાજી જ્યારે છ માસનો હતો ત્યારથી તેની માતા એની મર્યાદાનો ભંગ થાય તે સહન કરી શકતી નહિ. એક વખત જેહાજીની માતાથી સહેજ મર્યાદાનો ભંગ થયો. એટલે તેને પોતાનું જીવન અકારું લાગ્યું. તેણે તેજ સમયે આ સંસારનો સદાને માટે ત્યાગ કર્યો. ચારણદેવ! જ્યાં આવી પરમ પવિત્ર જમીન હોય, ત્યાંજ જેહાજી જેવાં રત્નો પાકી શકે—અન્યથા નહિ.'

રા'નું આ કથન સાંભળી ચારણનો ભ્રમ ભાગી ગયો. તેણે તે જ ક્ષણે-ક્ષમા માગી. રાઓશ્રીએ તેને પુષ્કળ દ્રવ્ય આપી વિદાય કર્યો.

જેહાજીની કીર્તિ મેડતાના જેમલજી રાઠોડને કાને આવી. તેણે પોતાની કન્યાનું સગપણ જેહાજી વેરે કરવાનું માગું મોકલ્યું. જેહાજીની ઉંમર આ વખતે સોળ વરસની હતી, પણ જેમલજીની અવસ્થા મોટી હોવાથી તેણે પોતાની પુત્રીનાં લગ્ન ઝટ આટોપી લેવાનો વિચાર કર્યો. જેહાજીનાં લગ્ન નક્કી થયાં. મેડતાથી આણાની વહેલ કચ્છ તરફ આવવા લાગી.

આ તરફ જેહાજીએ ગળામાં માળા નાખી, તે જ દિવસથી તેના શરીરમાં કોઈ ભયંકર માંદગીએ ઘર ઘાલ્યું. આ માંદગીએ એ બાલદાતાર પર એવો હલ્લો કર્યો, કે આણાની વહેલ જ્યારે પાદરે આવી, ત્યારે કચ્છના કોડીલા દાતાર મૃત્યુને શરણ થયા!

આ ખબર બાઈને પહોંચાડવામાં આવ્યા, અને તેને પાછા જવાની સૂચના આપવામાં આવી. પરંતુ આ રાઠોડ રાજપૂતાણી હવે પાછી ફરે તેમ ન હતું. તેણે પોતાની વહેલને સીધી છતરડી તરફ હાંકી અને એ વીરબાળાએ ત્યાં જેહાજી સાથે જ સહગમન કર્યું. આ બાઈ સાથે મેડતાથી બે માનકારી અમીરો આવેલા, તેઓ પણ આ ઘટના જોઈને જીવતા જમીનમાં સમાઈ ગયા.

જામ રાવળે જ્યારે પોતાની આખી જિંદગીમાં બાવન હજાર ઘોડાનું દાન કર્યું હતું, ત્યારે જેહાજીએ માત્ર સોળ વરસમાં ત્રીસ હજાર ઘોડાનું દાન કર્યું હતું. માગણ લોકો-

એ જેહાજીની પ્રશંસા કરતાં ગાયું છે કેઃ—

દૂહો—સોળ વરસેં સમરપેઆ, તુંરંગ ત્રીસ હજાર,
જેહલીયા ભારે તણા, તો હત્થાં બલિહાર.

રા' ભારમલજીના મનમાં પોતાના કુમારના મરણનો ઘા હતો ત્યાં સંવત ૧૬૩૫ માં એક મોટો દુકાળ પડ્યો. ભારમલજી આ દુકાળ દરમ્યાન પોતાનો ઘા વીસરી જઈ, છૂટે હાથે દુષ્કાળપીડિતોને સહાય કરવા લાગ્યો. તેણે ભૂખે મરતા અસંખ્ય ગરીબોના જીવ ઉગાર્યા. એ વખતે અખંડ ચરુ ચડાવવામાં આવ્યા હતા, અને જે કોઈ ભોજન લેવા માટે આવે તે દરેકને છૂટથી જમાડવામાં આવતું હતું. ચારણો ભારમલજીની આ કીર્તિકથા કરતાં કહે છે કે—

દૂહોઃ-પાંત્રીસો પડંતે; ખંડો ખળભળેઆ,
માંગણ ડગમગેઆ, તેં ખંભે ચડાયા ખેંગઉત.

ભાવાર્થઃ-પાંત્રીસો દુકાળ પડતાં ખંડેખંડ ખળભળવા લાગ્યા, અને માગણ લોકો ડગમગવા લાગ્યા. તેમને હે ખેંગારસુત! તેં ખભે ચડાવીને આશ્રય આપ્યો.

દૂહોઃ—નવ સોરઠ નવકોર, જણે નવલખ તારલા,
મઇયલ તું મનમોટ, તેં ભોભરેઆ ખેંગઉત.

ભાવાર્થઃ-નવલખ તારા જેટલા દેશદેશના માગણોને, હે મોટા મનવાળા ખેંગારસુત! તેં તારી પાસે રોકીને આશરો આપ્યો.

દૂહોઃ-નાગણ પૂછે નાગને, આવે તાપ અપાર,
ચરુ અખંડ ચડાવિયા, ભૂપત ભારામલ.

ભાવાર્થઃ-પૃથ્વી ધારણ કરનાર નાગને નાગણ પૂછે

છે, કે આવો અનહદ તાપ ક્યાંથી આવે છે? નાગ તેને પ્રત્યુત્તર આપે છે કે, એ તાપ તો ભારમલજીએ અનાજના અખંડ ચરુ ચઢાવેલા છે તેનો છે.

દૂહો:-ભારામલ ભેટે, ભૂપત કાંઈ ભેટિયે ?
કલ્પતરુ હેઠે, ધતૂર કાં ધંધોડિયે ?

ભાવાર્થ:-ભારમલજીનો ભેટો થયા પછી અન્ય ભૂપતિઓની મુલાકાત લેવાનું શું પ્રયોજન રહે? કલ્પતરુ હેઠે બેસીને ધંતૂરાના ઝાડને ધુણાવવાથી શો ફાયદો થાય?

દૂહો:—પાડ જિન પાતાર, અભ ડારૂં ઓઠેહરા,
કાયમ કે કિરતાર, મેડી ભારામાલજી.

ભાવાર્થ:—જેનાં મૂળિયાં પાતાળમાં છે અને ડાળો આભમાં પહોંચી છે, એવા જામ ઓઠાના વંશજ ભારમલજીનું સ્થાન કિરતારે કચ્છમાં કાયમ કર્યું છે.

દૂહો:—તોં વિઠે ત્રેયેં ધણી, પાણી ચડ્યો પૂર,
આભ ઉગે જીં સૂર, તોં ઉગે અજવારો થેઓ.

ભાવાર્થ:—હે ત્રંબાળના ધણી, તેં તારા નામ પર ખૂબ પાણી ચઢાવ્યું છે. તારા વડે સૂર્યની માફક કચ્છની ભૂમિ પ્રકાશમાન બની છે.

દૂહો:—ભુજ પચ્છમ ભાલેરો, હંમેશ ભારો હોય,
ત ચોડો ચારે કચ્છજો, કખ ન લોપે કોય.

ભાવાર્થ:—કચ્છની પચ્છમ ભૂમિમાં સદા ય ભાલાને ધારણ કરનાર ભારમલજી હોય, તો ચૌદસેં ચાળીસ ગામોના કચ્છદેશનું એક તણખલું પણ કોઈ લોપી શકે નહિ.

ગુજરાતની ગાદી પર આ વખતે સૂબો મુજફરખાન

હતો. દિલ્હીના પાદશાહ અકબરે તેને પદભ્રષ્ટ કરીને ગુજરાતની સત્તા પોતાના હાથમાં લીધી. આથી મુજફરે બળવો જગાવ્યો. મુજફરને પકડવા માટે ગુજરાતનો નવો સૂબો આજમ કોકલતાશ તેની પાછળ પડ્યો. મુજફર કાઠિયાવાડમાં કેટલોક મુલક ફરીને, આખરે જામનગરના જામ સત્તાજીના આશ્રયે આવ્યો. એટલામાં કોકલતાશ પણ ત્યાં આવી પહોંચ્યો અને મુજફરને સોંપી દેવા માગણી કરવા મંડ્યો. પણ જામ સત્તાજી શરણાગતને સોંપવા તૈયાર ન હતો, તેથી તેણે કચ્છ વગેરે સ્થળેથી મદદ મંગાવીને લડાઈ જાહેર કરી. ચઢી આવતું પાદશાહી સૈન્ય જામ સત્તાજી પર ચઢી આવ્યું અને ભૂચરમોરીના મેદાનમાં યુદ્ધ થયું. આ લડાઈમાં સત્તાજીએ ચારે તરફથી મદદ મેળવેલી હોવાથી તેનું બળ ખૂબ મજબૂત હતું. જીત પણ એના જ પક્ષને મળે તેવો સંભવ હતો. પરંતુ લોમો ખુમાણ અને દોલતખાન જેમને સત્તાજીએ એક વાર જબરી હાર આપી હતી, તે ફૂટી જઇને સૌથી પ્રથમ જામના સૈન્યમાંથી નાઠા અને પાછળથી કોકલતાશને જઈ મળ્યા. એમના નાસવાથી લશ્કરમાં ભંગાણ પડ્યું. જામ સત્તાજીએ પોતે હાથી પરથી ઊતરી ઘોડા પર સવાર થઈ શત્રુઓનો સંહાર કરવા માંડ્યો. સત્તાજીના કુમાર અજાજી, જેમણે લગ્નની વરમાળા ધારણ કરેલી હતી તે બહાદુરીપૂર્વક લડીને રણમેદાનમાં રોળાયો. જસા વજીરે પણ પૂર્ણ પરાક્રમ દાખવી લડાઈ જારી રાખી, પણ સાંજ થતાં જ જામની હાર થઈ. અનેક બહાદુર વીરો આ ભયંકર હત્યાકાંડમાં હોમાઈ ગયા. જામ અને મુજફર

ડુંગરમાં છુપાઈ રહ્યા, અને કોકલતાશે જામનગર સ્વાધીન કરી તેને ઈસ્લામાબાદ નામ આપ્યું.

મુજફ્ફર ત્યાંથી નાસીને ઓખામંડળ ગયો. પણ ત્યાં યે કોકલતાશે પીછો પકડ્યો, તેથી ઓખાના વાઘેરાએ તેને કચ્છમાં ઉતારી દીધો. કચ્છમાં તે રા' ભારમલજીના આશ્રયે આવીને રહ્યો. કોકલતાશની ફોજ કચ્છમાં પણ આવી ચડી. તેણે રા'ને મુજફ્ફર સોંપી દેવાનું કહેણ મોકલાવ્યું. આ વખતે રા'ને બીજે ક્યાંય પણ સહાય મળે તેમ નહોતું, તેથી તેણે સંધિનું કહેણ મોકલાવ્યું.

એટલામાં જામનગરનો જામ સત્તાજી, જે પાછળથી કોકલતાશ સાથે મળી ગયો હતો તેણે એક બાજુ રા' સાથે સંધિ માટે સંદેશા ચલાવવા માંડયા અને બીજી બાજુ મુજફ્ફર પાસે પહોંચી જઈને તેને રા' બોલાવે છે એમ જણાવ્યું. આથી મુજફ્ફર બહાર નીકળ્યો તેવો જ તેને ગિરફતાર કરીને પાદશાહી સૂબાને હવાલે કરવામાં આવ્યો. પાદશાહી લશ્કર મુજફ્ફરને લઈ અમદાવાદ જતું હતું, રસ્તામાં ધ્રોળ નજીક મુજફ્ફર અસ્ત્રા વતી આત્મહત્યા કરી મરણ પામ્યો.

એ વખતમાં અકબર પાદશાહના મૃત્યુ પછી તેનો શાહજાદો સલીમ જહાંગીર નામ ધારણ કરીને ગાદીએ આવ્યો. જહાંગીર ફરતો ફરતો જ્યારે અમદાવાદ આવ્યો, ત્યારે રા' ભારમલજી તેની મુલાકાતે ગયો અને બે હજાર રૂપિયા ન્યોચ્છાવર કરી, સો અશરફી તથા સો કચ્છી ઘોડાનું પાદશાહને નજરાણું આપ્યું. તેના બદલામાં પાદશાહે રા'ને ઉત્તમ પ્રકારનો પોશાક, હાથી, એક હાથણ, એક જડાઉ તલવાર,

એક ખંજર અને એક કટાર આપ્યાં. ઉપરાંત કોરીની મહોર પણ આપી. વળી જે મક્કે હજ કરવા જાય, તેમને પોતાને ખરચે ત્યાં પહોંચાડી આપવાના કરારથી કચ્છ પરની ખંડણી પણ જહાંગીરે કાઢી નાખી. આમ પાદશાહની મુલાકાતમાં ફતેહમંદ નીવડી રા' ભારમલજી ત્યાંથી પાછા ફર્યા.

કચ્છના દાનવીર રાજકુમાર જેહાજીના અવસાન પછી યુવરાજપદ કુમાર ભોજરાજજીને પ્રાપ્ત થયું. ભોજરાજજીથી નાના કુમાર મેઘજી હતા. આ મેઘજીને અંજાર પરગણું આપવામાં આવ્યું હતું તેમજ તેનું સગપણ ઉમરકોટના સોઢા રજપૂતોમાં કરવામાં આવ્યું હતું. મેઘજીના સસરા સોઢાને ત્રણ કુંવરીઓ હતી. સોઢાએ ત્રણે કુમારિકાઓનાં લગ્ન એકીસાથે કરવાનો વિચાર કર્યો અને ત્રણેનાં લગ્ન નક્કી થયાં. ત્રણે જાનો એક જ દિવસે આવી પહોંચી. કચ્છના કુમાર મેઘજીની જાન પણ મોટા દમામ સાથે આવી. ત્યાં ચાલ્યા આવતા રિવાજ મુજબ મશ્કરીમાં ત્રણે વરરાજાઓની મોજડીઓ સોઢારાજના જનાનખાનાની ચાલાક દાસીઓએ ઉપાડી લીધી. મોજડીઓ જોઈને રજપૂતાણીઓ કહેવા લાગી કે, 'બીજા બે વરરાજાઓ તો શાહુકાર છે, પણ કચ્છના વરરાજા તો બિચારા ગરીબ દેખાય છે.' આ વાત મેઘજીને કાને આવી, પણ તેણે એ વાત પોતાના મનમાં રાખી. પણ જ્યારે યાચકવર્ગને પરવા આપવાનો વખત થયો, ત્યારે બીજા વરરાજાઓ તરફથી સર્વને એકેક મહોર આપવામાં આવી. ત્યારે રાજકુમાર મેઘજીની ગોઠવણથી કચ્છની જાનના સર્વે માણસોએ પોતપોતાના ઘોડા સર્વે સામાન સાથે યાચક-

વર્ગને આપી દીધા. કચ્છની જાનની આ ઉદારતા જોઈને સૌને નવાઈ લાગી, અને કચ્છી રાજકુમારની મશ્કરી કરનાર રજપૂતાણીઓ મનમાં શરમાવા લાગી.

મેઘજી મહાપ્રતાપી હતો. તેના કુંવરો પણ તેના જેવા જ પ્રતાપી હતા. તેને દશ કુંવરો થયા: (૧) ખેંગારજી, તે ભોજરાજજી પછી ગાદીએ આવ્યો; (૨) અજોજી, તેને ગરાસમાં માડીગામ મળ્યું; (૩) તમાચીજી તેને ખંભરો મળ્યુ; (૪) ઉનડજી, તેને વરસામેડી મળ્યું; (૫) અભેરાજજી, તેને ચીરે મળ્યું; (૬) રાયસંઘજી, તેને ભચાઉ મળ્યું; (૭) સુજોજી તેને સીકરો મળ્યું; (૮) કુંભોજી, તેને કુંભારડી મળ્યું; (૯) લખધીરજી અને (૧૦) રાયધણજી નાનપણમાં જ સ્વર્ગવાસ પામ્યા.

## ૩૦ : ખેંગાર બીજો

રા'ભારમલજી પછી કચ્છની ગાદી પર યુવરાજ ભોજરાજજીનો રાજ્યાભિષેક થયો. ભોજરાજજીએ શાહ વર્ધમાન મારફત સુનરા બંદરની સ્થાપના કરી. અહીં પ્રથમ મિયાણાનો વાસ હતો અને એક ડુમરાનું ઝાડ હતું. તેથી લોકો તેને ડુમરો કહેતા. પણ વર્ધમાન શાહે ભોજરાજજીના નામ પરથી તેને ભોજપર બંદર નામ આપ્યું. પાછળથી રા'એ ત્યાં મનમોહનરાયજીનું મંદિર બંધાવ્યું. તેના પરથી એ ગામડાનું નામ અપભ્રષ્ટ થઈને સુનરા પડયું

ભોજરાજજી ટીલે બેસતાં તેણે પોતાના ભાયાતો પાસેથી વરઠ માગી. આ વખતે દેવાજી પચાણજી સાહેબાણી ભુજમાં દેશ ચોવટિયા તરીકે પ્રખ્યાત હતો. આ દેવાજી એક વખત સત્તાધારી પુરુષ ગણાતો. તેથી સર્વે ભાયાતો તેની પાસે આવ્યા અને રા'એ નવી રકમ ભાયાતો પર બેસાડવાની પેરવી કરી તેને અટકાવવા ભલામણ કરી. દેવાજીને આ વાત યોગ્ય લાગી. તેથી તેણે બુદ્ધિ વાપરી રા'ને ચારણ મારફત નીચે મુજબ સંદેશો પાઠવ્યોઃ—

## ચારણી ગીત

પૂછો ભીમને આમર પૂછો, નવું ઘરે નહિ કાછ નરેશ;
ભાઈયું માથે ભાર ન હોયે, દેવો કહે દાદાણો દેશ. ૧
કેહરાં-અબડાં જડ કાઢે ને, હાલાં-મુગલાં હારવેઆ;
દેવો કહે કે દાનવ દળેઆ, કેતું વારૂં કલહ કિયા ! ૨
બાહુ જો બલવંત રહે તો, દળ દુશ્મન નહિં દેય ડરાં;
રાવ કહ્યો તિમ સાહેબ-રાયબ, ભોજ કહે તિમ અમે કરાં. ૩

આ ગીતની ભોજરાજ પર અસર થતાં તેણે નવા કરની વાત પડતી મૂકી.

રા'ને સંતતિ ન હોવાથી તેણે પોતાના ભાઈના પુત્ર ખેંગારજીને દત્તક લીધો.

ખેંગારજી ગાદીએ આવ્યો ત્યારે દેવાજી પચાણજીનો ભાઈ તથા સરવૈયો કવાટ આ બન્ને માણસો પણ ચોવટિયા હતા. તેમના પર રા'ની સારી મહેરબાની હતી. આ અરસામાં એવી ઘટના બની કે આ બંને જણા એક ખૂબસૂરત ખવાસણ પર આશક થયા. તેથી ઉભય વચ્ચે વેરની આગ ભભૂકી ઊઠી. એજ વેરની આગમાં સરવૈયા કવાટે દેવાજીના ભાઈ ખીમાજીને કતલ કરી નાખ્યો. આ વાતની દેવાજીને ખબર પડી, એટલે તેણે પોતાના ભાઈનું વેર લેવા તક સાધી અને એક દિવસ નાગર ચકલામાં સરવૈયાનો ભેટો થતાં તેના તેજ વખતે કટકે કટકા કરી નાખ્યા.

રા'ખેંગારે (બીજાએ) મારવાડના એક વિદ્વાન ચારણને આસરો આપ્યો હતો. આ ચારણ ચાલાક હોવાથી રા'ની તેના પર સારી પ્રીતિ હતી. આ કારણથી લાખિયાર વિયરાના ચારણો આ ચારણ પ્રત્યે ઈર્ષાની નજરે જોવા

લાગ્યા. અધૂરામાં પૂરું રા'એ એ મારવાડી ચારણને સગપણ આપવા લાખિયાર વિયરાના ચારણોને કહ્યું. આથી લાખિયારના ચારણો ઊલટા વધારે ખિજાયા, પણ રા'ની સન્મુખ કંઈ બોલી શકયા નહિ. તેઓ મનમાં કપટ રાખીને મારવાડી ચારણને લાખિયાર વિયરે તેડી ગયા અને ત્યાંજ તેને મારી નાખ્યો.

આ વખતે નવરાત્રિના દિવસો હતા, અને રા' આશાપુરાજીના દર્શન કરવા માટે ગયો હતો. ત્યાં તેને આ વાતની ખબર પડી, એટલે એ દગાબાજ ચારણો પર તે અત્યંત ક્રોધાયમાન થઈ ગયો. તે એ ચારણોને ભયંકર સજા કરવા માટે લાખિયાર વિયરે જવા ઊપડ્યો.

રસ્તામાં નેત્રા ગામ પાસે એક કાપડિયાએ તેમને ચારણો પર લડાઈ ન કરવા સમજાવ્યું. પણ રા'નો ગુસ્સો શમે તેમ ન હોવાથી તેણે કાપડિયાની વાત માની નહિ. તેથી કાપડિયો તેલી જલ્લો પહેરીને રા' ની સન્મુખ બળી મૂઓ.

રા' તરતજ લાખિયાર વિયરે આવ્યો. તેણે પાદરે તંબૂ નાખ્યા. રા' ને આવી પહોંચેલો જોઇ ચારણો ગભરાવા લાગ્યા. તેઓ ગામમાં એક સતી જીવીબાઇ રહેતી હતી તેની પાસે જઈને બચાવવા વિનવણી કરવા મંડ્યા. સતીએ તેમને પાદરે ચિતા ખડકાવવાનું કહ્યું. તેમણે તેમ કરતાં સતી એ ચિતાગાં બળી મૂઇ. પણ તેની ચિતામાંથી એક સમડી ઊડીને રા'ના તંબૂ પર બેઠી તેથી રા' ના તંબૂને પણ આગ લાગી અને રા' મરણને શરણ થયો. તે દિવસથી કચ્છના માલિક લાખિયાર વિયરાનું પાણી પીતા નથી

તેમજ એ ગામના પાદરમાંથી પણ પસાર થતા નથી.

રા' ખેંગારજીને રાણીજાયો કુંવર ન હતો. તેને સુમરી રખાતને પેટે હમીરજી નામે એક નાનો અનૌરસ કુંવર હતો. આ વખતે દેવાજી સાહેબાણીનો કુંવર સંગ્રામજી દેશ-ચોવટિયો હતો. આ ચોવટિયાએ સઘળી સત્તા પોતાના હાથમાં લઈ લેવાના ઉદ્દેશથી રા'ના અનૌરસ પુત્ર હમીર-જીને કચ્છની ગાદી પર સ્થાપિત કરી લીધો.

આ સમયે નળિયામાં હોથીજી સાહેબાણી હતો. તેની અને સંગ્રામજીની વચ્ચે અણબનાવ હતો. આથી હોથીજીને હેઠે પાડવાના વિચારે સંગ્રામજીનું હૈયું ઊછળી રહ્યું હતું. તે રોજ ટંકશાળના લીમડા હેઠે દાતણ કરવા બેસતો, ત્યારે લીમડાની ડાળી પકડીને કહેતો કે, 'તું માં હોથીને લટ-કાવ્યો હોય, તો તેનો ભાર તું ઝીલી શકે કે નહિ?' આ બોલવાનો તેનો નિયમ થઈ પડ્યો હતો.

આ વાતની હોથીજીને ખબર પડતાં તે પોતાના ભાયાતો સાથે નળિયાથી અજાજી પાસે માડી ગામે આવ્યો અને તેને કચ્છનું રાજ્ય અપાવશે એમ કહ્યું. પણ અજાજી શાન્ત પ્રકૃતિનો માણસ હોવાથી તે સાથે આવ્યો નહિ. તેથી હોથી અજાજીના ભાઈ તમાચીજી પાસે ખંભરે જવા ઊપડ્યો.

તમાચીજીને છ કુમારો હતા પણ ગરાસમાં માત્ર એક ખંભરો જ હોવાથી તેની સ્થિતિ કફોડી હતી. આ કારણથી તમાચીજીના પાટવીકુમારને અજાજીએ સુથરી ગામમાં દશ-બાર પ્રાજા ધરતી આપી હતી. ત્યાં રાયધણજી રહેવા લાગ્યો.

હોથીજીએ તમાચીજી પાસે આવીને તેની પાસે પણ

અજાજીની માફક વાત કરી. તેથી તમાચીજી તૈયાર થઈ ગયો, અને કારતક માસના ચંદ્રને દિવસે મિસલને વખતે ભુજ કચેરીમાં આવી પહોંચ્યો. આ વખતે હમીરજીનો મામો હમીરજીને ખોળામાં બેસાડીને ગાદી પર બેઠો હતો તેને હોથીજીએ ઉઠાડી મૂકયો અને તમાચીજીને ગાદી પર બેસાડી રાજ્યાભિષેક કર્યો.

હમીરજીને લઈ તેનો મામો સુમરો અમદાવાદના પાદશાહ પાસે ધા નાખવા ગયો. પાછળથી સંગ્રામજી પણ આવ્યો. છતાં પાદશાહ માન્યો નહિ, તેથી તેઓ કચ્છ પાછા આવ્યા. તમાચીજીએ હમીરજીને ભોજાય ગામ તથા સંગ્રામજીને રોહાગામ કેટલીક વાટાઘાટ પછી આપ્યું.

તમાચીજીને બે રાણીઓ હતી. બંનેને સરખો દિવસનો ગર્ભ હતો. નાની રાણી કાવાદાવાવાળી હતી. તેથી તેના પહેલાં જ્યારે મોટી રાણીને પ્રસવ થવાનો અવસર આવ્યો ત્યારે નાની રાણીએ પોતાને ત્યાં પુત્ર જન્મવાની વધામણી તમાચીજી પાસે મોકલાવી. થોડી વાર પછી મોટી રાણીને ત્યાં કુંવર જન્મ્યો. તેનું નામ હાલોજી રાખવામાં આવ્યું. નાની રાણીને ત્રીજે દિવસે પુત્ર જન્મ્યો, તેનું નામ રાયધણજી રાખવામાં આવ્યું. ખરી રીતે હાલોજી ગાદીવારસ હતો. પણ નાની રાણીએ લુચ્ચાઈથી ખોટી વધામણી તમાચીજીને આપેલી હોવાથી ગાદીવારસ રાયધણજી થયો.

મોટો થતાં હાલાજીને આ વાત સાલવા લાગી કે પોતે ગાદીવારસ હતો છતાં તેની સાથે લુચ્ચાઈ રમવામાં આવી છે. તેથી હાલાજીએ સુંદ્રામાં શાહ સુરાહ નામે યોગી હતો તેની પાસે જઈને અંતરવ્યથા જણાવી, અને પોતાનો હક મળે તે માટે કંઈ યુક્તિ બતાવવા જણાવ્યું. તેથી યોગીએ કહ્યું કેઃ—

દુહોઃ—હાજા ! બાજી હો રહી, હો રહા હરધોર,
કલ્યાણ બિચારા કયા કરે? ભયાં રાઘુ રાંકા જોર.

આ વાત સાંભળી હાજોજી નિરાશ થયો અને પોતાને મળેલ ધમડકું તેની ચોવીસી સહિત હાથ કરીને ત્યાં બેસી રહ્યો.

રા' તમાચીજી જ્યારે ખંભરે હતા, ત્યારે એક મારવાડી ચારણે ભવિષ્ય ભાખતાં કહ્યું હતું કે—

દુહોઃ—કાં હર આગળ હાથ, કાં તું આગળ તમા?
કરશે જો રઘુનાથ, તો જન બીજે જાચાં નહિ.

ભાવાર્થ—હે તમાચીજી! મારો હાથ કાં તો ઈશ્વર આગળ છે અને કાં તો તારી આગળ છે. જો પ્રભુ કરશે તો ભવિષ્યમાં મારે તારા સિવાય બીજા કોઈ પાસે યાચવું પડશે નહિ.

આ વાત સાચી પડતાં તમાચીજીએ તેને છૂટે હાથે દાન આપી ખુશ કર્યો તેમજ તેને રાયધણપુર ગામ બક્ષિસ તરીકે આપ્યું.

દિલ્હીમાં જહાંગીરના મરણ પછી તેનો શાહજાદો શાહજહાં ગાદી પર આવ્યો. તેને ચાર દીકરા હતા. તેમાં દારા મોટો હતો. પણ સૌથી નાના ઔરંગઝેબે દગોફટકો કરી દિલ્હીની ગાદી પચાવી પાડી. દારા ત્યાંથી નાસીને કચ્છમાં રા' તમાચીજી પાસે રહેવા આવ્યો. દારાએ રા' તેમજ જામનગરના જામ પાસેથી ઔરંગઝેબ સામે લડવા સૈન્ય માગ્યું પણ તેમણે અસ્વીકાર કર્યો.

રા' તમાચીજીને છ કુંવરો હતાઃ (૧) હાજોજી, (૨) રાયધણજી, (૩) મેઘજી, (૪) હરધોળજી, (૫) કલ્યાણજી અને (૬) તુગોજી.

## ૩૧ : રાયધણ

**રા'** તમાચીજી પછી રાયધણજી ગાદીએ બેઠા, ત્યારે કંથકોટના દેદાઓ ઘણા બળવાન થઈ પડયા હતા. આ લોકો અવારનવાર કચ્છને હાનિ પહોંચાડતા હોવાથી રાયધણજીએ પ્રથમ દેદાઓ પર કટક લઈ ચડાઈ કરી અને તેમના પર પોતાનો કાબૂ જમાવી લીધો.

બરાબર આ સમયે કચ્છને કિનારે એક મહાન તેજસ્વી પુરુષ ઊતર્યો. એનું નામ હતું શાહ મુરાદ. શાહ મુરાદ મૂળ બુખારાના વતની હતા. રશિયાનો ઝાર આઈવન ચોથો, જે 'ભયંકર આયવન' ના નામથી પ્રખ્યાત છે, તેણે મધ્યએશિયામાં કિરગીઝ તાયફાના મુલક પર ચડાઈ કરી. આ વખતે બુખારાનો અમીર શાહ મુરાદ નામે હતો. તેણે કીરગીઝ લોકોને દરેક ખાનને પત્ર લખી ઝાર વિરુદ્ધ લડવા જણાવ્યું. આ પત્રો અચાનક ઝારના હાથમાં ચડી જતાં ઝારે કીરગીઝ લોકોને છોડી બુખારા પર ચડાઈ કરી.

બુખારા કંઈ એટલું બધું બળવાન નહોતું કે તે ઝારનો

સામનો કરી શકે. તેથી બુખારાના લોકોએ મસલત કરીને શાહ મુરાદને હજ કરવા જવાની સલાહ આપી. તેમણે રશિયનોને જણાવ્યું કે, 'અમે શાહ મુરાદને બરતરફ કરેલ છે.' તેથી આ વાત સાંભળીને ઝારે બુખારા પરની ચડાઇ પડતી મૂકી.

શાહ મુરાદ આ રીતે બુખારાથી નીકળીને કચ્છ તરફ આવ્યો અને મુનરામાં ઊતર્યો. ત્યાંથી તે ભુજ આવ્યો અને થોડા સમયમાં પોતાની કુશળતાથી રા'નો માનીતો થઈ પડયો.

આ વખતે જહાંગીર પાદશાહે માફ કરેલી કચ્છની ખંડણી ફરી વસૂલ કરવા માટે અમદાવાદથી પઠાણ મોઆઝીમ બેગ મોટી ફોજ લઇને કચ્છમાં આવ્યો.

રા' રાયધણજીએ પોતાને ખંડણી માફ થયાની હકીકત મોઆઝીમ બેગને સમજાવવા શાહ મુરાદ અને અન્ય વકીલોને મોઆઝીમ બેગ પાસે મોકલ્યા. આ લોકોએ તેમાં ખાસ કરીને શાહ મુરાદે તદબીરથી, કુનેહથી અને કુશળતાપૂર્વક મોઆઝીમ બેગના મનમાં કચ્છની ખંડણી માફ થયાનાં સચોટ કારણો ઠસાવી દીધાં. મોઆઝીમના મનનું સમાધાન થતાં તે ત્યાંથી પોતાનુ લશ્કર લઇને ચાલ્યો ગયો.

આ વિષે કચ્છમાં એવી વાત પ્રચલિત છે કે, શાહ મુરાદે પોતાની ચમત્કારી શક્તિદ્વારા રાત્રિસમયે મોઆઝીમનો પલંગ દરિયાની અધવચ્ચે મૂકી દીધો. જ્યારે મોઆઝીમની આંખ ઊઘડી ત્યારે તે દરિયો જોઇને ગભરાવા લાગ્યો. આ વખતે શાહ મુરાદ પ્રગટ થયા અને તે જ વખતે

તેની પાસેથી કચ્છની ખંડણી માફ થવાનો પરવાનો લખાવી લીધો અને મોઆઝીમને પાછો તેના તંબૂમાં પહોંચાડી દીધો.

રા' રાયધણજીની ઉદારતા પણ ગજબ હતી. તેણે ઘણી જ ભારે કિંમતે ઉત્તમ પ્રકારનો એક કાબુલી ઘોડો ખરીદ કર્યો હતો. આ ઘોડો રા' ને બહુ જ પ્યારો હતો. એક વખત એક ચારણે દાનમાં ઘોડાની માગણી કરી. આ ઘોડો રા'ને વહાલો હોવા છતાંયે રા'એ પોતાની દાનવીરતાને બટ્ટો ન લાગે તેથી ઘોડો દાનમાં આપી દીધો.

ચારણ ઘોડાને લઈને ફરતો ફરતો દિલ્હીના પાદશાહ પાસે જઈ પહોંચ્યો. ઘોડો જોતાં જ પાદશાહ તેને ખરીદી લેવા તૈયાર થયો. તેણે ચારણને તેની કિંમત જણાવવા કહ્યું. ચારણે પાદશાહ મૂલ્ય આપી ન શકે તે માટે ઘોડાના બદલામાં આઠ હાથી માગ્યા. પાદશાહ તે પણ આપવા તૈયાર થયો. ત્યારે ચારણ મૂંઝાયો. આઠ હાથી તો મળશે, પણ તેને ખવડાવવું શું ? તેથી તેણે પાદશાહને આ વ્યથા જણાવી. તેથી પાદશાહે ચારણને ઘોડાના બદલામાં આઠ ગામ આપ્યાં.

રા' રાયધણજીની પ્રશંસા સાંભળીને મીર અલી નામનો એક પાદશાહી માગણ કચ્છમાં આવ્યો. મીર અલી પોતે કવિ હતો. તેથી તેની ઇચ્છા કચ્છના કવિઓ જોવાની હોવાથી રા' ના દરબારમાં તેણે પોતાના દિલની વાત જણાવી. આ વખતે કચ્છમાં મીર જાફર નામનો મહાકવિ હતો. તે ભાંગના નશામાં મસ્ત બનીને પંજોર પીરની દરગાહમાં બેસી રહેતો. રા' એ તેને બોલાવવા માટે વહેલ મોકલી. તેથી મીર જાફર કચેરીમાં આવ્યો. તેના પોશાકના રંગ-

ઢંગ ફકીરી લિબાસમાં હતા, તેથી મીર અલી અચરજ પામ્યો. તેણે કવિની પરીક્ષા માટે મીર જાફરને કચેરીમાં જેટલાં હથિયાર દેખાય છે તેનું વર્ણન કરવા કહ્યું: આ સાંભળી કચ્છનો કવિબાદશાહ મીર જાફર તરત જ બોલ્યોઃ—

### નિશાની તીરની

બાણ-કબાણા હાથ કર, ખેલે બલવંતે,
પૂર કસીસા ભર કર, ખેંચે મદમંતે;
લગા તરી તોખાર બંધ ફલ લોહો સહતે,
જાણ કે ગોરીકહૈયા, હથ મહેંદી-રત્તે.

### નિશાની તલવારની

મિસરી કાઠ મિઆનાં, હથ કીતી નંગી,
જાણ કે બીજલી ચમકી, એસી જગમંગી;
રાઓ ચખાઈ રોસભર, બેરી સિર બંગી,
ટાટ ફુણંદા સો ગયા, લગી લોહ બંકી. ૧
તીન પોર તરવારી, સો તો ખગ ધારાં બુકી,
બીજ પડે જ્યું બાદલી, કોડ છપ્પન રૂઠી,
સાબક સેલ અછુર, જ્યું ચૌવાનક છુટી,
સૂરાં ઘર વધામણાં, મરનાં હય મુઠી. ૨

### નિશાની બરછીની

આગળ ધારી ફેર, ઉલ્લારે બુકી,
આગેં પીછેં ઉજરી, નાગન જ્યું લહકી,
જબકે રણમયદાનમેં, ઝગઝગઝગ ઝબકી,
કાયર છાડે બેતકો, સૂર-ગલે લપટી.

### નિશાની છૂરીની

અણિયાળી ફિર વંકડી, કાતી મદમાતી,
શૂરવીરો કે સંગ મેં, અંગ લિપટ જાતી;

લોહ અણી કપકી દીવે, જાણ અંધારી રાતી,
કહેવે 'મીરજફર' જિએરા! એહી બનાઈકાતી.

કચ્છી કવિની ઉત્તમ કવિતા સાંભળી બાદશાહી કવિ આનંદિત થયો અને બોલ્યો કે, 'મેં તો આને એક ફકીર ધાર્યો હતો, પણ તે તો જબ્બર નીકળ્યો.' તે દિવસથી રા'એ તેનું નામ 'જબ્બર' ઠરાવ્યું. રા' એ ખુશ થઈને તેને ઇનામ માગી લેવા જણાવ્યું. ત્યારે તેણે થોડીક ભાંગ માગી. કવિની આટલી નિઃસ્પૃહતા જોઇને રા' પ્રસન્ન થયો અને કવિને ઝીકડી ગામમાં આઠ પ્રાજાની જમીન આપી તેમજ બીજું કંઈ માગી લેવા જણાવ્યું.

એ અરસામાં મિયાણાઓ મોટી ચોરી કરીને કેદમાં પડેલા હતા, તેથી મિયાણાઓએ પોતાને છોડાવવા મીર જાફરને અરજ કરી અને ભવિષ્યમાં કદી પણ ચોરી ન કરવાની કબૂલાત આપી. તેથી મીર જાફરે તેમને છોડી મૂકવાની માગણી કરી. રા' તરત જ સહમત થયો અને તેણે મિયાણાઓને છોડી મૂકયા. આ મિયાણાઓએ ઉપકારનો બદલો આપવા કવિને વંશપરંપરાનો લાગો બાંધી આપ્યો.

રા' રાયધણજીને અગિયાર કુંવરો હતા. રા'એ પોતાના હાથે જ કુંવરોને જુદાંજુદાં થાણાં સોંપ્યાં હતાં. સૌથી મોટા નોંધણજી રા' ની હયાતીમાં દેવલોક પામ્યા. નોંધણજીનો કુમાર હાલોજી હતો. તેને મુનરો, કાઠી અને કોઠારો સોંપવામાં આવ્યાં. બીજા રવોજીને મોરબી થાણું અને કટારિયું આપવામાં આવ્યાં હતાં. ત્રીજા કુમાર પ્રાગમલજીને અંજાર થાણુ અને પ્રાગમલજીના કુમાર ગોડજીને કોટવાળીનું કામ

સોંપવામાં આવેલ હતું.

રવોજીનો ઉતારો ટંકશાળમાં રહેતો. રવાજીના માણસો એક વખત ખડીરના સોઢા ભોજરાજજીની ભેંસો વાળી લાવ્યા હતા. આથી સોઢો પોતાની ભેંસો વાળી જવા માટે ભુજ આવ્યો. તેણે રવાજીને ભેંસો પાછી આપવા કહ્યું. પણ રવાજીએ નકાર ભણવાથી સોઢાને ક્રોધ ચઢ્યો, એટલે તેણે સંવત ૧૭૫૪ ના આસો સુદ ૯ ને દિવસે રવાજી પર તલવારનો ઘા કરીને તેના પ્રાણ લીધા.

આ વખતમાં રા'ની તબિયત પણ લથડવા લાગી. રવાજીના મરણ પછી ત્રીજે દિવસે રા'એ દેહ છોડ્યો. આ વખતે તેના અગ્નિસંસ્કાર માટે બધા કુમારો છતરડીએ ગયા, પણ પ્રાગમલજી આંખો દુખવાનું બહાનું કાઢી ત્યાંજ રહ્યો. કુંવરો છતરડીએ જતાં પ્રાગમલજી રાજ્યગાદી પર બેસી ગયો. ગડગડાટ કરતી રાજ્યાભિષેકની નોબતો ગડગડવા લાગી. આ સાંભળી છતરડીએ ગયેલા કુમારોને નવાઈ લાગી. આ વખતે ગોડજી બોલ્યો કે, 'મારા ભોળા પિતાનું આ કામ હશે. માટે હું જઇને તેમને સમજાવું છું.' આમ કહી ગોડજી શહેરમાં ગયો. પોતે કોટવાળ હોવાથી કોઇને પણ શહેરમાં દાખલ ન થવા દેવાનો પ્રબંધ કર્યો અને પિતાનું અધૂરું કાર્ય પોતે પૂરું કર્યું.

રાયધણજીને અગ્નિસંસ્કાર આપીને કુમારો પાછા ફર્યા, ત્યારે તેમને શહેરમાં દાખલ થવાની મનાઈ સુણાવવામાં આવી. તેથી સૌ પાછા ફર્યા અને પોતપોતાના તાબાનાં થાણાં દબાવી બેઠા.

આ અરસામાં જામનગરની સત્તા છિન્નભિન્ન થઈ ગઈ હતી. દરમિયાન જામ રાયસંગજી દેવલોક પામતાં તેનો નાનો કુમાર તમાચીજી નાની ઉંમરનો હોવાથી રા' પ્રાગમલજીને આશ્રયે રહ્યો. જ્યારે તે ઉંમરલાયક થયો ત્યારે રા'એ કુમાર ગોડજીને તેની સાથે મોકલાવીને જામનગર સ્વાધીન કરાવ્યું. તેના બદલામાં તમાચીજીએ બાળંભાનો કિલ્લો કચ્છ દરબારને ભેટ આપ્યો. તે દિવસથી પ્રાગમલજીએ મહારાવનું પદ ધારણ કર્યું.

રા' રાયધણજીને નીચે મુજબ અગિયાર કુમારો હતાઃ

(૧) નોંઘણજી, તે મૃત્યુ પામ્યો. તેનો કુમાર હાલોજી સુનરો, કાઠી અને કોઠારાનો માલિક થયો, (૨) રવોજી, તેના કુંવર કાંયોજીએ મોરબી અને કટારિયું કબજે કર્યાં. (૩) પ્રાગમલજી, ભુજને ટીલે બેઠો. (૪) સુજોજી, તેને તેરા પરગણું મળ્યું. (૫) ગોપાલજી, તેને ફરાદી આદિ પાંચ ગામો મળ્યાં. (૬) આસોજી, તેને ખિદડા મળ્યું. (૭) જૂણોજી, તેને કેરા અને ભાચુંડા મળ્યાં. (૮) લખોજી, તેને કપૂરાસી તથા હમનખુડી મળ્યાં. (૯) અજોજી, તેનો વંશ નથી. (૧૦) ભોજરાજજી; પ્રથમ તેરા પરગણું તેને મળ્યું હતું પણ તે નિર્વંશ જતાં પાછળથી તે સુજોજીને મળ્યું. (૧૧) મોડજી, નાનપણમાં જ મૃત્યુ પામ્યા.

મહારાવશ્રી પ્રાગમલજીને છ કુંવરો થયાઃ—

(૧) ગોડજી, ટિલાત, ભુજની ગાદીએ આવ્યો. (૨) નારાયણજી, તેને ગોધરો, વડાળા, ડોઠા અને પોલડિયો ગામો મળ્યાં. (૩) સંગ્રામજી, તેને ત્રણ કુંવરો થયા. તેમને

સાંધાણુ, લાયજો, નાનો લાયજો, ધુઆએ, છછી, ઉનડોઠ, રાવરેશ્વર, બાંભડાઈ આદિ મળ્યાં. (૪) કરણજી તેને માનકૂવો, વાડાસર, સામંતરા, કોટકી અને ગખણા મળ્યાં. (૫) કુંજાજી, તેને ગઢસીસા અને સોમારેલ મળ્યાં. તેનો કુમાર નાથોજી થયો. તેનો વંશ ન રહ્યો. (૬) તેજમલજી, તેનો વંશ પણ ચાલ્યો નહિ.

રા' રાયધણજી સ્વર્ગવાસ પામ્યા ત્યારે કાંયોજી કટારિયે હતો. તેની માતા કલુબા ત્યાં પહોંચી ગઈ અને તેણે કાંયોજીને સઘળી વસ્તુસ્થિતિથી વાકેફ કર્યો. આથી કાંયોજીએ કટારિયું કબજે કરી લીધું. તેમજ કીડિયાનગરવાળા પોતાના મામાની મદદથી મોરબી પણ કબજે કરી લીધું. ત્યાર પછી તેણે કચ્છ રાજ્ય સામે બહારવટું ખેલવા માંડ્યું. તેણે વાગડમાં ઘણો પ્રદેશ પોતાને કબજે કરી લીધો. પછી તે કચ્છના દરબારી હકને નુકસાન કરવા લાગ્યો.

એક વખત કાંયોજી લૂંટ માટે બળદિયા સુધી આવ્યો. પણ બળદિયા ધર્માદા જાગીરનું આએસ બાવાનું ગામ છે, એમ જાણી તેણે ત્યાં લૂંટફાટ ન કરી અને માત્ર બે ઝૂંપડાં બાળીને તે ચાલ્યો ગયો. આથી આએસ બાવા તરફથી ચોગી બનેલો એક ચારણ બોલ્યો: 'વડા કાંયોજીએ વંકજ વાર્યો, બળદિયાતણાં બે ઝૂંપડાં બાળ્યાં.' આ વાત કાને આવતાં કાંયોજી પાછો વળ્યો અને બદલો વાળીને પાછો વળ્યો.

કચ્છમાં કાંયોજીની લૂંટ દિનપ્રતિદિન વધતી જતી હોવાથી રા'એ પોતાના કુમાર ગોડજી સાથે મોટું સૈન્ય મોકલ્યું. લશ્કરની સરદારી બિદડાના ભીભાજીને આપવામાં

આવી. આ સૈન્યની સામે કાંયોજી પણ લડવા આવ્યો. ઉભય વચ્ચે બહુ જ ભયંકર લડાઈ થઈ. તેમાં ભીભાજી સરદાર રણમેદાનમાંથી નાસી છૂટ્યો. આ લડાઈમાં જીત કાંયોજીની તરફેણમાં આવી.

સંવત ૧૭૭૨ માં મહારાવથી ગોડજી રાજ્યગાદીએ બેઠા. તેણે મુનરો અને કાઠી દબાવી બેઠેલા હાલાજી પર ચડાઈ કરી અને બાવન ગામ કબજે કરી લીધાં.

માત્ર ત્રણ વરસ રાજ્ય ભોગવી ગોડજી સંવત ૧૭૭૫ના માગશર વદ ૧૦ ના રોજ મરણ પામ્યો. એને આઠ કુંવરો હતા:

(૧) ખાનજી, તે બાલ્યાવસ્થામાં મરણ પામ્યો; (૨) દેશળજી, ભુજની ગાદીએ આવ્યો; (૩) રાયબજી, એને ગરાસમાં મોટીખાખર મળ્યું; (૪) હાજોજી, એને પત્રી મળ્યું; (૫) જીવણજી, એને રતાડિયો મળ્યું; (૬) ઉમરોજી, એને બેરાજા મળ્યું; (૭) રાયધણજી અને (૮) તમાચીજી એમનો વંશ ચાલ્યો નહિ.

## ૩૨ : રા' દેશળજી

રા' દેશળજી ગાદીએ આવ્યા, ત્યારે કચ્છમાં ચારે તરફ શાંતિ હતી. રા' ભુજની આસપાસ કિલ્લો ચણાવવાની તૈયારી કરી રહ્યો હતો. એટલામાં એકાએક નવાબ કેસરખાન ચડી આવ્યો, પણ ભુજમાં કંઈ ન વળતાં તે અબડાસા ગયો. ત્યાં પણ તેનું કાંઈ વળ્યું નહિ એટલે તે આખરે કચ્છને ત્યાગી ગયો.

આ વખતે ઇરાની શાહજાદો શેર બુલંદખાન પોતાના પિતાથી રિસાઈ ગુજરાત આવી ત્યાં સૂબાગીરી કરી રહ્યો હતો. મોરબીના કાંયોજીનું મન શાંત ન થતાં તે બુલંદખાનને કચ્છ અપાવવાની લાલચે વિશાળ સૈન્ય સાથે કચ્છ પર લઈ આવ્યો.

આ વાતની રા' દેશળજીને ખબર પડી, એટલે તેણે પોતાના ભાયાતોને એકઠા કરવા માંડયા અને સૈન્યની જમાવટ કરવા માંડી. એટલામાં કચ્છની નાણાંકીય હાલત નબળી હતી તેથી મહારાણી માનકુંવરબા ઉર્ફે રાજબા

વાઘેલીએ તેને પોતાનો ખજાનો સોંપી દીધો. એ વખતનો દીવાન ચતુર્ભુજ લડાયક ખમીરનો નહોતો તેથી દેવકરણ શેઠને દીવાનપદું સોંપવામાં આવ્યું.

બુલંદખાને પોતાના સૈન્ય સાથે આવી માધાપર પાસે પડાવ નાખ્યો. કચ્છના જાડેજા તથા મિયાણા વીરોએ તેનો સામનો કર્યો. બુલંદખાને પોતાના સરદારોને ભુજિયા પર ધસી જવાનો હુકમ આપી દીધો. આખા દિવસના સંગ્રામ પછી સૂબાના સૈન્યે ભુજિયાના ઉગમણા બુરજો, ભુંડાગરો, કોઢા વગેરે કોઠા હાથ કર્યા.

બીજે દિવસે ફરી ઉભય સૈન્યો રણમેદાનમાં કૂદી પડચાં અને ખૂનખાર ઝપાઝપી કરવા લાગ્યાં. આ વખતે નાગાઓની જમાત ત્યાંથી પસાર થતી હતી. હિંગળાજ પીરસવા જનાર નાગાઓને રા' દેશળજી ખરચ આપીને પહોંચાડતો હતો. આથી નાગાઓને એ ઉપકારનો બદલો વાળવાનો સારો અવસર મળી ગયો. તેઓ પણ લડાઈમાં સહકાર આપવા કચ્છી સૈન્યની સાથે મેદાનમાં ઝઝૂમવા લાગ્યા. એક તરફથી નાગા, બીજી તરફથી કચ્છી વીરો અને ત્રીજી તરફથી મિયાણાના મારથી સૂબાનું સૈન્ય ત્રાહે ત્રાહે પોકારવા લાગ્યુ.

આ વખતે ગુંદાળાનો વૃદ્ધ ઠાકોર મોડજી મારતે ઘોડે આવ્યો અને કાંયોજીને સમજાવવા લાગ્યો. વડીલ સમાન વૃદ્ધની વાતો કાંયોજીના મગજમાં ઊતરી ગઈ અને તે ત્યાંથી ચાલ્યો ગયો.

બુલંદખાનના સૈન્ય પર કચ્છી સૈન્યે એવો મારો

ચલાવ્યો કે, તેથી તેમને નાસવું પડ્યું. આમ નાસતા નાસતા તેઓ લાખોંદ પાસે આવ્યા અને ત્યાં તેમણે પડાવ નાખ્યો. પણ ત્યાં મિયાણાઓએ તેમને ઘેરી લઈ લૂંટફાટ ચલાવી. એથી બુલંદખાને કચ્છને છેલ્લી સલામ કરી વિદાય લીધી.

આ યુદ્ધપ્રસંગનું વર્ણન કરતું નીચેનું કાવ્ય પણ એ ઘટના પર ઠીક પ્રકાશ પાડે છે:

દુહા:—બુલંદ ચેંતો કાંઇયા, મુકે કચ્છ વતાય,
કાંઇયું ચેંતો બુલંદ કે, કચ્છમેં પેર જ પાય. ૧
કારા ડુંગર કચ્છજા, જેરિયા જતૂજા,
દાન ડીંધા તરારિયેંજા, કંધા ભાલેજા ઘા. ૨
મુંજા ઉમરા એલચી, આઉં બુલંદખાં,
દકલ ચુણી મુંજી કે, ર પણ કલી વેઆ. ૩
મલ્લ મોરબિયા ઉપડી, આડીસર આયો,
આડીસરતું ઉતરી, ધમડકે ઠયો. ૪
ત્યાંનું કૂચ કરે ચડ્યો, પદ્ધર પટ પેઓ,
ભુજિયેજે કિલ્લેસેં જાલમ, ઓડૂ જંગ ઉસો. ૫
ભુંડાએ કોઠે તેં મિયાં, બુલંદ કયો ચડા,
સાંજી રાણું ઝેર મિંજા, સામી થ્યા ખડા. ૬
સામી ચેંતા પિંઢમેં, પાંજો ભેણુ ન કો ભા,
માતા પિરસણ પોય, પાંજા તીરથ હિત્તે થેઆ. ૭
પેસો ઝગડો પાંજો, મર ડિસે ડેસર રા,
મેર કરીંધી માતા, અજ આસાપુરા. ૮
સામીએં જે સપાટે, મુગલ પદ્ઘ પેઆ,
સુબે જે સરદારજો, મથ્થો વઢે વેઆ. ૯
મુગલેં કે મારે કરે, બાવેં બર કેઆ,
કુટે કટક ખાનજો, સામી તર ખટેઆ. ૧૦

શોનરિયું સામીઅં કે, તેર બંધાયું રા,
ડિનં પટકા-પાંભડયું, પચ્છમ જે પાછા. ૧૧

× × × ×

હિડાં થઈ મિયાંણી, હિડાં થેઓ રા,
કુટે બુલંદખાન કે, કઢેઓ કચ્છ મિંજા. ૧૨
છડે મેલાણુ માલસેં, મુગલ તે ભગા,
ઇંઢીયા જેં કે કચ્છજા, ચણા થઇ લગા. ૧૩
બુલંદ ચેંતો બેલિયા, કો મું કે કચ્છ લંગાય,
ડિસાં ડુંગર કચ્છજા, તીં તીં લગે લાય. ૧૪
આયો કચ્છ ખરેલા, પણ ઑાખી લગી ધરા,
ભજીવ્યો ભુવંધ, જેં કે આડો ઉસર રા. ૧૫
જાડેજેં જે જોરસેં, બુલંદ થ્યો લાચાર,
પિંઢ વેઓ તે મોરબી, ઘોડી વઈ હાલાર. ૧૬

## કચ્છનો કબીર-મહાત્મા મેંકણુ

મહારાવશ્રી દેશળજીના વારામાં કચ્છમાં મહાત્મા મેંકણુ નામે એક મહાપુરુષ પેદા થયો. દાદા મેંકણુનો જન્મ કચ્છ નખત્રાણાના ખોંભડી નામના એક નાના સરખા ગામડામાં થયો હતો. તેની માતાનું નામ પબાંબાઈ અને પિતાનું નામ હધોજી હતું. જ્ઞાતે તે ભટ્ટીકુળના રાજપૂત હતા.

મહાત્મા મેંકણુના ચમત્કારો અને એમની સિદ્ધિઓ વિષે કચ્છમાં અનેક વાતો ચાલે છે. એ સર્વે સત્ય હો કે નહિ, પણ મહાત્મા મેંકણુ એક યોગનિષ્ઠ મહાપુરુષ હતા, એ વસ્તુ સ્વયંસિદ્ધ છે. કચ્છમાં તે લક્ષ્મણજીના અવતાર ગણાય છે.

મહાત્મા મેંકણનું સમસ્ત જીવન યોગમય અને પરોપકારમય હતું. રાઓશ્રી દેશળજીનો પણ મેંકણદાદા પ્રત્યે અત્યંત સદ્‌ભાવ હતો. સંવત ૧૭૮૯ ના આસો વદ ૧૪ ને શનિવારની વહેલી સવારે ભુજ તાલુકાના ધ્રંગ ગામ મધ્યે આ ભક્તાત્માએ પોતાના કેટલાક સાથીઓ સહિત સમાધિ લીધી.

મેંકણદાદાએ કચ્છી ભાષામાં ઉત્તમ પ્રકારના તત્ત્વજ્ઞાનનો બોધ કર્યો છે. એમની અને કબીરની વાણીનો ભાવાર્થ ઘણી વાર એકસરખો જ જોવામાં આવે છે. એટલે એમને 'કચ્છના કબીર' કહીએ, તો કંઈ જ ખોટું નથી.

મહાત્મા મેંકણની રસપૂર્ણ વાણીની થોડી વાનગી આ નીચે મુજબ આપવામાં આવે છે.

કોરિયું કોરિયું કુરો કર્યો, કોરિયેમેં આયં કૂડ઼
મરી વેંધા માડ઼ુઆ, ઓમેં પોંધી ધૂડ઼. ૧
અજ અજુણી ગુજરઈ, સિભુ થી ઘો બ્યો,
રાંય* ઝલીંધી કિતરો ? જે મેં માપ પ્યો. ૨
જિઞોં તાં ઝેર મ થિઞોં, સક્કર થિઞોં સેણ,
મરી વેંધા માડ઼ુઆ, રોંધા, ભલેંજા વેણ. ૩
ભલો કરીંધે ભલો, ભુછો કરીંધે ભુછો,
આંઇ મિડ઼ે જાણો વિઠા, મું કે કુલા પુછો. ૪
મું ભાંયો તડ઼× હિકડ઼ો, પણ તડ઼ લખ્ખ હજાર,
જુકો જ્યાં લંગેઓ, સે તરી થિઓ પાર. ૫
પિપ્પર મેં પણ પાણ, નાંય બાવરમેં બ્યો,
નિમમેં ઊ નારાણ, પોય કંજે મેં કયો ? ૬

* રાય=અનાજનો ઢગલો. × તડ઼=ધર્મ.

કુંકે વહ્યું કોરિયું, કુંકે વલા વેઠ,  
વસેં કનાં વલા, સુંકે કાઢી ને બ્યા હેઠ. ૭  
ખાધિં પણ ખારાંય ન, કું કાયા તેં ભાર,  
મરી વ્યા મેંકણ ચેં, હેં ન વિધી ઉછકાર. ૮  
ખારાઇંધલ ખટેઆ, મેડીધલ સુકા,  
સરગાપુરીજી સેરિયેં, સું ડીંધલ ડિકા. ૯  
સવારથ તાં સૌ કરે, પરમારથ કરે ન કોય,  
હુયો છડે મસાણમેં, પણ કુવાડો છડે ન કોય.[1] ૧૦  
હુથેં હઈ હરિ કે ભજ્યૉ, જીવ તાં ટાર્યો જંજાલ,[2]  
મોય મુઆ માડુઆ, કમ ડીં અચે ન ગાલ. ૧૧  
જાં વિંગાં જીરાણમેં,[3] ત ભાવરેં મથે ભાર,  
ખિલી કું ન ખીંકારિયો, કું ન કેઓ સત્કાર. ૧૨  
જાં વિંયાં જીરાણમેં,[4] કરિયાં સેણીંકે[5] સદ,  
મિટ્ટી મેરા થ્યા મિલી, હુંકારો ડિયેં ન હદ. ૧૩  
જાં વિંગાં જીરાણમેં, ત કોરો ઘડો મસાણ,  
જડેં તડેં માડુઆ, ઈ પલ થીંધી પાણ. ૧૪  
હિકડા હલ્યા બ્યા હલંધા, ત્યા ભરે વિઠા ભાર,  
મેંકણ ચેંતો માડુઆ, પાં પણ ઉનીંજી લાર.[6] ૧૫  
પીર પેગંબર ઓલિયા, મિડે વ્યા મરી,  
ચોણ ઉડાંજ્યું ગાલિયું. નાવ્યો કોય વરી. ૧૬  
જિનીં જુવાણી જરવઈ, ઓડે રખેઓ મન,  
સરગાપુરીજી સેરિયેં, કલ્લોલું તા કન. ૧૭  
ઊ ભુંગા ઊ લેણિયું,[7] ઊ ભિતેં રંગ પેઆ,  
મેકણ ચેંતો માડુઆ, રંગીંધલ વેઆ. ૧૮

---

૧ ઘણીવાર સૌને સારા કર્મો કરવાની ઇચ્છા થાય છે, પણ તૃષ્ણા છોડી શકાતી નથી. ૨ જીવ ઉપરથી બોજો ઉતારી નાખો. ૩ કબ્રસ્તાન. ૪ શ્મશાન. ૫ વહાલાઓને. ૬ પછવાડે. ૭ મકાનો.

કુરો કરિયાં કિત વિંયાં, કું કે કરિયાં સદ ?
જમ જોરાણું થઈ, મુંકે આટી ડઈંબ્યો અદ. ૧૯
ન ખપે તૉજો માન મુર્તબો, ન ખપે તૉજો નાણું,
કાયા નગરી જમ ઘેરીંધા, તડેં સંબારજ ટાણું. ૨૦
કેંક વ્યા કું વેંધા, કુલા કર્યોતા કેર,
માડૂએં ધારાં મેંદણ ચેં, મું સુંયાં ડિઠા સૅર. ૨૧
સક્કર કે ન સુંગણે, ગુડ઼ કે વાખાણે,
મ્હોબતજી મિઠાઈયું, કુણમી કૉજાણે ?* ૨૨
ગુજરાત જયું ગાલિયું, વધી વડ઼ થઈયું,
તાણે કું ન પુછઈયું, મું પણ ન ચઈયું. ૨૩
મોતી મંગેઆ ન ડીજે, મરની ચડ઼ે કિદ,
જડેં ગડજેં પારખુ, તડેં ઉઘાડ઼જે હદ. ૨૪
'પીર પીર' કુરો કર્યો, પીરેંજી નાંયે ખાણ,
પંજ ઈંદ્રિયું વસ કર્યો, ત પીર થિયેં‌ા પાણ. ૨૫
ઝાંઝ કુટા પેટ મુઠા, ઝિઝયું ડિયેં તા ધાંઉ,
ઍડ઼ે સાધુ ડ઼ે પુઆ, મુઠો અઈયાં આંઉ. ૨૬
કૂડ઼યું કુટિયેં કુંજિયું, ડિયેં ઝાંકે કે જોર,
હિકડ઼ા ભુખ્યા ભત્તજા. બ્યા રનેંજા ચોર. ૨૭
તંભુરે તેં તંધું ચડાઈયેં, વડયું ડિયેંતા ધાંઉ,
ધણી તડેં રાજી થિયે, જડેં છડાજે 'આંઉ'× ૨૮
અધરાતજો ઊંધા વારીં, ડીંજો ભરીં ન પેર,
મેકણ ચેંતા આમરી, બ્યા ચેંતા બેર. ૨૯

**ભાવાર્થઃ**—કુસાધુઓ અધીં રાત્રે અવળાં કર્મો કરે છે, અને દિવસે એક પગલું પણ ન ચાલવાનું વ્રત સેવે છે.

---

* સંસારી જીવ ઇશ્વરની ભક્તિનું મહત્ત્વ જાણી શકે નહિ.

× આંઉ=મમત્વ.

મેંકણ એમને ખાટી આમલી જેવા કહે છે, પણ બીજા એમને બોર જેવા મીઠા માને છે.

> જોરેં જતી ન થિયેં, તાણે કર્યો મ તાણ,
> ન વે કીં નીસાન, ત વામેં વિંયે ન બાણ. ૩૦
> ઠાકર તે ઠુકાયો, મુલ્લાં ડિનેં તે બાંગ,
> ઉન માલક જે ઘરજો, છે ન કો તાંગ. ૩૧

ભાવાર્થ:—મંદિરમાં પૂજારી આરતી વગાડે છે અને મસ્જિદમાં મુલ્લાં બાંગ પોકારે છે. પણ પ્રભુના ઘરની વાટ અગાધ છે. તેનો પાર ભાગ્યે જ કોઈ પામી શકે.

> વિઠે જિની વટ, સેંસો ઘટે સરીરજો,
> મોંઘા કઈને મટ, પરિયન રખજે પાસમેં. ૩૨

## પુત્રે પિતાને કેદ કર્યો!

રા' દેશળજીનો કુમાર લખપતજી બહુ જ ઉડાઉ હતો. તેથી તે વારંવાર પિતા પાસેથી પૈસા માગવા લાગ્યો અને ધમકી આપવા લાગ્યો કે, 'જો તેની માગણી સ્વીકારવામાં નહિ આવે, તો પોતે ઉદેપુરના રાણાની ચાકરી કરવા જશે.' કચ્છનો કુમાર ચાકરી કરવા જાય એ વાત રા' માટે મૃત્યુ સમાન હતી. તેથી તેણે કુમારને સમજાવવા માંડ્યો. પણ કુમારનો દ્રવ્યલોભ અટક્યો નહિ. એક વખત તો તે રિસાઈને ચાલ્યો પણ ગયો.

પોતાને પૈસા મળવામાં દેવકરણ શેઠ બાધારૂપ છે એમ જાણી કુમારે એક પરદેશી સિપાઈ મારફત તેને મરાવી નાખ્યો.

: દેવકરણ શેઠે કચ્છની ખેતી અને વ્યાપાર વધારવા ઉત્તમ યોજનાઓ કરી હતી. તેણે રાજ્યની પેદાશ પણ વધારી હતી. વળી ભુજિયાનો કિલ્લો, ભુજનો આલમપનાહનો ગઢ, તેમજ અંજાર, મુંદ્રા અને રાયપરના ગઢો ચણાવ્યા અને ત્યાં ચોકી રાખી હતી. પારકરના સોઢાઓ પર ચઢી જઈ તેણે વીરાવાવમાં થાણાં બેસાડ્યાં. ઓખાના ચાંચિયાઓના ત્રાસમાંથી વહાણોના રક્ષણ માટે તેણે કચ્છીગઢ નામનો કિલ્લો કાઠિયાવાડમાં બંધાવ્યો અને રાયમાઓના રક્ષણ માટે સિંધમાં રાયમાબઝારનો કિલ્લો તૈયાર કર્યો.

આવા એક કુશળ મુત્સદ્દીના ઘાત પછી કચ્છની સ્થિતિ ડામાડોળ થઈ પડી. આ તરફ લખપતજીએ પોતાના પિતાને કેદ કરવા પ્રપંચજાળ રચી. તેણે રા'ને પોતાને ત્યાં ભોજન માટે આમંત્રણ આપ્યું. રા' ત્યાં ગયા. લખપતજીએ પ્રથમથી રા'ના માણસોને લાલચ આપીને ફોડી નાખેલ હોવાથી રા'ને પોતાના દરબારમાં કેદ કરતાં લખપતને કશી પણ અડચણ નડી નહિ. કચ્છનો એક પ્રતાપી રાજવી પુત્રને હાથે કેદ પકડાયો.

પિતાને કેદ કરી લખપતજી રાજ્યગાદીએ બેઠો. હવે તે કચ્છના ખજાનાનો એકલો માલિક બનતાં નિશદિન ગાનતાનમાં મશગૂલ રહેવા લાગ્યો.

લખપતજીની આ વિલાસપ્રિયતા માટે તેરાના સુમરાજીએ તેને અનેક કડવાં વેણ કહ્યાં. પણ પિતા હયાત હોવાથી તેણે તે સહી લીધાં. પછી દેશળજીના અવસાન પછી તેણે તેરા પર કટક લઈ જઈ ત્રણ માસ સુધી તોપ-

નો મારો ચલાવ્યો. આખરે સમાધાન થતાં લખપતજી ત્યાંથી પાછો ફર્યો.

લખપતજીએ પ્રથમ દેવકરણ શેઠના પુત્ર પૂંજા શેઠને દીવાનપદું આપ્યું. પણ તે તેનું ઉડાઉપણું પૂરું કરી શક્યો નહિ. તેથી પૂંજા શેઠને બરતરફ કરી દીવાનની પાઘડી રૂપજી શાહને સોંપવામાં આવી અને પૂંજા શેઠનો વીસલાખ કોરી દંડ કરવામાં આવ્યો. તેણે ઇન્કાર કરતાં ઝપાઝપી થઈ અને તેમાં ઉભયના પાંસઠ માણસો માર્યા ગયા.

ચાર વર્ષ પછી રૂપજી શાહને ખસેડી, તેના અનેક માણસોને કતલ કરી પુનઃ પૂંજા શેઠ દીવાનપદે આવ્યો. પણ થોડા સમયમાં તેની પાસેથી પ્રધાનપદ ઝૂંટવીને ગોરધન શેઠને આપવામાં આવ્યું. પૂંજા શેઠના દિલમાં વેરનો અગ્નિ ભભૂકી ઊઠ્યો. પ્રધાનપદ માટે તે દેશનો દુશ્મન બન્યો.

રા'ની વિલાસપ્રિયતાએ તેનો માર્ગ સરળ બનાવ્યો. રાતદિવસ રંગરાગમાં રહેનારા રા'એ સહધર્મચારિણી રાણી રાજકુંવરબાની ઉપેક્ષા કરી, તેથી રાજ્યકુટુંબમાં ક્લેશ પેદા થઈ ગયો.

આ તરફ કુમાર ગોડજી પોતાના પિતાની માફક પિતાની હયાતીમાં જ રાજ્યગાદી મેળવવાના પ્રયત્નો કરવા લાગ્યો. આ વાત બહાર પડી જતાં કુમારને નિષ્ફળતા તો મળી, પણ કુટુંબક્લેશમાં વૃદ્ધિ થઈ. આ તકનો લાભ લઈ પૂંજા શેઠ કુમાર તથા રાણીને ઊંધુંચત્તું સમજાવી પોતાની સાથે મુનરે લઈ ગયો. જતાં જતાં તે દીવાન ગોરધનનું કાસળ કાઢતો ગયો.

ગોરધન મહેતાના મરણ પછી પુનઃ રૂપજીશાહ દીવાન-પદે આવ્યો અને તેને ખસેડીને જોશી તુલસીદાસ દીવાન-પદે આવ્યો આ તુલસીદાસ દ્વારા રા'એ કાબુલના પાદશાહ સાથે દોસ્તી બાંધી, તેથી કાબુલના પાદશાહે રા'ને 'મહારાજાધિરાજ'નો ઇલકાબ આપ્યો. તે ઉપરાંત લખપતજીએ દિલ્હીના પાદશાહને મદદ કરેલી હોવાથી તેના તરફથી મિર્ઝાનો ખિતાબ તથા સોનાની માછલી બક્ષિસ મળ્યાં.

કુમાર ગોડજી મુનરે ગયો, ત્યાં તેને પૈસાની તાણ પડવા લાગી. એટલે તેણે પોતાના હલકા સલાહકાર અમીર બેગની સલાહથી મદનજી શાહના ઉત્તરકાર્ય પર આવેલા શાહુકારો પાસેથી મોટી રકમ પડાવી.

આ વાતની રા' ને જાણ થતાં તે નારાજ થયો અને તેણે અમીર બેગને પાણીચું આપવા જણાવ્યું. પણ ગોડજીએ એ હુકમને માન્ય રાખવાને બદલે મોરબીથી લશ્કર લાવીને કચ્છ પર ચડાઈ કરી. ગોડજીનો સામનો કરવામાં દીવાન તુલસીદાસ આળસ કરે છે એમ જોઈને રા'એ એ કાર્ય પૂંજા શેઠના દીકરા દેવજીને સોંપ્યું. તે સૈન્ય લઈને સામે થયો. થોડીક કાપાકાપી પછી એવો ફેંસલો થયો કે, ગોડજી પૂંજાલાલ શેઠને દૂર કરીને મુનરો સાચવે. આથી પૂંજા શેઠ મોથાળે જઈને રહ્યો. ત્યાં તેને એક હજાર કોરીનું પેન્શન આપવામાં આવતું, પણ આ પેન્શન પણ આગળ જતાં બંધ પડયું.

### રામસિંહ માલમ

કળા અને હુન્નરની મૂર્તિ સમા રામસિંહ માલમનો જન્મ બેટ દ્વારકામાં વિક્રમની અઢારમી સદીની આખરે

થયો હતો. જાતે એ વાઘેર હતો. વહાણો હંકારવાનો એનો ધંધો હતો. એક વખત એનું વહાણ ભયંકર તોફાનના સપાટામાં સપડાઈ જતાં ચૂરેચૂરા થઈ ગયું. દરિયાની અધવચ્ચે પોતાનો જીવ બચાવવા ફાંફાં મારતા આ રામસિંહને ફિરંગી વહાણના એક નાખુદાએ પોતાના વહાણમાં ઊંચકી લીધો. તેઓ સઘળા ચાંચિયાઓને ઝપાટે ચડી ગયા. ત્યાં અનેક કષ્ટો વેઠીને આખરે રામસિંહ હોલેંડ જઈ પહોંચ્યો. હોલેંડ આ વખતે મિનાકારીના હુન્નર માટે મશહૂર હતું. રામસિંહ મીનાના કારખાનામાં નોકર રહ્યો અને પોતાની બુદ્ધિના બળે તેણે મીનાનો તમામ હુન્નર પોતાને હાથ કરી લીધો. આ હુન્નરમાં પ્રવીણતા મેળવીને તે કાઠિયાવાડ પાછો ફર્યો. આશ્રય માટે તે કાઠિયાવાડના કેટલાયે રાજવીઓને ઊંબરે ઊંબરે ભટકયો. પરંતુ કળા અને હુન્નરથી દશ ગાઉ દૂર વસનારા, અને મારફાડમાંજ રચ્યાપચ્યા રહેનારા તે સમયના કાઠિયાવાડી નરેન્દ્રોમાંથી કોઈને રામસિંહને આશ્રય આપવાનું સૂઝયું નહિ. રામસિંહ નિરાશ બની કાઠિયાવાડની ઊકદરદાની પર આંસુ સારી બેસી રહ્યો.

આ વખતે કચ્છનો રંગીલો રાજવી લખપતજી પૂરબહારમાં હતો. હુન્નર અને કળાની કદર કરનાર એ કદરદાન ભૂપાળ હતો. રામસિંહની હુન્નરકળાની વાત સાંભળીને તેણે તેને માનપૂર્વક પોતાની પાસે બોલાવી લીધો. ભુજના સોનીઓને એકઠા કરીને તેણે તેમને રામસિંહ પાસેથી મીનાનો હુન્નર શીખવાની ફરજ પાડી. દરબારગઢની અંદર જ પ્રથમ આ હુન્નરશાળાની સ્થાપના થઇ. કચ્છી કારીગરો

રામસિંહ પાસે જાતજાતના કસબ શીખવા લાગ્યા.

રામસિંહના હુન્નર પર કચ્છી કારીગરોએ એવો કાબૂ મેળવી લીધો, કે આજ પણ 'કચ્છવર્ક'નું કામ હિંદભરમાં તો શું પણ યુરોપ અને અમેરિકામાં પણ પ્રશંસા પામી રહ્યું છે.

આ કળામાં કચ્છીઓએ પ્રાવીણ્ય મેળવી લીધા પછી રાઓશ્રીએ રામસિંહને ઑસ્ટ્રિયા મોકલાવ્યો. ત્યાંથી તે કાચનો હુન્નર શીખીને પાંચ વર્ષે પાછો ફર્યો. કચ્છમાં આવીને રામસિંહે માધાપરમાં કાચનું કારખાનું કર્યું. માંડવી પાસે પડેલી ઢગલાબંધ દરિયાની રેતીમાંથી તે કાચ બનાવવા લાગ્યો. પરંતુ કચ્છના કમનસીબે હાલમાં એ હુન્નર તદ્દન પડી ભાગ્યો છે.

રામસિંહ ત્યારપછી ત્રીજી મુસાફરીએ ગયો. આ વખતે તે ઘડિયાળ બનાવવાનું તથા તોપો અને બંદૂકો તૈયાર કરવાનું કામ શીખી લાવ્યો. એક વખત એવો હતો, કે જ્યારે કચ્છી ઘડિયાળો અને તોપો તથા બંદૂકોની કચ્છી કળા સારા હિંદમાં પ્રખ્યાતિ પામી હતી.

અનેકાનેક દુઃખો સહન કરી, પરદેશથી અવનવીન હુન્નરકળા શીખી લાવીને રામસિંહે કચ્છની કારીગરીને દેશ–વિદેશમાં વિખ્યાત કરી મૂકી. કહેવાય છે કે, રામસિંહે પરદેશમાં ઘણી વાર બહેરામૂંગા હોવાનો ઢોંગ કરીને પોતાને જોઈતો હુન્નર હાથ કર્યો હતો. આ મહાન સાહસિક વીર નરે ઇ. સ. ૧૭૭૩ માં કચ્છ–મુંદ્રા મુકામે દેહ મૂક્યો. ધન્ય

છે, કચ્છડાને કળાનાં દર્શન કરાવનાર સોરઠના શણુગાર સમા એ વાઘેર વીરને !

રા'લખપતજીએ કલા સાથે વિદ્યાને પણ અપનાવી હતી. તેણે પોતે ભટ્ટાર્કજી કનકકુશળજી પાસેથી વ્રજભાષાના ગ્રંથોનો સારો અભ્યાસ કર્યો હતો અને એની જ દેખરેખ નીચે તેણે વ્રજભાષા શીખવાની હિંદભરમાં અજોડ સંસ્થા સ્થાપી છે. આ શાળા આજ પણ કચ્છમાં હસ્તી ધરાવે છે.

રા' લખપતજીને છ કુંવરો હતાઃ (૧) મોટો ગોડજી, કચ્છની રાજગાદીએ આવ્યો; (૨) માનસંગજી, તેને ફુલાપર મળ્યું; (૩) મેઘજી, તેને નથરખુઈ મળ્યું; (૪) કાનજી, તેનો વંશ ચાલ્યો નહિ; (૫) કલોજી, તેને દેશળપર મળ્યું; પણ તેનો વંશ આગળ ચાલ્યો નહિ; અને (૬) છત્રુભા, એનો પણ નિર્વંશ ગયો.

## ૩૩ : ઝારાનો મયદાનૈ જંગ

રા' લખપતજી દેવલોક પામ્યા ત્યારે ગોડજી મુંદ્રે હતો. રા'નો વિચાર પોતાના અનૌરસ પુત્રને ગાદી પર બેસાડવાનો હતો. પણ કચ્છના દીવાન જીવણ શેઠની કુનેહથી સૌ ગોડજીને ગાદી આપવામાં સંમત થયા, તેથી ગોડજી રા'ની પદવી પામ્યો.

પૂંજા શેઠને ગોડજીના રાજ્યાભિષેકની ખબર પડતાં તે હોંશભેર ભુજ આવવા તૈયાર થયો. પણ જીવણ શેઠને પોતાનું પ્રધાનપદું ઊડી જવાની ભીતિ લાગતાં, તેણે તેને ભુજમાં પ્રવેશવા દીધો નહિ. તેથી પૂંજા શેઠ ગુસ્સામાં ત્યાંથી ચાલ્યો ગયો અને કંથકોટ અને જાટાવાડા ગયો પણ ત્યાં આશ્રય ન મળવાથી તે વીરાવાવ ગયો. વીરાવાવમાં દેવકરણ શેઠે થાણું બેસાડેલ હતું. તે ઉડાવી મૂકી પૂંજા શેઠે સોઢાઓને પાછું સ્વાધીન કર્યું હતું તેથી સોઢાઓએ તેને આશરો આપ્યો. પૂંજા શેઠ ત્યાંથી કચ્છના વિનાશની યોજનાઓ ઘડવા મંડ્યો. સિંધપતિ ગુલામશાહ કલ્હોરાનો દીવાન ગિધુમલ્લ,

જે એક લુહાણો હતો તેની સાથે તે પત્રવહેવાર ચલાવવા માંડ્યો. એ પત્રોમાં તેણે થોડી મહેનતથી કલ્હોરા શાહને કચ્છ અપાવવાની લાલચ આપી. ગુલામશાહ આ લાલચમાં લપટાઇ ગયો. તેણે પૂંજા શેઠને પોતાની પાસે બોલાવી લીધો. જૂજ સમયમાં વિશાળ ફોજ તૈયાર કરી તેણે કચ્છ પર ચડાઈ કરી.

કચ્છમાં આ વાતની ખબર પડતાં રા' ગોડજીએ દરબાર ભરી પોતાના ભાયાતોની સલાહ લીધી. તેમાં સૈન્યની સરદારી કોને આપવી તેની પણ વાટાઘાટ ચલાવવા માંડી. સિંધી લશ્કર અમાપ હતું, તેથી કોઈ પણ સરદારી લેવા તૈયાર નહોતો. પણ કોઇએ વીંઝાણવાળા ઠાકોર લખાજીને સહેજ ટોણો માર્યો એટલે લખાજીએ સરદારની તલવાર ઉપાડી લીધી અને તે કચ્છી સૈન્યની સરદારી લેવા તૈયાર થયો.

કચ્છી સૈન્ય દુશ્મનનો મુકાબલો કરવા ઝારાના ડુંગર તરફ ચાલ્યું.

વીંઝાણનો ઠાકોર લખાજી તાજો જ પરણેલો હતો. તેથી તેનો વિચાર એક વખત વીંઝાણ જવાનો થયો. તે તરત જ મારતે ઘોડે વીંઝાણ ગયો. લખાજીની નવપરિણીત રજપૂતાણીને ખબર પડી કે તેનો પતિ તેના તરફ આકર્ષાઈને લડાઇના મેદાનમાંથી પણ તેની મુલાકાત કરવા આવ્યો છે, ત્યારે તેને શંકા પડી કે રખેને લડાઇ લડતાં પોતાની યાદ લખાજીના મનમાં આવી જશે તો?

વીંઝાણમાંથી રણભૂમિમાં વિદાય થતી વખતે લખાજી પોતાની પત્ની પાસે આવ્યો ત્યારે એ વીર રજપૂતાણીએ

પોતાનું મસ્તક કાપીને પતિને ભેટ કર્યું! તેથી રજપૂતાણીની વ્યથા તે તરત જ સમજી ગયો. હવે ઝારાના જંગમાં મારવું કે મરવું એવો નિશ્ચય કરીને તે મારતે ઘોડે સમરભૂમિમાં જઈ પહોંચ્યો.

લડાઈમાં સાથ આપવા નરાના ઠાકોર ભીમજી તથા વીસોજી, નળિયાના ધણી લખધીરજી, ગુંદિયાળીના જોશી મૂળજી લખાણી, સમાઘોઘાના વાઢેર હમીરજી ઉપરાંત મિયાણા આગેવાનો દૂના કકલ તથા ઉમર મૌવર પણ હતા.

ઝારાના ડુંગરથી એકાદ ગાઉ દૂર આવેલ જોડાભિટ્ટનામની ટેકરી પર મીર ગુલામશાહે પોતાની છાવણી નાખી હતી, ત્યાંના પાણીના કૂવા બધા પૂરેલ હોવાથી થાકીને આવેલ સિંધી સૈન્ય પાણી વિના અકળાવા માંડયું. આ વખતે કચ્છી સૈન્ય હુમલો કરત, તો સિંધી સૈન્યને નાસવું પડત; પણ જીવણ શેઠની વ્યાપારી બુદ્ધિને આવો સિપાહીગીરીનો પેચ સૂઝયો નહિ. કચ્છી સૈન્યે આખી રાત નિદ્રામાં વિતાવી ત્યારે સિંધી સૈન્યને આરામની જરૂરત હોવાથી ગુલામશાહે જીવણ શેઠ જોડે કૃત્રિમ સુલેહના સંદેશા ચલાવવા માંડ્યા. આખો દિવસ આ સંદેશાની આવજાવમાં નીકળી ગયો.

આ તરફ સિંધી સૈન્યનો થાક ઊતરી જતાં બીજી સવારે વહેલી પ્રભાતે સિંધી સૈન્ય ઝારાની ટેકરી તરફ કૂચ કરવા માંડયું.

કચ્છી રજપૂતો પર વહેલી પ્રભાતે હુમલો લઈ જવામાં પૂંજા શેઠનો આશય તેમની ગફલતનો લાભ લેવાનો હતો. આ યોજના ખરેખર સફળ નીવડી.

સિંધી સૈન્યે ખૂની તલવારે કચ્છી સેના પર કાયરતાભર્યો હુમલો કર્યો. કચ્છી સેના પહેલાં તો ગફલતમાં રહી; પણ પછી ચેતી જતાં સામસામે તલવારો વીંઝાવા માંડી. જો કે અંધકારમાં એકબીજાના માણસો ઓળખાતા નહોતા પણ 'હર હર મહાદેવ' 'જિયેરા,' અને 'અલ્લા હો અકબર'ના ગગનભેદી નાદોથી જ માણસો કયા પક્ષના છે તે સમજાતું હતું.

આ વખતે નરાના નરવીર ભીમજી અને વીસાજીએ ભારે પરાક્રમ દાખવ્યું. એ ઉભય ભડવીર ભાઈઓ મદોન્મત વનરાજોની માફક શત્રુસૈન્યનો સંહાર કરવા લાગ્યા. લડતાં લડતાં એ બન્ને ભાઈઓનાં શરીર જીવલેણ જખ્મોથી ચકચૂર બની ગયાં. આખરે એમનાં મસ્તકો ધડ પરથી ઊડી જવા છતાં કચ્છધરાના એ બહાદુર બેટાઓની હાથમાંની તલવાર એકસરખી ગતિએ ચાલવા લાગી. મસ્તકવિહોણાં એમનાં ધડ ઝારાના મયદાને જંગમાં ઝૂઝવા લાગ્યાં, ઝૂમવા લાગ્યાં. આ ઉભય બંધુઓએ છેક પાછલા પ્રહર સુધી લડી એકસરખી તલવાર ચલાવીને દુશ્મનદળનો કચ્ચરઘાણ કાઢી નાખ્યો. માતૃભૂમિનું મસ્તક ઊંચું રાખવા, નિજ દેશનું નાક જાળવવા, પોતાના પૂર્વજોના નામને પાણી ચડાવવા આ ઉભય બંધુઓ અત્યંત વીરતાથી લડીને સંવત ૧૮૧૯ ના માગશર સુદ ૧૦ ને શુક્રવારને દિવસે ત્રીજા પ્રહરને અંતે વીરગતિને પામ્યા. તેમણે પોતાનું નામ કચ્છના ઇતિહાસપટ પર સુવર્ણાક્ષરે કોતરાવીને સદાને માટે અમર કર્યું છે.

દૂહો:—તોપેં ટકર ઉથડે, ફિકડ ધડ ફેરેં,
ઘડ્યો મિંજ'ધારેં', ભાલેં અંણિયેં ભીમજી.

ભાવાર્થ:—તોપોથી અંગેઅંગ ઊડવા લાગ્યાં, કાળ-જાં ફાટવા લાગ્યાં, પણ ભીમજી તો જાણે ભાલાની અણિ-ઓથી ઘડાયેલો હોય એમ ઘૂમવા લાગ્યો.

દૂહો:—ઝારે મથે થાણું, સૂરે સત્તાણીં જો,
ડુંગર ડાહાણું, રંગે ડિને રત્તસેં.

ભાવાર્થ:—ઝારા ડુંગર પર શૂરવીર ભીમજી સત્તા-ણીએ થાણું જમાવ્યું. એણે પોતાના બાપદાદાઓના ઝારા ડુંગરને રક્ત વડે રંગી નાખ્યો.

દૂહો:—સેરપો ભાલે જો, સાંગેજી સરા,
કુંવર રિલે કચ્છજા, જેંજા ઠુંગા ઠાઊકા.

ભાવાર્થ:—જ્યાં ભાલાઓનો ભેટો છે અને સાંગોનો સ્વાદ છે, ત્યાં શસ્ત્રોના ઝપાટાનો ઠૂંગો કરતા કચ્છના વીર-કુમારો ટહેલી રહ્યા છે.

*ભડવીર ભીમજીની બહાદુરીનું કચ્છી શૌર્યગીત* ‘ભીમ-જીય ઝારો મલાયો’ એ કચ્છી પ્રજા કલ્પાંતે પણ ભૂલ-વાની નથી.

આ ભયંકર યુદ્ધ છેક અંધારું થતાં લગી ચાલ્યું. રાત્રિ પડતાં યુદ્ધ બંધ પડ્યું અને બન્ને પક્ષના સૈનિકો પોતપોતાના પક્ષના ઘાયલોને ઊંચકીને પાટાપીંડી કરવાના કાર્યમાં ગૂંથાયા. એ આખી રાત ઉભય પક્ષવાળાઓએ બીજા દિવસના કાર્યક્રમની યોજના ઘડવામાં વિતાવી. બીજે દિવસે સૂર્ય ઊગતાં જ રણભેરીઓ ગડગડવા લાગી. રણવીરો-ના રક્તને ઉછળાવતો સિંધુડો ગાજવા લાગ્યો. શરણાઈઓના ગગનભેદી તીણા સ્વરો આકાશને વીંધવા લાગ્યા. ઉભય

પક્ષના યોદ્ધાઓ તૈયાર થઈ ગયા. અગ્નિ વર્ષાવતી તોપોના ગોળાઓ ધણધણાટ કરતા ઝારાની ટેકરીને ધ્રુજાવવા લાગ્યા. સણસણાટ કરતી બંદૂકો અને જંઝાલો છૂટવા લાગી. ધૂમ્રગોટ વડે આકાશ આચ્છાદિત થવા લાગ્યું.

ઉભય સૈન્યોનો ભેટો થતાં પાછી તલવારોની ઝડીઓ ચાલવા લાગી. રક્ત–તરબોળ રણજોગીડા સમસ્ત જગતનું ભાન ભૂલીને ઝારાના રણમેદાનમાં ઝઝૂમવા લાગ્યા. આજનું યુદ્ધ પળે પળે વધુ ને વધુ ભયંકરતા ધારણ કરતું ગયું. સૈનિકો ગાજરમૂળાની માફક કપાઈ કપાઈને રણભૂમિમાં સદાની શાન્તિમાં સૂવા લાગ્યા. આ દિવસે ઉભય પક્ષના માણસોનો પ્રચંડ સંહાર થઈ ગયો. કેસરિયાંધારી કોડીલા રાજપૂતો સ્વદેશની રક્ષા અર્થે પોતાની ફરજ બજાવતાં પ્રાણ ન્યોછાવર કરવા લાગ્યા. વીંઝાણના રણવીર લખાજી કેસરીસિંહની માફક રણભૂમિમાં ઘૂમતા શત્રુસૈન્યનો પ્રચંડ સંહાર મચાવવા લાગ્યા. એ રણઘેલો રાજવી પોતાની વીર રાજપૂતાણીને વહેલો વહેલો ભેટવા માટે જાણે ગાંડાતૂર બન્યો હોય તેમ એકસરખી તલવાર ચલાવતો દુશ્મનદળને દળવા લાગ્યો. જેમજેમ વખત વ્યતીત થતો હતો, તેમતેમ તેનું અધીરું હૃદય તેની હૃદયદેવી પાસે પહોંચી જવાને જાણે 'ઊડું ઊડું' થઈ રહ્યું હતું. સામી છાતીએ લડતાં લડતાં તેનું આખું શરીર અનેક જખ્મોથી ઘેરાઈ ગયું. આખરે કચ્છભૂમિનો એ લાડીલો લાલ, વીર–જનની વીંઝાણનો એ રણરઢિયાળો રાજવી, ઝારાના રણસંગ્રામની રણશય્યામાં સદાને માટે પરમ શાન્તિમાં પોઢી ગયો. લખાજીએ પોતાના

અતુલ પરાક્રમથી કચ્છના ઇતિહાસપટ પર પોતાનું નામ સુવર્ણાક્ષરે અંકિત કરેલું છે. કચ્છનું કંઠસ્થ સાહિત્ય આજ પણ એ રણકોડીલા રણવીરની કીર્તિ જુગોજુગને માટે અમર રાખી રહ્યું છે.

દૂહો:—વિસર સુર તે વગિયું, ભેરીં બીં ભરા,
સાયબ મૂછ ફૂંફોડઇ, તડેં ધુબણ લગી ધરા.

ભાવાર્થ—બંને બાજુએ વિકરાળ સ્વરથી રણભેરીઓ વાગવા લાગી. પરંતુ જ્યારે સાહેબ લખાજીની મૂછ ફરકી, ત્યારે ધરણી ધ્રૂજવા લાગી.

દૂહો:—ઝણુણ ઝણુણ ઝાલરૂં વજેં, વજેં રૂક વિકરાર,
સાયબ સેંપટ પાર, વાઇયું ધણી વીંઝાણજે.

ભાવાર્થ—ઝણુણ ઝણુણ કરતી ઝાલરો વાગવા લાગી અને તલવારોના ભીષણ ખણખણાટ થવા લાગ્યા. વીંઝાણના ધણી સાહેબ લખાજીએ એક સળંગ તલવાર ચલાવવા માંડી.

દૂહો:—વૈકુંઠપુરી વીંઝાણ, જિત સિંહ લખો સપનું,
કુંવર જસાણી કાન, સૂરોપૂરો સાહેબો.

ભાવાર્થ—લખાજી જેવો સિંહ જ્યાં જન્મ પામ્યો, એ વીંઝાણ વૈકુંઠપુરી સમાન પવિત્ર ગણાવા લાગ્યું. સાહેબવંશનો એ શૂરોપૂરો લખોજી જસાણી કહાન કુંવર સમાન સૌંદર્યવાન હતો.

દૂહો:—લખે ઝારો ઝલેઓ, કાંઇયું થ્યો મિંજ કોટ,
ઘણાં નચાએં ગોટ, વીર ધણી વીંઝાણજે.

ભાવાર્થ—લખાજીએ ઝારાનું બીડું ઝાલ્યું. કાંઇયાનો

એ વંશજ ઝારાના યુદ્ધમાં કોટ સમાન થયો. વીંઝાણના એ વીર સરદારે રણમેદાનમાં અનેક નવજવાનોને નચાવ્યા.

દૂહો:—મ ભી ડુંગર માઠ, મ રખ -ધિલમેં ધ્રા,
એડ્યું લખું લહેરૂં, સમે લંગાઈયું સિર મથા.

**ભાવાર્થ**—હે ડુંગર ! તું ડર નહિ, શાન્ત થા. આ સમા સરદારે એવી અનેક લહેરો પોતાના મસ્તક પરથી પસાર કરેલી છે.

ઝારાની રણભૂમિમાં અનેકાનેક કચ્છી જવાનો માતૃ-ભૂમિનું મસ્તક ઊંચું રાખવાને બહાદુરીથી લડતાં આખરે કામ આવી ગયા. કચ્છીઓની માફક સિંધીઓનો પણ પ્રચંડ સંહાર થઈ ગયો. ગુલામશાહ કલ્હોરાને આ કારમા હત્યાકાંડના સમાચાર પહોંચાડવાને ભાગ્યે જ કોઈ જીવતું રહ્યું હશે. ચારે તરફ ઘોર ભયંકર શાન્તિ છવાઈ ગઈ. રક્તપિપાસુ ઝારો ડુંગર પણ આ ભયાનક હત્યાકાંડ જોઈને જાણે ધ્રૂજવા લાગ્યો. કચ્છને ખૂણેખૂણેથી આવી પહોંચેલા જાડેજા જોદ્ધાઓ, મહારથી મિયાણાઓ અને જીવણ શેઠ પોતે પણ આ અઘોર હત્યાકાંડમાં હોમાઈ ગયા.

ઝારાના પ્રચંડ સંહારથી અનેક માતાઓ પુત્રવિહોણી બની ગઈ, અનેક પ્રમદાઓ પતિવિહોણી બની ગઈ, અનેક ઘરોને દ્વારે સદાને માટે તાળાં ચડી ગયા ઝારાના યુદ્ધ પછી કચ્છની વીરશ્રીનો કરુણ અંત આવ્યો. શૌર્ય અને વીર્ય કચ્છમાંથી જાણે સદાને માટે પરવારી ચૂક્યાં. કચ્છ ધરા નિર્વીર્ય-નિસ્તેજ બની ગઈ.

દૂહો:—જુદ્ધ જરાસંધજો, અભડે પણ કયો ઇંવ,
લખેં લેખે ચાડઆ, ઝારે ભૂચર જીંય.

ઝારાના રણસંગ્રામનું વર્ણન કરતું એક પુરાણું કચ્છી કાવ્ય આ નીચે આપવામાં આવે છેઃ—

### ઝારેજો જંગ

મિયાં કટક કોઠેઓ, સિંધ–નવલખી સાથ,
અચી ખમેઆ ઓતરે, રણ મથે રાત. ૧
ઉત્તર મિંજા ઉતરઈ, જોરાતી જમાત,
સુએ ન સરદારેં જો, વારેં પર્યા વાત.[૧] ૨
મંડ્યો ભારી મામલો, જાણે જુગમેં જો જાગ,
ધાર છુટા ધોંસ થ્યા, સુઠ્યા ન ડીં ભાગ. ૩
હોથીએં પણ હથેં સેં, સાંચવેઓ સુહાગ,
ઘોડા ગુડેઆં મુડસે, પદમણિયું પણ પાસ[૨] ૪
સોઢા, સાયબ, સુમરા, હોથી એંગાર હમીર,
ગુનેરીજા ગોટ થ્યા, પુનરે જેડા પીર.[૩] ૫
હયાં તરારૂં તકડિયું, તકડા હયાં તીર,
વેરી વઢે કઢેઆં, કાંઢેં મિંજા ખીર. ૬
હિકડા છુટા છપરતું, બ્યા સુરૂ મિયાં કે પાસ,
લખે જેડા લાડડા, રણમેં રેઆ રાત. ૭
ઝારે મથે ઝુંઝેઆ, જાડેજા જુવાન,
સૂબા કકડ ભિટજા, કુડાંઈ કર કેકાણ.[૪] ૮

૧. સિંધીઓના મોઢા પર એટલા બધા વાળ ઊગેલા હતા, કે તેમાંથી તેમના મો પણ દેખાતાં ન હતા. ૨ કેટલાક જાડેજાઓ પોતાના કુટુંબની રાજપૂતાણીઓની કતલ કરીને કેસરિયાં કરી ચડ્યા હતા. ૩ ગુનેરીના પુનરોજી ઝારાની લડાઇમાં કામ આવ્યા તે પાછળથી પીર થઇને પૂજાયા. ૪. કકડ ભિટના બહાદુર યક્ષો પોતાના ઘોડાઓને કુદાવતા હોય તેમ.

નરો સત્તાણીજો સુજે, વટ ઝારો ઝૂમારા,
મયણ ટાણે મોવડી, ભડ સત્તાણી ભા.[1] ૯
સિર લથે ધડ ઝૂંઝેઆ, મિયાં પુછ તો કેર?
આસરિયાણી[2] અભંગ ભડ, સમાં આલીશર. ૧૦

* * * *

નારી[3] ડટચાં નયમેં, ગઢ કેઆં ઓટા,
ભજી વિટા ભુજમેં, ભારેજા કોટા. ૧૧
ગઢ ગડેં ન ઉપડેં, કોઠા ન પેં ખાણી,[4]
નોંય પુત્રેં નિપજ્યો,[5] ભારો હાલાણી. ૧૨

× × × ×

મીં વઠો વડે કુડેં, નીચાં બધી નાડ,
બખુડી ચોટી બાજર, ઝિઝી થઈ જુઆર. ૧૩
વોણુ વધી વડ થેઆ, ડેડા ટિરેંતા ડાર,
કપા થઈ પ્યો કચ્છમેં, મર કતે કતણહાર. ૧૪
ધરા ઉપાયો ધાંઈ ને, સારો થ્યો સુગાર,
રત્તેં ચૂડેં વારિયું, મેડી લાલ લિયાર. ૧૫

× × × ×

જંગ લગો ઝારે મથે, જિત ચડેઆ ઝૂંઝાર,
જાડું જાડેજા કરીં, સેવા કરીં સંગાર. ૧૬
કૈક ખપીવ્યા ખાન, કૈ જાડેજા જુડધાર,
ચડી ઝારે જે ચંગ તેં, ચંગેં કયાં ચંગાર. ૧૭

ઝારાની કારમી લડાઈ ચાલુ હતી, ત્યારે ગુલામશાહ પોતાના અરધા સૈન્ય સાથે અબડાસા તરફ વળી ચૂકયો હતો. તેણે કેટલાંક ગામો લૂંટ્યાં, તો કેટલાકને આગ લગાવી

૧ ભીમજી અને વીસોજી. ૨ આસાજીના વંશજો. ૩ તોપો. ૪ ખાણોમાં. ૫ નિર્વંશ.

અને કેટલાક પાસેથી દંડ લીધો. રાપર ગઢવાળી તથા સાંધાણુના ઠાકોરે તેના સૈન્યને હાર આપી. આમ અબડાસામાં ક્યાંક ફતેહમંદી તો ક્યાંક નિરાશા પામી ગુલામશાહ પોતાના માણસો સાથે ભુજ તરફ આવવા લાગ્યો.

## ધોળો વાળ !

ગુલામશાહને ભુજ તરફ આવતો જોઈ લોકોમાં ચકચાર જાગી. તેથી રાજમાતાએ પોતાના મસ્તકનો ધોળો વાળ દાબડીમાં બંધ કરી પૂંજા શેઠને મોકલાવ્યો. વાળ જોઈને પૂંજા શેઠનું હૃદય આક્રંદી ઊઠયું. તેણે ગુલામશાહને ઊંધુંચત્તું સમજાવીને સિંધ તરફ વાળવાનો પ્રયત્ન કર્યો. પણ ગુલામશાહે તો પોતાને સગપણમાં કન્યા મળે તો જ જવાનું જણાવ્યું તેથી પૂંજા શેઠે તે માટે પણ વચન આપ્યું. અને પોતાનો કુમાર દેવજી ઓળમાં મૂક્યો. તેથી ગુલામશાહ સિંધ તરફ પાછો ફર્યો. પૂંજાશેઠ પોતે ભુજ આવ્યો.

ભુજ આવતાં પૂંજા શેઠને દીવાનપદું તો મળ્યું, પણ તેનું જોર વધી જવા પામ્યું. તેની સામે થવાની કોઈની પણ હિંમત ચાલતી નહિ. તેણે દેદાઓનું કંથકોટ ચડાઈ કરીને લૂંટયું અને ત્યાર પછી ચોથાળાના ઠાકોરના કહેવાથી નાળિયા પર ચડી જઈને તે પણ લૂંટયું. આમ પૂંજાશેઠ જેમ ફાવે તેમ વર્તવા લાગ્યો, પણ તેની સામે કોઈ પણ થતું નહિ. અધૂરામાં પૂરું તેણે ગુલામશાહને કન્યા પરણાવવાનું વચન આપ્યું હતું. તેથી તે પણ તેને માટે એને અવારનવાર કનડગત કરી રહ્યો હતો. આથી કંટાળીને રાએ તેને કેદ કરી, થોડાક દિવસ પછી ઝેર આપી મારી નંખાવ્યો.

આ વાતની ગુલામશાહને ખબર પડી એટલે વળી તે કચ્છ પર ચડી આવ્યો. રસ્તામાં મૂળીની ગઢડી સિવાય તેને ક્યાંય પણ અટકાવવામાં આવ્યો નહિ. તેને કચ્છમાં આવતો અટકાવવા મૂળીના માત્ર એંસી સાથીદારો અસંખ્યને મારીને મરણ પામ્યા. ગુલામશાહ સીધો ત્યાંથી રુદ્રમાતા પાસે આવી પહોંચ્યો, અને તેણે પોતાના દીવાન ગિધુમલ્લને ત્યાંથી કરાર તોડવાનું કારણ પૂછવા ભુજ મોકલાવ્યો.

આ વખતે પ્રથમથી કરી રાખેલા સંકેત મુજબ ભુજના ગઢ આલમપનાહ પરથી તથા ભુજિયા પરથી તોપોના બાર કરવામાં આવ્યા. વળી લશ્કરની અન્ય તૈયારીથી ગિધુમલ્લ વિમાસણમાં પડ્યો. પછી આગળ પગલું ભરવાનું માંડી વાળી તે આખરના જાડેજાની કન્યાનો ગુલામશાહ માટે સ્વીકાર કરીને પાછો ફર્યો.

ગુલામશાહે સિંધ જઈને સિંધુ નદીનું મીઠું પાણી કચ્છમાં આવતું હતું તે બંધ બાંધીને અટકાવી દીધું. આથી બન્નીની જમીનમાં થતો ચોખાનો પાક નાબૂદ થયો અને કચ્છ દરબારને દર વરસે આઠ લાખ કોરીનું નુકસાન વેઠવું પડયું.

ગુલામશાહ સિંધમાં ગયા પછી થોડાક દિવસમાં મરણ પામ્યો. તેના પછી તેનો દીકરો સિર્ફરાજ ગાદીએ આવ્યો. પણ તે બહુ જ નિર્બળ નીવડ્યો. એ અરસામાં પૂંજા શેઠનો દીકરો દેવજી સિંધમાંથી કચ્છમાં આવ્યો. તેને રા'એ લખપત મોકલાવ્યો. ત્યાં તેણે સારી વ્યવસ્થા કરવાથી રા'એ તેને દીવાનની પદવી આપવા ભુજ બોલાવ્યો; પણ તે ભુજ

આવતો હતો ત્યારે રસ્તામાં તેને દગાથી મારી નાખવામાં આવ્યો.

આ વખતે જામનગરમાં મેરુ ખવાસનું જોર વધી ગયું હતું. તેના પિતાનું નામ અજો ખવાસ હતું. જામનગરના પ્રેમા ખવાસની પુત્રી જોડે તેનાં લગ્ન થયાં હતાં. હળવદના રાજાની કુંવરી જામનગરના જામ લાખા સાથે પરણાવેલી હતી, તેથી તે એ બાઈની સાથે જામનગર આવ્યો. મેરુનો સસરો જામનો ખવાસ હતો. મેરુનો સસરો વૃદ્ધ થતાં તેણે પોતાની જગ્યાએ મેરુની નિમણૂક કરાવી. જામ લાખો સ્વર્ગવાસી થતાં જામનગરની ગાદી જામ જસાજીના હાથમાં આવી, ત્યારે મેરુ પોતાની વિલક્ષણ બુદ્ધિથી કર્તાહર્તા થઈ ગયો. તેણે એ વખતની કચ્છી અવ્યવસ્થાનો લાભ લઈ બાળંભાનો કિલ્લો હાથ લીધો.

રા' ગોડજીના વખતમાં કચ્છમાં સીદીઓ ઘૂસી ગયા હતા. રા'નો સ્વભાવ વહેમી હોવાથી તેણે પોતાના અંગરક્ષકો તરીકે સીદીઓને પસંદ કર્યા હતા. આ સીદીઓ એ સમયે ઘણા પ્રબળ થઈ પડ્યા હતા. તેથી રાજ્યમાં અવ્યવસ્થા વધી પડી હતી. આથી કચ્છના સરદારોએ રા'ને બંધ કરીને ચારસો સીદીઓને કચ્છમાંથી કાઢી મૂક્યા. તેથી રા'ને ખોટું લાગવાથી તે ભુજ ત્યજી માંડવીમાં રહેવા લાગ્યા.

ગુલામશાહની જેમ તેના દીકરા મીર સિર્ફરાજને પણ કચ્છ પર ચડાઈ કરવાની ઉમેદ થઈ. તેથી તે પોતાના સૈન્ય સાથે કચ્છ તરફ આવ્યો અને ભુજ આવવાને બદલે વાગડના ગરાસિયાઓને સતાવી પાછો ફર્યો.

સિફોરાજ પછી તેનો દીકરો અબદુલ નબી થયો. આ વખતે સિંધમાં કલ્હોરા અને તાલપુરા ઉભય પક્ષો વચ્ચે તકરાર જાગી. દીવાન મીર બીજરનો બાપ જે તાલપુરા પક્ષમાં હતો, તેને કલ્હોરા પક્ષના અપ્પાની હુસેન તથા લાખા બલોચે ઠાર કર્યો અને એ બન્ને જણ સિંધ છોડીને રા' પાસે ભુજમાં આવી રહ્યા. મીર બીજરે બન્ને જણને સોંપી દેવા રા' પર સંદેશો મોકલાવ્યો. પરંતુ શરણાગતને સોંપવાની રા'ને ઇચ્છા નહોતી. તેથી મીર બીજરે કચ્છ પર ચડાઈ કરી. પણ તેમાં ન ફાવતાં તે અબડાસા તરફ વળ્યો. ત્યાં પણ તેની સામે રા'એ મિર્ઝાં કુરપા બેગ સાથે સૈન્ય મોકલાવ્યું. મિર્ઝાંએ બિટ્ટા પાસે મીર બીજરને જબરી હાર આપી.

આ જીતથી ફુલાઈ જઈ મિર્ઝાં બહુ જ જુલમ કરવા લાગ્યો અને રા'ને પણ ગણકારતો નહોતો. એક વખત વાતવાતમાં અપ્પાનીહુસેન તથા લાખા બલોચ સાથે તકરાર થતાં બન્ને જણાઓએ મિર્ઝાંને કતલ કરી નાખ્યો. તેથી ખુશ થઇ રા'એ તેમને બાડા અને બાએકમાં કેટલોક ગરાસ આપ્યો.

થોડાક દિવસ પછી રા' ગોડજી મૃત્યુ પામ્યો. તેને રાયધણજી તથા પૃથ્વીરાજજી એમ બે કુમાર હતા.

## ૩૪ : જમાદાર ફતેહમહંમદ

કચ્છની લગામ હવે રાયધણજીના હાથમાં આવી ત્યારે તેની ઉંમર માત્ર ચૌદ વરસની હતી. પરંતુ કાર્યકુશળ રાજ્યમાતાનો કડપ તેના પર સારો હતો. રાજ્યમાતા અને દેવચંદ શેઠની કુનેહથી રાજઅમલ ઠીક ચાલવા લાગ્યો. પરંતુ એ અમલ સીદીઓને ન રુચવાથી તેમણે દેવચંદ શેઠને મારી નાખ્યો. વળી શેઠના ત્રણ ભાઈઓ જે અંજાર, મુદ્રા અને માંડવીમાં હતા તેમને પણ તેમણે કપટથી મારી નાખ્યા. અણીને સમયે દેવચંદ શેઠની કતલ થઈ તેથી સૌને દુઃખ થયું. ત્યાં વળી રાજ્યમાતા પણ બીમાર પડ્યાં અને સ્વર્ગવાસ પામ્યાં. આથી સીદીઓ કચ્છમાં કર્તાહર્તા થઈ પડ્યા. સીદી સરદાર મરીચે દીવાનપદું વાઘા પારેખ નામના એક વણિકને અપાવ્યું. વાઘો દીવાનપદા પર આવતાં જ જુલમની ઝડી વરસાવવા લાગ્યો.

રાયધણજીની ઉંમર આ વખતે ઓગણીસ વરસની થઈ હતી. ત્યારે મહંમદપનાહ નામના એક સૈયદે તેના પર

ઈસ્લામનો રંગ લગાવવા માંડ્યો. રાયધણજીની આસ્થા હિંદુધર્મ પરથી ઊઠી ગઈ અને તે એટલે સુધી કે જે કલમો ન પડે તેની તે કતલ કરવા લાગ્યો. વળી તે મૂર્તિઓનો નાશ કરવા લાગ્યો. આ તેનો રોજનો કાર્યક્રમ થઈ પડ્યો.

રાયધણજીએ ખુલ્લી રીતે ઈસ્લામનો સ્વીકાર કર્યો અને પોતે ઈસ્લામધર્મના ફેલાવા માટે મહમંદપનાહ સાથે માંડવી આવ્યો. અહીં તેણે પ્રથમ રામેશ્વરના મંદિરની મૂર્તિનું ખંડન કર્યું. પછી તેણે સુંદરવરના મંદિરની મૂર્તિનું ખંડન કર્યું. તેથી માંડવીની પ્રજા ઉશ્કેરાઈ ગઈ અને રાયધણ પર ઈંટોનો વરસાદ વરસવા લાગ્યો.

રાયધણજી ભુજમાં આવ્યો, ત્યાં પણ તેની સામે બળવો થયો. રાયધણજીને કાબૂમાં લાવવા માટે વાઘા પારેખે પોતાના ભાઈ પાસેથી અંજારમાંથી ચારસો માણસની ટુકડી મંગાવી અને રાયધણને કેદ કરવા તેના મહેલમાં ગયો. તે વખતે રાયધણ મહેલમાં હતો. એકદમ ચાલાકી વાપરીને તે બીજી સીડી પરથી ઊતરી ગયો. તેણે એ મહેલની સીડીઓ તોડી નાખી અને મહેલને ફરતી દીવાલ ચણી દીધી. આથી વાઘો પારેખ તેમાં સપડાઈ ગયો. તેનો ભાઈ કોરો પારેખ સાથે હતો. દીવાલ ચણાઈ જવાથી સંકડામણને લીધે આખી ટોળી ત્યાં જ મૃત્યુ પામી આ સ્થાન આજ પણ વાઘાસર–કોરાસરને નામે ઓળખાય છે.

રાયધણજી હવે નિરંકુશ થઈ ગયો. તેણે સર્વ મંદિરો ભસ્મીભૂત કરવાની યોજના ઘડી અને તારીખ નક્કી કરી. પણ આ વાત સેવકજી શેઠને કાને પહોંચતાં તેણે ચારસો

માણસની ટુકડી અંજારથી બોલાવી. પછી જ્યારે રાયધણજીના નાપાક નિશ્ચયને અમલમાં આણવાનો સમય આવ્યો, ત્યારે મેઘજી શેઠે તેને કેદ કરી લીધો.

મેઘજી શેઠે હવે કચ્છમાં શાન્તિ સ્થાપવાનો વિચાર કર્યો. તેણે રા'ના ભાઇ પૃથ્વીરાજ ઉર્ફે ભાઇજીને નામે એક મોટું સૈન્ય ઊભું કરવા માંડયું. આ વખતે શેઠજીની મદદ પણ સારી હતી. સૌથી પ્રથમ તેણે માંડવી દબાવી બેઠેલા રામજી ખવાસ પર ચડાઇ કરી અને તેના ઉપર સાતસેં કોરીની ખંડણી નાખી.

પાછળથી કચ્છનું સુકાન જમાદાર ફતેહમહંમદના હાથમાં આવ્યું. આ વખતે ભાઇજી બાવો સ્વર્ગવાસ પામતાં મેઘજી શેઠ તેના લૌકિક માટે ભુજ આવ્યો, ત્યાં તેનો ઘાટ ઘડી નાખવામાં આવ્યો.

કચ્છની નૈયા જ્યારે ડગમગી રહી હતી, ત્યારે ત્યાં વળી એક પ્રતાપી પુરુષનો ઉદય થયો. આ મહાપુરુષ તે જમાદાર ફતેહમહંમદ.

સિંધપતિ જામ રાયધણના આઠ કુંવરો હતા. તેમાંથી નાના નોતિયારના વંશજો પાછળથી મુસલમાન બન્યા અને એ વંશમાં ફતેહમહંમદનો જન્મ થયો. પ્રથમ ફતેહમહંમદનું કામ ઘેટાંબકરાં ચરાવવાનું હતું. પણ એની વાણી અને શરીરની શુદ્ધતાએ તેને આગળ વધાર્યો. જમાદાર ડોસલવેણે તેને વીસ પાળાની જમાદારીના પદ પર નિયુક્ત કર્યો.

મેઘજી શેઠના અવસાન પછી તેના માણસોએ રાયધણજીને છૂટો કર્યો. તે છૂટો થતાં કચ્છમાં ગભરાટ પેદા

થયો. ડોસલવેણને મુંદ્રા નાસી જવું પડ્યું. ફતેહમહંમદ નાનો જમાદાર હતો, છતાં તેણે ચતુરાઈથી મેઘજીના માણસોને પોતાના પક્ષમાં મેળવી લીધા અને તે પોતાનું બળ વધારવા લાગ્યો.

ફતેહમહંમદની હિલચાલ રાયધણજીને ખૂંચવા લાગી. તેથી એક વખત ફતેહમહંમદ જ્યારે રાયધણજીની સલામ માટે આવ્યો, ત્યારે રાયધણે તેના પર ખુલ્લા ખંજરનો ઘા કર્યો. ફતેહમહંમદ ખંજરનો ઘા ચૂકવીને નાસી ગયો. રાયધણ તેની પાછળ પડ્યો. તેથી ફતેહમહંમદ ગામગઢના કોઠામાં ભરાઇ ગયો અને ત્યાં તેણે બે દિવસ સુધી પોતાનો બચાવ કર્યો. પાછળથી તેણે મુંદ્રામાંથી ડોસલવેણ પાસેથી મદદ મંગાવીને ચાલાકીપૂર્વક રાયધણજીને કેદ કરી લીધો.

ફતેહમહંમદ હવે પોતાની કાર્યનીતિથી સર્વેનાં મન જીતવા લાગ્યો. તેણે પ્રથમ સણુવાનો ઠાકોર હાલોજી જે જમાબંધી આપતો નહોતો તેનું ગામ લૂંટ્યું તથા વાગડના અન્ય ભાયાતોને જમાબંધી આપતા કર્યા. આ તરફ ડોસલવેણે મુંદ્રા દરબાર સ્વાધીન કરી દીધું અને પછી તે પેન્શન પામી ભિટ્ટામાં જઈ રહ્યો.

જમાદાર હવે લખપતનો કિલ્લો ચણાવવા લાગ્યો. આ કિલ્લો સાત વરસે તૈયાર થયો. તેણે બંદરી પેદાશ પણ વધારી મૂકી.

ફતેહમહંમદે મુંદ્રા હંસરાજ શાહને સ્વાધીન કર્યું. પણ માંડવી જેવું ધનાઢ્ય બંદર તો હજી પણ રામજી ખવાસના હાથમાં હોવાથી તેને દૂર કરવા જમાદારે એક

યુક્તિ રચી. હંસરાજને મોકલી તેણે જંગબાર આદિ બંદરેથી આવતાં વ્યાપારી વહાણોને લૂંટવા માંડ્યાં. આ લૂંટથી વ્યાપારીઓનું રક્ષણ કરવા રામજી અશક્ત નીવડ્યો. આથી વ્યાપારીઓ ફતેહમહંમદ પાસે આવ્યા. જમાદાર આ વખતે ગુંદીયાળીમાં હતો. તે તરત જ વેપારીઓને સહાય કરવા તૈયાર થયો અને તેણે લૂંટનો માલ પાછો અપાવ્યો. આથી વેપારીઓએ સંતોષ પામીને એકસંપ થઈ માંડવીની કૂંચી ફતેહમહંમદ જમાદારને સોંપી.

કચ્છમાં જમાદારની ચઢતી જોઈને કેટલાક તેની વિરુદ્ધ થયા. જમાદાર ફતેહમહંમદ અને ભાઈજી બાવા વચ્ચે મોડજીએ અસંતોષ પેદા કરવાના પ્રયત્નો કરવા માંડ્યા.

થોડાક દિવસ પછી જમાદાર લખપત ગયો, ત્યારે પાછળથી મોડજીએ હંસરાજ શાહને સોળવીને અને મહમદમિયાની મદદ લઈને માંડવી ભાઈજી બાવાને અપાવ્યું. આ વાતની જમાદારને ખબર પડતાં તેણે દશ હજારનું લશ્કર એકઠું કર્યું અને એક જ દિવસમાં તે ભુજમાં આવ્યો. એવામાં ભાઈજીને મોરબીથી મદદ મળવાની એણે વાત સાંભળી. તેથી તેણે આશકરણ શાહને મચ્છુકાંઠા તરફ મોકલાવ્યો. ત્યાં તેણે કેટલાક ગામો બાળ્યાં અને તોફાન જગાવી દીધું. ત્યાં તો રાયધણપુરના નવાબનું લશ્કર કચ્છ પર આવતું સાંભળી તેણે તેને પણ શીકરા પાસે જબરી હાર ખાપી.

હાલાર પર અનેક ચડાઈઓ લઈ જનાર જમાદાર ફતેહમહંમદે ઓખા, બરડા વગેરે પ્રાંતોને એકસામટા હરાવ્યા. ગોંડલના જાડેજા દાજીભા, ધ્રોળના મોડજી, રાજકોટ-

ના મહેરામણ અને ખીરસરાના રણમલજીની મદદે જનાર પણ એ જ હતો. તેણે બહાદરગઢ અને ફતેહગઢ વસાવી પોતાનું નામ અમર કર્યું તેમજ ટીપુ સુલતાન સાથે પણ મૈત્રી બાંધી.

જમાદારનો વિચાર કાઠિયાવાડમાંથી અંગ્રેજોને હાંકી કાઢવાનો હતો; પણ જે હંસરાજને તેણે વધાર્યો, તે જ તેને દગો દેવા તૈયાર થયો. જે મહંમદમિયાને તેણે મોટો કર્યો, તે જ તેનાથી આડો થયો. એની જમણી બાં જેવો તુરક મોડ પણ તેનાથી ફરીને બેઠો. તેથી તેની મનની મનમાં રહી ગઈ, અને તે ૧૮૭૦ માં એકસઠ વરસની અવસ્થાએ મરણ પામ્યો.

ફતેહમહંમદની ફતેહમંદી વિષે કવિ કેશવરામે 'ફતેહ-સાગર' નામે એક મોટો ગ્રંથ રચેલો કહેવાય છે. પરંતુ તે હજુ પ્રકાશમાં આવેલો જણાતો નથી. છતાં ફતેહમહં-મદની પ્રશસ્તિનું થોડું પ્રચલિત સાહિત્ય આ નીચે આપ-વામાં આવે છે.

દુહા

ફતિયા ! તારી ફોજરો, ભય-ડંકો ભારી,
સૂતી થડકે રાતમાં, નગરરી નારી.
ઓખો તુંથી ઉથડકે, બરડો તું બીએ,
ગઢ ધ્રુજે ધોરાજી રે, નોતિયાર નગર લીએ.
હાલા-ઝાલા ને જેઠવા, તેં હટાવ્યા હમીર,
વળ ઉતારી મૂછના, કર્યા પાંસરા તીર.

છપ્પો

ચઢત દલ્લ ફતમલ્લ, બજત નોબત રણ-ડંકા,
ચહુદિશ ધરા ધમક્ક, પૃથ્વિપત માનત શંકા;

સોરઠ ગયો સુજાણ, લતીપુર ડેરા દીનો,
આયો મેરુ ખવાસ, વાહીકો લૂટહિ લીનો;
સમશેર તબર બંદૂક સર, મારામારી આકરો,
રણધીર વીર ફતમલ્લ નર, પાણી રાખ્યો કાછરો.

કુંડળિયા

ફત્તા મર ગયા ફટકમેં, ઠઠ કર છોડત ઠામ,
જગજીવન એક ઝટકમેં, કટક ન આયા કામ;
કટક ન આયા કામ, માલ જિન લૂટ ખિલાયા,
અયસા લૂણ હરામ, કામ જિતુ કછૂ ન આયા;
કહે કવિ કેશવરામ, તમડસુત* નામે છત્તા;
સર્વ લે ગયા સાથ, કચ્છકી શોભા ફત્તા. ૧

ફત્તે કે પરતાપસેં, કેતે કર ગયે રાજ,
મહમદ સુંદરે હો ગયા, મડઈ શેઠ હંસરાજ;
મડઈ શેઠ હંસરાજ, સરવિયા સામત સાયર,
જ્યોં લખપતમે મોડ, મોહજી ગઢસીસા પર;
કહે કવિ કેશવરામ, તમડસુત નામે છત્તા,
સર્વ લે ગયા સાથ, કચ્છકી શોભા ફત્તા. ૨

ફત્તા ફિર નહિ હોત હે, કચ્છ ધરા કે બીચ,
પાનીથા સો બહ ગયા, રહા છાર અરૂ કીચ;
રહા છાર અરૂ કીચ, ગયા સબ પલટ જમાના,
તૂટ પડી તલ્વાર, છૂટ ગઈ કચ્છ-કમાના;
કહે કવિ કેશવરામ, તમડસુત નામે છત્તા.
સર્વ લે ગયા સાથ, કચ્છ કિ શોભા ફત્તા. ૩

સિંધ શક દિલ ધરે, ઝપટ સોઢા નવ ઝલ્લે,
વાઘેલા ને જત્ત, ધમક પારકર ધ્રૂજે;

---

* ફતેહમહંમદના પિતાનું નામ તમાચી હતું.

હાલા ધરે જ શંક, ઝીક ઝાલા નવ ઝલ્લે,
કાઠી ઔર નવાબ, જેહવા જોર જમિલ્લે;
સો પ્રતાપ ફતમલ્લકો, ઓખાપતિ પાયે પડ,
મર્દ–મર્દાં મહમ્મદફત્તા, ઇતની ધરતી તો ડરે. ૪

ફતેહમહંમદના જીવનના સંધ્યાકાળમાં જગજીવન નામનો એક પ્રપંચી વીસલનગરો બ્રાહ્મણ તેનો સલાહકાર હતો. ફતેહમહંમદે પોતાના બે દીકરાને તેની સલાહ પ્રમાણે ચાલવાની વસિયત કરી હતી.

રા'રાયધણના છેલ્લા અમલ દરમિયાન સંવત ૧૮૬૯ની સાલે કચ્છમાં એક મોટો દુકાળ પડ્યો. આ દુકાળે વસ્તીનો કચ્ચરઘાણ વાળી નાખ્યો. અગણિત મનુષ્યો અને પશુઓ અનાજ અને ઘાસના અભાવે ચૂલા પર ધાણી ફૂટે તેમ ટપોટપ પડવા લાગ્યાં. અધૂરામાં પૂરું એ જ અરસામાં મરકીએ પણ દેખાવ દીધો અને તેને પરિણામે કચ્છની વસ્તી બરાબર અર્ધી થઈ ગઈ.

જમાદાર ફતેહમહંમદના મરણ પછી તરત જ હંસરાજ શાહ પણ ગુજરી ગયો અને થોડા દિવસોમાં રા'રાયધણ પણ પરલોકવાસી થયા. તેણે પોતાના શબને દાટવા ફરમાવેલું, પણ પાંચસેં રાજપૂતોએ મહેલમાં દાખલ થઈને શબને હાથ કીધું અને તેનો વિધિપૂર્વક અગ્નિસંસ્કાર કર્યો. કચ્છ આ વખતે ચારે તરફથી ઊભરાતા અંધકારનાં ઘોર વાદળાં વચ્ચે ઘેરાયેલું હતું.

ભુકેરા જાતિનો એક મહંમદ મિયાં ભુજના એક વણિક પાસે નોકરીમાં હતો. એ વખતમાં 'મારે તેની તલવાર' હોવા-

જુગારી પતિને પોતાનાં ઘરેણાં આપવાની સાફ ના સુણાવી દીધી. આથી ઘરમાં કલેશ પેઠો. પરિણામે ઘરમાં મોટો ઝગડો મચાવીને સુંદરજીએ શુંદિયાળીથી બે ગાઉ પર આવેલા નાગનાથ મહાદેવમાં ઉગ્ર તપશ્ચર્યા આદરી દીધી. કહેવાય છે કે, સુંદરજીના ભારે તપથી શંકર પ્રસન્ન થયા અને ઘોડાના વેપારથી એનું સારું થશે એવું વરદાન આપ્યું.

આ ઘટના પછી સુંદરજીમાં એકાએક અજબ જેવો પલટો થઇ ગયો. પોતાનું ભાગ્યબળ અજમાવવા તે કમર કસીને તૈયાર થયો. સુંદરજીને પ્રથમથીજ અશ્વ–શાસ્ત્રનો અત્યંત શોખ હતો. તેણે એ વિષયમાં અત્યાર અગાઉ સારું જ્ઞાન સંપાદન કરી લીધું હતું. સૌથી પ્રથમ તે માંડવીના નગરશેઠ પાસે ગયો અને ત્યાં તેણે ઘોડાઓનો વ્યાપાર કરવાની પોતાની ઇચ્છા વ્યક્ત કરી. સુંદરજીની ખાનદાની, મધુર વાણી અને અશ્વ–પરીક્ષાની શક્તિ જોઇને નગરશેઠે તેને સાત હજાર કોરીની સહાય આપી. સુંદરજીએ તેના ચૌદ ઘોડા ખરીદ્યા અને કોચીન બંદરે લઈ જઇને તેમાંથી સારો નફો મેળવ્યો.

હવે તેણે પોતાની કુસંગત અને કુટેવોનો સદાને માટે ત્યાગ કર્યો હતો. તેની કળા શુક્લપક્ષના ચંદ્રની પેઠે દિન પ્રતિદિન વધતી ચાલી. એ અરસામાં બે અંગ્રેજ હથિયારો વેચવા માટે કચ્છમાં આવ્યા. હથિયારો વેચતા આ બંને પરદેશીઓ ઉપર વહેમ પડવાથી કચ્છ દરબારે તેમને કેદ કીધા. સુંદરજીએ આ લોકોના જામીન થઇને એમને છોડાવ્યા અને પોતાને ખરચે મુંબઇ પહોંચાડી દીધા.

સુંદરજી આખા કચ્છમાં ભટકી ભટકીને, ખોડખાંપણ વિનાના ઊંચામાં ઊંચા ઘોડા ખરીદ કરવા લાગ્યો અને મુંબઈ જઈને તે વેચવા લાગ્યો. મુંબઈમાં પેલા બે અંગ્રેજ ગૃહસ્થોએ સુંદરજીને દીઠો અને તેના તમામ ઘોડાઓ તેમણે સારા નફાથી સરકારી લશ્કરી ખાતામાં વેચાવી દીધા. ત્યાંથી સુંદરજીને બીજા સારામાં સારા ઘોડા લાવવાનું કહેવામાં આવ્યું અને તગદપેટે અર્ધી રકમ પણ આપવામાં આવી. આથી તેનામાં નવો ઉત્સાહ આવ્યો, અને તેણે લશ્કરી ખાતાને ઊંચામાં ઊંચા ઘોડા ખરીદીને બેવડા નફાથી વેચ્યા.

આ વખતે ટીપુ સુલતાન અને અંગ્રેજો વચ્ચે લડાઈ ચાલતી હતી. ત્યાં ઘોડાઓની કિંમત ઘણી સારી ઊપજે છે એમ જાણી, સુંદરજી પોતાના ઘોડા મલબારમાં કાનામાંગરોળ ખાતે લઈ ગયો અને તમામ ઘોડા કર્નલ મૉંટેગોમરીને આપ્યા. ઘોડાઓની ઊંચી જાત જોઈને કર્નલ ખુશ થયો. તેણે દરેક ઘોડાના ૫૩૫) રૂપિયાનો ભાવ ગણી આપ્યો. કર્નલે બીજા ચારસેં ઘોડાની માગણી કીધી અને તે પેટે એક લાખ રૂપિયા પ્રથમથી આપ્યા.

સુંદરજીએ મદ્રાસના બજારમાંથી લાખ રૂપિયાનાં મોતી લીધાં અને બમણે નફે તે સૂરતમાં વેચ્યાં. ત્યારપછી કચ્છ, કાઠિયાવાડ અને સિંધમાં ફરી, દરેક ઘોડાની જાતે પરીક્ષા કરી, ચારસેં ઘોડા ખરીદીને તેણે સરકારને સોંપ્યા. સુંદરજી સોદાગર સરકાર અને ટીપુ સુલતાન બન્નેને વહાણોનાં વહાણો ભરીને પુષ્કળ નફાથી ઘોડા વેચવા લાગ્યો.

શી તે નોકરી છોડીને ધાડપાડુની ટોળીમાં ભળ્યો. આગળ જતાં તે પોતાના બાહુબળથી મુંદ્રા દબાવીને બેસી રહ્યો. જમાદાર ફતેહમહંમદે તેને સાથ આપ્યો, તેથી દિનપરદિન તે આગળ વધતો ગયો. છેવટે તેણે કચ્છની દીવાનગીરીનું પદ પ્રાપ્ત કરવા તજવીજ કરી, પણ તેમાં તે નિષ્ફળતા પામ્યો.

મહંમદમિયાં આગળ જતાં જુલ્મી નીવડ્યો. તેણે લૂંટફાટથી અનર્ગળ દ્રવ્ય એકઠું કર્યું હતું. મુંદ્રામાં તેણે મોટી મસ્જિદ બંધાવી, તે હજી પણ મહંમદમિયાંની મસ્જિદના નામે ઓળખાય છે. ઉપરાંત તેણે દરબારગઢ બંધાવેલ. તે પણ હજી મહંમદમિયાંના દરબારગઢને નામે ઓળખાય છે.

મહંમદમિયાંના જુલમો પારવિનાના હતા. એ જુલમોને લીધે તેને મુંદ્રા ત્યાગી નાસી જવું પડયું. ત્યાર પછી તે મરણ પામ્યો. પ્રાગની ઉગમણી તરફ આવેલા કબ્રસ્તાનમાં એને દફનાવવામાં આવ્યો.

## સુંદરજી સોદાગર

દેશમાં જે સમયે ઘણી અંધાધૂંધી વ્યાપે, તે સમયે મહાન પુરુષો પણ પાકે એવો એક કુદરતનો અચૂક નિયમ છે. રાંશયધણના અવ્યવસ્થિત અને અંધકારમય રાજ્યઅમલ દરમિયાન કચ્છમાં પણ એક પછી એક મહાપુરુષો પાકતા આવ્યા. તેમાં સુંદરજી શેઠે તો હદ વાળી. અવનતિની અંધારી ખીણમાંથી આપબળે ઉન્નતિના શિખર પર પહોંચનાર સુંદરજી શેઠ હતા. એમનો જન્મ કચ્છ–માંડવી તાલુકે ગુંદિયાળી ગામમાં બ્રહ્મક્ષત્રિય જ્ઞાતિમાં શિવજી હીરજી નામે એક સાધારણ જાગીરદારને ત્યાં થયો હતો. સુંદરજી

શેઠનું બાલ્યજીવન જુગાર અને તોફાનમાં જ પસાર થયું હતું. અધૂરામાં પૂરું એમને નાનપણમાં જ ઘોડાઓનો કંઈ અજબ છંદ લાગેલો. ગમે તેવો તોફાની ઘોડો હોય, છતાં સુંદરજી તેના પર બેધડક ચડી બેસે અને તેને અલ્પ સમયમાં સીધો દોર કરી મૂકે.

સુંદરજી શેઠને નાનપણમાં સૌ સુંધો કહીને બોલાવતા. જ્યાં જ્યાં જુગારીઓ કે તોફાનીઓની મંડળીઓ હોય, ત્યાં ત્યાં એનાં પગલાં તો હોય જ. સુંદરજી મોટો થતાં એનામાં જુગારની બદી પણ વધવા લાગી. તે રાતદિવસ જુગારીઓના અખાડામાં જ પડ્યોપાથર્યો રહે. જે કંઈ હાથમાં આવે, તે જુગારમાં અથવા સાધુ–સંતોને દાન કરવામાં ઉડાવી નાખે. સાધુ–સંતો પ્રત્યે એને પ્રથમથી જ અનુરાગ હતો. પૈસા તો એને મન કાંકરા હતા. કોઈનો પણ અંકુશ એને ફાવે નહિ. સ્વચ્છંદે ફરવું અને ફાવે તેમ કરવું, એ જ એનો કાર્યક્રમ. સુંદરજીને સુધારવા એના પિતાએ અનેક ઇલાજો લીધા, પણ રેતીમાંથી તેલ નીકળે તો સુંદરજી સુધરે. આખરે એના પિતા પણ કંટાળ્યા. સંવત ૧૮૪૬ માં એના પિતા શિવજીએ એના ભાગની બે હજાર કોરી આપી દઈને એને જુદો કર્યો. પરંતુ 'જર જુગારી ગુંજલે ટકે કેટલી વાર ?' એ નિયમ અનુસાર સુંદરજી પાસે આવેલી આ બે હજાર કોરીની રકમ અલ્પ સમયમાં ઘૂ થઈ ગઈ.

હવે તેણે પોતાની સ્રીનાં ઘરેણાં પર મીટ માંડી. તેણે એ ઘરેણાં પડાવી લેવાનો ખૂબ પ્રયત્ન કર્યો. પણ બાઈએ

જુગારી પતિને પોતાનાં ઘરેણાં આપવાની સાફ ના સુણાવી દીધી. આથી ઘરમાં કલેશ પેઠો. પરિણામે ઘરમાં મોટો ઝગડો મચાવીને સુંદરજીએ ગુંદિયાળીથી બે ગાઉ પર આવેલા નાગનાથ મહાદેવમાં ઉગ્ર તપશ્ચર્યા આદરી દીધી. કહેવાય છે કે, સુંદરજીના ભારે તપથી શંકર પ્રસન્ન થયા અને ઘોડાના વેપારથી એનું સારું થશે એવું વરદાન આપ્યું.

આ ઘટના પછી સુંદરજીમાં એકાએક અજબ જેવો પલટો થઈ ગયો. પોતાનું ભાગ્યબળ અજમાવવા તે કમર કસીને તૈયાર થયો. સુંદરજીને પ્રથમથીજ અશ્વ-શાસ્ત્રનો અત્યંત શોખ હતો. તેણે એ વિષયમાં અત્યાર અગાઉ સારું જ્ઞાન સંપાદન કરી લીધું હતું. સૌથી પ્રથમ તે માંડવીના નગરશેઠ પાસે ગયો અને ત્યાં તેણે ઘોડાઓનો વ્યાપાર કરવાની પોતાની ઇચ્છા વ્યક્ત કરી. સુંદરજીની ખાનદાની, મધુર વાણી અને અશ્વ-પરીક્ષાની શક્તિ જોઇને નગરશેઠે તેને સાત હજાર કોરીની સહાય આપી. સુંદરજીએ તેના ચૌદ ઘોડા ખરીદ્યા અને કોચીન બંદરે લઈ જઇને તેમાંથી સારો નફો મેળવ્યો.

હવે તેણે પોતાની કુસંગત અને કુટેવોનો સદાને માટે ત્યાગ કર્યો હતો. તેની કળા શુક્લપક્ષના ચંદ્રની પેઠે દિન પ્રતિદિન વધતી ચાલી. એ અરસામાં બે અંગ્રેજો હથિયારો વેચવા માટે કચ્છમાં આવ્યા. હથિયારો વેચતા આ બંને પરદેશીઓ ઉપર વહેમ પડવાથી કચ્છ દરબારે તેમને કેદ કીધા. સુંદરજીએ આ લોકોના જામીન થઇને એમને છોડાવ્યા અને પોતાને ખરચે મુંબઇ પહોંચાડી દીધા.

સુંદરજી આખા કચ્છમાં ભટકી ભટકીને, ખોડખાંપણ વિનાના ઊંચામાં ઊંચા ઘોડા ખરીદ કરવા લાગ્યો અને મુંબઇ જઇને તે વેચવા લાગ્યો. મુંબઇમાં પેલા બે અંગ્રેજ ગૃહસ્થોએ સુંદરજીને દીઠો અને તેના તમામ ઘોડાઓ તેમણે સારા નફાથી સરકારી લશ્કરી ખાતામાં વેચાવી દીધા. ત્યાંથી સુંદરજીને બીજા સારામાં સારા ઘોડા લાવવાનું કહેવામાં આવ્યું અને તગદપેટે અર્ધી રકમ પણ આપવામાં આવી. આથી તેનામાં નવો ઉત્સાહ આવ્યો, અને તેણે લશ્કરી ખાતાને ઊંચામાં ઊંચા ઘોડા ખરીદીને બેવડા નફાથી વેચ્યા.

આ વખતે ટીપુ સુલતાન અને અંગ્રેજો વચ્ચે લડાઈ ચાલતી હતી. ત્યાં ઘોડાઓની કિંમત ઘણી સારી ઊપજે છે એમ જાણી, સુંદરજી પોતાના ઘોડા મલબારમાં કાનામાંગરોળ ખાતે લઈ ગયો અને તમામ ઘોડા કર્નલ મૉંટેગોમરીને આપ્યા. ઘોડાઓની ઊંચી જાત જોઇને કર્નલ ખુશ થયો. તેણે દરેક ઘોડાના ૫૩૫) રૂપિયાનો ભાવ ગણી આપ્યો. કર્નલે બીજા ચારસેં ઘોડાની માગણી કીધી અને તે પેટે એક લાખ રૂપિયા પ્રથમથી આપ્યા.

સુંદરજીએ મદ્રાસના બજારમાંથી લાખ રૂપિયાનાં મોતી લીધાં અને બમણે નફે તે સૂરતમાં વેચ્યાં. ત્યારપછી કચ્છ, કાઠિયાવાડ અને સિંધમાં ફરી, દરેક ઘોડાની જાતે પરીક્ષા કરી, ચારસેં ઘોડા ખરીદીને તેણે સરકારને સોંપ્યા. સુંદરજી સોદાગર સરકાર અને ટીપુ સુલતાન બન્નેને વહાણોનાં વહાણો ભરીને પુષ્કળ નફાથી ઘોડા વેચવા લાગ્યો.

સુંદરજીનું અક્ષરજ્ઞાન ઝાઝું ન હતું. પણ તેનામાં ભણતર કરતાં ગણતર વધારે હતું. તેણે સરકારી અમલદારોમાં ખૂબ પ્રતિષ્ઠા મેળવી લીધી. તેનો ઘોડાનો વ્યાપાર હવે વ્યાપક બની ગયો. તેની સાથે તેણે બીજો વ્યાપાર પણ ચાલુ કરી દીધો. મુંબઈ, અમદાવાદ, મહીસૂર, માંગરોળ, પૂના, કુમઠા, કાલીકટ, મલબાર, વડોદરા, રાજકોટ, ધોરાજી, જોડિયા, નવાનગર તેમજ કચ્છ અને સિંધમાં મોટાં મોટાં સ્થળે સુંદરજીએ પોતાની પેઢીઓ ખોલવા માંડી અને વ્યાપાર ધમધોકાર ચલાવવા માંડ્યો. સુંદરજીનો સિતારો હવે દિવસે દિવસે બુલંદ થતો ગયો. એક વખતનો જુગારી સુંધો હવે સુંદરજી સોદાગરના માનવંતા નામથી દેશ-વિદેશમાં વિખ્યાત થયો.

અંગ્રેજ સરકાર અને લખનૌના નવાબ વચ્ચે વિગ્રહ ચાલતો હતો. આખરે સલાહ થતાં સંધિના કરારો માટે ચાર અંગ્રેજ અમલદારો અને એક દેશી અમલદારની નિમણૂક થઈ. દેશી અમલદાર તરીકે બન્ને પક્ષની પસંદગી સુંદરજી સોદાગર ઉપર ઊતરી. આ સંધિમાં ૭૪ કલમોનું લખત થયું. બન્ને પક્ષોની સહીઓ લેવાઈ અને ઉભય પક્ષો સુંદરજી શેઠની કુશળતાથી સંતુષ્ટ થયા. નવાબે સુંદરજી શેઠને ખૂબ માન આપ્યું અને સરકારે માસિક બસો રૂપિયાનું પેન્શન બાંધી આપ્યું.

સુંદરજી શેઠ હવે રાજામહારાજાઓમાં પણ પૂજાવા લાગ્યા. સયાજીરાવ પહેલા ગાયકવાડના ભાઈ મલ્હારરાવ કડી પ્રાંત દબાવી ... હતા, ... આપવા ગાયકવાડે

સુંદરજી શેઠને જણાવ્યું. સુંદરજી શેઠે સરકાર મારફત કડી પ્રાંત ગાયકવાડને અપાવ્યો. તેમાં શેઠ તેમજ સરકાર ઉભયને ગાયકવાડ તરફથી સારો લાભ મળ્યો.

સંવત ૧૮૭૨માં કંપની સરકારે પેશવા બાજીરાવ બીજા પર ચઢાઈ કરી, ત્યારે સુંદરજી શેઠ પણ ત્યાં હતા. પેશવાની હાર થતાં કાઠિયાવાડની જમાબંધી સરકારને મળી. તે ઉઘરાવવાનું કામ પણ સરકારે સુંદરજી શેઠને સોંપ્યું.

સરકારે હવે સુંદરજી શેઠને નેટિવ એજંટની સનંદ આપી. તેમને છડી, સવારી, પાલખી, મશાલ અને નેકીનો પરવાનો પણ આપવામાં આવ્યો. ખર્ચ માટે માસિક એક સો રૂપિયા પણ આપવાનું ઠર્યું. સુંદરજી શેઠ હવે રજવાડી ઠાઠથી રહેવા લાગ્યા.

માળિયાના મિયાણા મોરબી ઠાકોરનાં ગામો લૂંટતા હોવાથી, ઠાકોરે સુંદરજી શેઠને બોલાવ્યા. શેઠે ત્રણ લાખના ખર્ચે સરકારી પલટણ બોલાવી મિયાણાઓને મહાત કર્યા અને માળિયા મોરબી ઠાકોરને સ્વાધીન કરાવ્યું. મોરબી ઠાકોરે આ ખર્ચની રકમ સુંદરજી શેઠ પાસેથી લીધી અને ટંકારિયા પરગણું તેમની પાસે ગીરવી મૂક્યું. ઉપરાંત પાંચ ગામો સુંદરજી શેઠને બક્ષિસ આપ્યાં.

પોરબંદરના રાણાનો મુલક તેના પ્રધાન ઠક્કર પરમાનંદે મિયાણાઓની મદદથી પચાવી પાડેલો હોવાથી, રાણાએ સુંદરજી શેઠની મદદ માગી. સુંદરજી શેઠે કર્નલ વોકરની સહાયથી પોરબંદરનો મુલક રાણાને અપાવ્યો. પણ તે અંગે થયેલ ખર્ચની રકમ રાણા પાસે ન હોવાથી, તેણે તે રકમ

શેઠ પાસેથી લીધી અને તેના બદલામાં પોરબંદરનો વહીવટ આઠ વર્ષની બંધીથી શેઠને સોંપ્યો. શેઠે બાર મહિના ત્યાં રહીને રાજ્યનું કામ થાળે પાડયું. પછી પોતાના ભત્રીજાને ત્યાં રાખીને પોતે અન્ય કાર્યોમાં પરોવાયા.

જામનગરના જસાજીએ સુંદરજી શેઠના સાત ઘોડા બળજબરીથી ઝૂંટવી લીધા હતા, તેથી શેઠે ગાયકવાડી ફોજ લાવીને જામનગર પર ચડાઈ કરી. જસોજી કહેતા હતા કે, 'લૂગડાંનો રંગનાર એ ખત્રી તે શું કરવાનો હતો?' તેને સુંદરજી શેઠે જણાવ્યું કે, 'આ ખત્રીના રંગની છાપ એવી તો મજબૂત બેસી જશે, કે તે જીવનપર્યંત પણ નીકળવાની નથી.' આખરે મોટી લડાઈ થઈ. જસાજી હાર્યા અને દશ લાખ રૂપિયા દંડ ભરવાની શરતે સુલેહના કરાર થયા. આ રકમ જસાજી પાસે નહોતી તેથી જોડિયા અને બાળંભા એ બે પરગણાં તેણે સુંદરજી શેઠ પાસે ગીરવી મૂકીને રૂપિયા લીધા અને બીજાં ચાર ગામ શેઠને બક્ષિસમાં આપ્યાં.

સુંદરજી શેઠ પુરુષાર્થની પ્રતિમૂર્તિ સમા હતા. તે સઘળા ગુના માફ કરતા પણ એક આળસ માફ કરતા નહિ. પોતે પણ સતત પુરુષાર્થને પરિણામે હવે કરોડાધિપતિ બની ચૂકયા હતા. તેમણે અનેક ધર્મશાળાઓ, મંદિરો અને સદાવ્રતો સ્થાપી તેમાં લાખો રૂપિયા ખર્ચ્યા હતા.

બેટ દ્વારકામાં એમણે મોટો યજ્ઞ કરીને હજારો બ્રાહ્મણોને વરણીમાં બેસાડ્યા, ૧૨૫ મણ ઘી યજ્ઞમાં હોમ્યુ અને લાખો રૂપિયા ખર્ચ્યા.

કચ્છના મહારાઓશ્રી ભારમલજીએ પોતાની મદદ માટે

સુંદરજી શેઠને લખ્યું અને સુંદરજી શેઠે બ્રિટિશ લશ્કરની મદદથી માંડવી, મુંદ્રા, લખપત, ગઢસીસા વગેરે હાથમાંથી નીકળી ગયેલાં શહેરો રાઓશ્રીને સ્વાધીન કરાવી દીધાં.

સુંદરજી શેઠે સેંકડો માણસોના સંઘ સાથે બદ્રિનારાયણ, કેદારનાથ, હરદ્વાર વગેરેની યાત્રાઓ કરી, હજારો સાધુ–સંતોને જમાડ્યા અને લાખો રૂપિયા છૂટે હાથે વાપર્યા.

યાત્રા પૂરી કરીને સુંદરજી શેઠ જોડિયે આવ્યા, ત્યારે તેમને અભિનંદન આપવા જામનગરથી રણમલ્લ જામ, રાજકોટથી ઠાકોર નભાભાઈજી, ધ્રોળના ધણી ભૂપતસંગજી, ગોંડળના ઠાકોરસાહેબ, ભાવનગરના વજેસંગજી અને બીજા નાના-મોટા મળીને કુલ ૭૨ રાજા અને તાલુકદારો આવ્યા હતા.

સંવત ૧૮૬૯માં કચ્છમાં મોટો દુકાળ પડ્યો. આ સમયે સુંદરજી શેઠે પોતાની અથાગ ઉદારતાથી અનેક ગરીબોને મૃત્યુના મુખમાંથી ઉગારી લીધા હતા. દરેક યાચકને દરરોજના સીધા ઉપરાંત એકેક ધાબળો અને એકેક લોટો તેમની ડેલીમાંથી મળતો.

હરદ્વાર પાસે કુંભનો મોટો મેળો દર બાર વર્ષે ભરાય છે. ત્યાં લાખો યાત્રાળુઓ એકઠા થાય છે. તે તમામને શેઠે ચાર દિવસ સુધી ઉત્તમ પ્રકારનાં ભોજનો જમાડ્યાં. કહેવાય છે કે પાંચ હજાર વર્ષ પર કાં તો ત્યાં પાંડવોએ આવો ભંડારો કર્યો હતો અને કાં તો કચ્છી દાનવીર શેઠ સુંદરજીએ કર્યો.

સુંદરજી શેઠે ગિરનારના ડુંગર પર છેક ગુરુ દત્તાત્રેયના શિખર સુધી પાકાં પગથિયાં બંધાવ્યાં અને દામોદર-

કુંડની પાળ બંધાવી. ઉપરાંત નારાયણસરોવર, કોટેશ્વર, આસારમાતા, રાણેશ્વર, નાગનીનાથ વગેરે મંદિરોનો જીર્ણોદ્ધાર કરાવ્યો. વળી તેમણે રાવળપીર, ધીણોધર પર પીરમનાથ, કલ્યાણેશ્વર, નીલકંઠ મહાદેવ તથા વોંધમાં જડેશ્વર મહાદેવ વગેરે અનેક મંદિરો બંધાવ્યાં.

એ ધર્મપરાયણ, રાજનીતિજ્ઞ અને વ્યાપારકુશળ શેઠ સુંદરજી સોદાગરે સંવત ૧૮૭૮ ના ફાગણ વદ ૧૨ ના રોજે બપોરના અગિયાર વાગે દેહ મૂક્યો. એમના મરણ પછી કાઠિયાવાડનાં જે જે ગામો એમની પાસે ગીરવી હતાં તે અને એમને મળેલાં ઇનામી ગામો તે તે ગામોના માલિકોએ પાછાં ખેંચી લીધાં. અનેક રાજારજવાડાઓ પરનું લાખો રૂપિયાનું એમનું લેણું આમ ડૂલી ગયું.

સુંદરજી શેઠ એક મહાપુરુષ હતા—ભાગ્યશાળી પુરુષ હતા; કમ્પની સરકારના જમણા હાથ જેવા હતા; કચ્છડાના ઝળહળતા કીર્તિ—કળશ સમા હતા. એમનાં કીર્તિ—ધામો, એમનું ઉજ્જ્વળ નામ સદાસર્વદા અખંડ અને અમર રાખશે. એમના વંશજો આજ પણ કચ્છ—ગુંદિયાળીમાં સારી સ્થિતિમાં છે.

## ૩૫ : અંગ્રેજોનો અમલ

રા’ રાયધણજીના સ્વર્ગવાસ પછી તેમનો પંદર વર્ષનો કુમાર માનસિંહજી ભારમલજી નામ ધારણ કરી ગાદી પર બેઠો. રાજ્યની સત્તા જમાદાર ફતેહમહંમદના મોટા પુત્ર હુસેનમિયાંના હાથમાં હતી.

આ વખતે સરકાર સાથેના કરારોનું પાલન થતું ન હોવાથી, કેપ્ટન મેકમર્ડો મોરબીથી ભુજ આવ્યો. તેની પાસે હુસેનમિયાંએ દિલગીરી દર્શાવીને વાગડના લૂંટારાઓનો નાશ કરવા વચન આપ્યું. પણ એ જ અરસામાં એનો નાનો ભાઈ ઇબ્રાહીમમિયાં એનાથી વિરુદ્ધ પડ્યો. હુસેનમિયાં લૂંટારાના નાશ માટે વાગડ ગયો. તેણે કેટલાકને પકડી સરકારને સ્વાધીન કર્યા અને કેટલાકને નસાડી પણ મૂક્યા.

આગળ જતાં બંને ભાઈઓ વચ્ચે સમજૂતી થઈ અને મુંદ્રાવાળો મહંમદમિયાં પણ તેમની સાથે ભળ્યો. સરકાર સાથે સુલેહથી કામ લેવાની જગજીવન શેઠની વલણ ઇબ્રાહીમને પસંદ ન હોવાથી, તેણે જગજીવન મહેતાનું ખૂન કરવાની કોશિશ કરવા માંડી. પણ જગજીવન જમાદારનાં ખોરડાં તરફ ચાલવા લાગ્યો. પરંતુ પંચ હટડી પાસે મહમ્મદ

સોતાના ભાઈ જાફરમિયાં તેમજ તેના સાથીઓએ તેને મારી નાખ્યો. એ જ દિવસે પ્રભાતમાં તેના ભાઈ રામચંદ્રજીને પણ મારી નાખવામાં આવ્યો. મહેતાના ત્રીજા ભાઈ કુબેરજીએ જીવતે સમાધિ લીધી.

જગજીવન મહેતાની કતલની ખુશાલીરૂપે ઇબ્રાહીમમિયાંએ એક મોટી મિજબાની ગોઠવી. તેમાં તેણે મહેતાના ખૂનીઓને ઇનામો આપવા માંડ્યા. આ વખતે રા' ના અંગરક્ષક મારવાડી સિરબંધીઓનો એક મુખી માલમસિંહ પણ ઇનામ માટે આવ્યો. પણ મિયાંએ તિરસ્કાર કરવાથી માલમસિંહે તરત જ કટારી વતી તેનું ખૂન કર્યું. આ ઘટનાથી હુસેનમિયાંનું મગજ પણ વહેમના ચકડોળે ચડી ગયું. તેણે ત્રણસો મારવાડીઓને પકડાવીને મારી નાખ્યા અને રા'ના અંગરક્ષકો તરીકે આરબોને નીમ્યા.

આ અરસામાં કચ્છમાં અવ્યવસ્થા ઉત્પન્ન થઈ. એક તરફથી હુસેનમિયાં ભુજથી છૂટો થઈને અંજાર દબાવી બેસી ગયો. બીજી તરફ સરકારનો પગપેસારો પણ અવારનવાર ચાલુ રહ્યો. અધૂરામાં પૂરું, વાગડના લૂંટારાઓએ કપ્તાન મેકમાર્ડોની છાવણી લૂંટી. આથી રા' ભારમલજી વાગડ પર ચડી ગયો અને તેણે ચાંદો અને સરમાણ નામના મોટા લૂંટારાનો નાશ કર્યો.

રા' ભારમલજીએ લૂંટારાનો નાશ કરેલ, છતાં તેમનો ઉપદ્રવ ચાલુ હોવાથી કર્નલ ઇસ્ટ ૪૦૦૦ ની ફોજ સાથે કચ્છ પર ચડી આવ્યો. ભુજ સાથે વાટાઘાટ ચલાવવા તેણે અંજારના હુસેનમિયાંને લશ્કરી થાણું રાખવા દેવાનું જણાવ્યું. પણ હુસેનમિયા સંમત ન થતાં કર્નલે અંજારનો કિલ્લો

તોડવા મોરચા માંડ્યા. આખરે હુસેનમિયાં તાબે થયો અને અંજાર સરકારને સોંપી ભુજ નાસી ગયો. બીજે જ દિવસે કર્નલે તુણ઼ા બંદરનો કબજો લઈ લીધો. પાછળથી એંસી લાખ કોરી સરકારને આપવાનું ઠરતાં સમાધાની થઈ.

દીવાન લક્ષ્મીદાસે કૅપ્ટન મૅકમાર્ડોને પચાસ લાખ રોકડ, વીસ લાખના દસ્તાવેજ અને દશ લાખ મુકાણ કરાવી. તેણે દેશના જાડેજા ભાયાતોને એકઠા કરીને અનુકૂળ એવા કોલકરાર કરાવી લીધા કે, બ્રિટિશ સરકારે કચ્છ રાજ્ય સાથે મિત્રાચારીનો સંબંધ રાખવો અને રાજ્યની આંતરિક વ્યવસ્થામાં હસ્તક્ષેપ કરવો નહિ.

આ અરસામાં રા'એ હલકા સોબતીઓની સલાહ પ્રમાણે ચાલી, ગરાસિયાઓ પાસેથી જાગીરો છીનવાની યોજના ઘડી, તેથી ભાયાતો ગુસ્સે થયા અને એક અરજી કરી કંપની સરકાર પાસે રક્ષણ માગ્યું.

કૅપ્ટન મૅકમાર્ડો લશ્કર લઈને ભુજ પર ચઢી આવ્યો અને તેણે રા'ને શરણે આવવા ફરમાવ્યું. રા'એ આ ફરમાન ન ગણકારતાં કૅપ્ટને ભુજિયા પર હલ્લો કરીને તેનો કબજો કરી લીધો. આમ થતાં રા' શરણે થયો. તેને ચોકીમાં રાખવામાં આવ્યો અને કચ્છની ગાદી પર કોને બેસાડવો તેની વાટાઘાટ ચાલવા માંડી. આ વખતે લક્ષ્મીદાસ કામદારે પોતાની ચાલાકીથી સૌને સમજાવીને ત્રણ વરસના કુમાર દેશળજીને રાજ્યગાદી સોંપવાનો ઠરાવ કરાવ્યો.

રા' દેશળજી ગાદી પર આવ્યો ત્યારે તેની ઉંમર ત્રણ વરસની હોવાથી રાજ્યકારભાર માટે રીજન્સીની નિમણૂક થઈ. તેમાં છ સભ્યો હતાઃ (૧) સુમરી રોહાના જાડેજા

વિજયરાજજી; (૨) નાંગ્રેચાના જાડેજા પૃથ્વીરાજજી; (૩) રાજગોર ઓધવજી હરભાઈ; (૪) મહેતા લક્ષ્મીદાસ વલ્લભજી; (૫) ખત્રી રતનજી જેઠાણી; અને (૬) અંગ્રેજ રેસિડેન્ટ.

સંવત ૧૮૭૯માં સરકારે ૮૮૦૦૦ રૂપિયા લઈ અંજાર પરગણું રા'ને સ્વાધીન કર્યું તેમજ ભુજિયો કિલ્લો પણ દરબારને સોંપવામાં આવ્યો.

રા' ભારમલજી પર સરકાર તરફથી જે સખ્તી રાખવામાં આવી હતી, તે પણ આ અરસામાં દૂર થવા પામી. મુંબઈના ગવર્નર જોન માલ્કમ જ્યારે ભુજમાં આવ્યા, ત્યારે તેમણે રા'ને તદ્દન મુક્ત કર્યા. દેશળજીના લગ્ન વખતે તેના પર કંઈ અંકુશ હતો નહિ.

રા' ઉંમરે પહોંચતાં તેણે સાધારણ અંગ્રેજી, ગણિત તથા ભૂગોળનું જ્ઞાન મેળવી લીધું. તેને વીસ વર્ષ પૂરાં થવાને લીધે સંવત ૧૮૯૧ માં સ્વતંત્ર અખત્યાર સોંપવામાં આવ્યો.

રા' દેશળજીના સમયમાં એક સ્કૂલની સ્થાપના કરવાની શરૂઆત થઈ તેમજ ઇસ્પિતાલની પણ શરૂઆત થઈ.

સને ૧૮૫૭નો બળવો ફાટી નીકળ્યો, ત્યારે તેનો ચેપ કચ્છને પણ લાગ્યો. કચ્છની સરકારી પલટણે કચ્છમાં સરકાર વિરુદ્ધ બળવો જગાડ્યો હતો. આ વખતે કચ્છમાં પોલિટિકલ એજંટ તરીકે એચ. ડબલ્યુ. ટ્રિવેલિયન હતો. આ બળવાથી એજંટ ગભરાયો અને પોતાનો જીવ બચાવવા દરબારગઢમાં મહારાવશ્રીને આશ્રયે આવી રહ્યો. પરંતુ થોડા સમયમાં શાંતિ થઈ જતાં સૌ નિશ્ચિંત થઈને રહ્યા.

રા' દેશળજીને બે કુંવર અને એક કુંવરી હતાં. પાટવી કુમાર રવાજી ઉર્ફે બાલુભા હતા અને ફટાયા હમીરજી

હતા. રા'ની પ્રીતિ હમીરજી પર હોવાથી તેઓ રાજ્ય-લગામ હમીરજીને સોંપવા માગતા હતા. આ વાતની પાટવી-કુમારને ખબર પડતાં તો રિસાઈને મુંદ્રા જતો રહ્યો.

રા'એ કુમાર હમીરજીને રાજગાદી સોંપવાની ઇચ્છા સરકાર આગળ જાહેર કરી ત્યારે ત્યાંથી જવાબ આવ્યો કે, જો વસ્તી આ વાત સાથે સંમત હોય તો બીજી કશી હરકત નથી. આ ઉપરથી રા'એ કચ્છના મહાજનને બોલાવી પોતા-ની ઇચ્છા જાહેર કરી. પરંતુ દરબારની શેહમાં તણાઇ જઇ ખરા હકદારના હક મારી નાખવાનું મહાજનને યોગ્ય લાગ્યુ નહિ અને તેણે સંમતિ આપી નહિ. આથી રા' પ્રથમ ક્રોધે ભરાયો, પણ પાછળથી દીવાન બિહારીલાલને મોકલીને રવાજીને મુંદ્રાથી મનાવીને બોલાવી લીધો.

રા' એ તેથી હમીરજીને તેરા પરગણું આપ્યું.

કેટલાક સમયથી રા'ની ગરદનમાં રોગ ફાટી નીકળતાં રા' સં. ૧૯૧૭ના શ્રાવણ સુદ ૯ ને ગુરુવારે દેવલોક પામ્યો.

રા' દેશળજી સ્વર્ગવાસ પામતાં પાટવીકુમાર રવાજી ઉર્ફે બાલુભા પ્રાગમલજી નામ ધારણ કરીને સંવત ૧૯૧૭ના શ્રાવણ સુદ ૧૧ ને શનિવારે બાવીસમે વર્ષે ગાદીએ બેઠો.

રાજ્યની લગામ હાથમાં આવતાં જ પ્રાગમલજીએ સર્વ કોર સુખશાંતિ ફેલાવી દીધી.

રા'એ ઇન્સાફખાતામાં તેમજ રેવન્યુખાતામાં અનેક સુધારા કરવા માંડ્યા. મોટાં મોટાં શહેરોમાં અદાલતો સ્થાપ-વામાં આવી. સ્વામી આનંદાશ્રમ નામના એક મહામુત્સદ્દી અને અનુભવી બંગાળી સંન્યાસી મારફત કાયદાઓ બંધા-વામાં આવ્યા. વહીવટદારો નીમવામાં આવ્યા. પોલીસખાતું

નવા ધોરણ પ્રમાણે સ્થાપવામાં આવ્યું, તેમજ કેળવણી અને આરોગ્યખાતાને પણ સારું ઉત્તેજન આપવામાં આવ્યું.

રા' એ ચાડવા ડુંગર પર પોતાના નામથી પ્રાગસર તળાવ બાંધ્યું. ઉપરાંત શરદબાગ, અશ્વશાળા, ગજશાળા, નવી જેલ, મહાદેવના નાકાની બાંધણી આદિ બાંધકામો સુધરેલી ઢબે બંધાવ્યાં. વળી પ્રાગમહેલ નામનો સુંદર રાજમહેલ છેક ઇટાલીથી કારીગરો બોલાવીને વીસ લાખને ખરચે તૈયાર કર્યો.

સંવત ૧૯૨૭ માં રા' એ રાણી વિક્ટોરિયાના શાહેજાદા ડયુક ઑફ એડિનબરોની મુંબઈ ખાતે મુલાકાત લીધી. આ પ્રસંગની યાદગીરીમાં રા'એ દોઢ લાખ રૂપિયાના મોટા ખરચે આલ્ફ્રેડ હાઈસ્કૂલની સ્થાપના કરી અને શાહજાદા પ્રિન્સ ઑફ વેલ્સની મુલાકાતના સ્મરણમાં માંડવીનો ફૂરદો મોટા ખરચે બંધાવવાની શરૂઆત કરી.

રા' પ્રાગમલજી સંવત ૧૯૩૨ માં સ્વર્ગવાસી થયા.

પછી કચ્છની રાજ્યગાદી પર મહારાજાધિરાજ મિર્ઝા મહારાઓશ્રી ૭ ખેંગારજી સવાઈ બહાદુરજી જી. સી. આઇ. ઈ, જી. સી. એસ. આઈ. આવ્યા હતા.

તેમને બે કુમાર હતા—યુવરાજશ્રી માધુભા સાહેબ, ઉર્ફે વિજયરાજજી સાહેબ અને ન્હાના કુમારશ્રી મનુભા સાહેબ ઉર્ફે ગોડજી સાહેબજી. નામદાર માધુભા સાહેબના યુવરાજ કુમારશ્રી મેઘરાજજી સાહેબ ઉર્ફે મદનસિંહજી સાહેબ બહાદુર છે

મહારાવશ્રી ખેંગારજી ઈ. સ. ૧૯૪૨ માં દેવ થતાં અત્યારે મહારાવશ્રી વિજયરાજજી કચ્છની ગાદીએ બેઠા છે.

## સ મા પ્ત

# દેના બેંક

## દેવકરણ નાનજી બેંક લીમીટેડ.

(સ્થાપના ૧૯૩૮)

| | | |
|---|---|---|
| સત્તાવાર થાપણ ... ... ... | રૂા. | ૫૦,૦૦,૦૦૦ |
| ભરાયેલી થાપણ ... ... ... | રૂા. | ૨૦,૦૦,૦૦૦ |
| પગાર થયેલી થાપણ ... ... | રૂા. | ૧૧,૩૦,૦૦૦ |
| રીઝર્વ ફંડ... ... ... ... | રૂા. | ૧,૨૦,૦૦૦ |
| કુલ ડીપોઝીટો તા. ૨૨-૫-૪૩ ... | રૂા. | ૨,૬૨,૭૫,૧૧૯ |
| કુલ વકીંગ ફંડઝ ,, ... | રૂા. | ૨,૭૭,૨૫,૧૧૯ |
| ખાતાઓની સંખ્યા ,, ... | | ૧૧,૪૪૨ |

### દેનાબેંકની વિશિષ્ટતાઓ

★ બેંકીંગ સરવીસ ★ સેફ ડીપોઝીટ વોલ્ટ્સ
★ કેશ સરટીફીકેટસ ★ સેવીંગ્સ ઇન્સ્યુરન્સ
★ ઇન્વેસ્ટમેન્ટ સરવીસ ★ સ્મોલ સિલ્વર આર્સ



**મુંબઈ**
એલ્ફીન્સ્ટન સર્કલ
ઠાકુરદ્વાર
સેન્ડહર્સ્ટ બ્રિજ
કાલબાદેવી
માંડવી
ઝવેરી બઝાર
ભુલેશ્વર
દાદર
કોલાબા

**નાસીક**
નાસીક સીટી
નાસીક રોડ

**માથેરાન**
(ઉનાળા દરમ્યાન)

**અમદાવાદ**
મસ્કતી મારકેટ
ગાંધીરોડ
માણેકચોક

બેંકિંગને લગતું દરેક કામકાજ કરવામાં આવે છે.



NC

ધી અમદાવાદ મેન્યુફેક્ચરિંગ એન્ડ કેલિકો પ્રિન્ટિંગ કંપની લિ.—અમદાવાદ

ક. ૧૨


YA VIDYA